# મુખ્તારૂલ મસાએલ.

(હિંદ અને ઈરાકના આલમાએ અકાબર અને મુજતહેદોનો સંપુર્ણ અમલીયા રિસાલો)


ઉર્દુ ભાષાંતર કર્તાઃ- **મુસવ્વીર હુસેન (અમ્રોહી) સાહેબ કિબ્લા.**

સેક્રેટરીઃ- **અન્જુમને મોવીદુલ ઉલુમ દાફ્લ,**

**તાલીફ મદ્રસતુલ વાએઝીન (લખનવ)**

ગુજરાતી ભાષાંતર કર્તાઃ- **અબ્દુલ્લા ચતુર "અમીન"**





પ્રકાશક :-

**અબ્દુલ્લા ચતુર "અમીન"**

અબુલ ફઝલ પ્રીન્ટીંગ પ્રેસ,

૧૧, પાયધુની રોડ ખડક

**મુંબઈ ૯.**

પ્રતઃ ૧૦૦૦ (સને ૧૯૪૧) મુલ્ય રૂપીઆ બે.

# જગપ્રસિદ્ધ
# દાતુ મનજી પદમશી સુરમાવાલા
## ના
# સાચા મોતીના સુરમાઓ



ટ્રેડ માર્ક

૭૭ વર્ષથી એકધારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લાખોના આશીર્વાદ મેળવવામાં અમારા **સાચા મોતીના સુરમાઓ** બીન હરીફ નિવડયા છે. દરેક કોમ અને દરેક વર્ગના લોકો અમારા સુરમાઓ વાપરવાનું પસંદ કરે છે. કારણ કે એ આંખની દરેક બીમારીઓ માટે અકસીર પુરવાર થએલા છે. આંખની રોશનીનું કાયમી જતન કરવા અમારા **ચાલુ નંબરના** સુરમાઓ છુટથી વપરાય છે.

**એકજ વખત વાપરી ખાત્રી કરો**

જગપ્રસિદ્ધ

**દાતુ મનજી પદમશી સુરમાવાલા**

૨૮૦ પાલાગલી, મુંબઈ ૯

ફોન નં. ૨૫૮૬૬

ઉર્દૂ પુસ્તકઃ મુખ્તારૂલ મસાએલ : ઉપર
છપાયેલ મુજતહેદોની રજાનું લખાણ.
(બીસ્મીલ્લા હિર રહમાનિર રહીમ)

હઝરાતે મુજતહેદીને કરામ દામલ્લાહો ઝીલ્લહુ

તસ્દીકઃ—આકા સય્યદ અબુલહસન ઇસ્ફહાની સાહેબ કિબ્લા મુજ-તહેદુલ અસ્ત્ર હાલ મુકામ નજફે અશરફ

આ રીસાલા પર અમલ કરવું દુરૂસ્ત અને સહીહ છે.

સહીઃ—સય્યદ અબુલહસન મુસ્વી ઇસ્ફહાની

તસ્દીકઃ—સરકાર હુજ્જતુલ ઇસ્લામ શમસુલ ઓલમાં આકા સય્યદ નજમુલ હસન સાહેબ કિબ્લા મુજતહેદુલ અસ્ત્ર વ જમાન લખનવી

હુ આ રીસાલા પર અમલ કરવાની રજા આપુ છુ અને ઇન્શાઅલ્લાહ અમલ સહી અને દુરૂસ્ત છે.

સહીઃ—નજમુલહસન અફી અન્હ

તસ્દીકઃ—સરકાર હુજ્જતુલ ઇસ્લામ આકા સય્યદ નાસરહુસયન સાહેબ કિબ્લા મૂજતહેદુલ અસ્ત્ર "લખનવી."

બેઇસ્મેસુબહાનહુ

આ રીસાલા પર અમલ કરવું દુરૂસ્ત છે. અને હું અમલ કરવાની રજા આપુ છુ.

સહીઃ—નાસીર હુસયન અફીઅન્હ

# નિવેદન :—

અલ્હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન, વસ્સલા તો વસ્સલામો, અલા સય્યદીલ અંબીયાએ વલ મુરસલીન વ આલેહીત્તય્યબીનત્તાહેરીન.

અમ્માબાદ **'મુખ્તારૂલ મસાએલ'** જે આજે વાંચકોના હાથમાં છે એને હિંદ અને હિંદ બહારમાં લાખોના હિસાબે મુકલ્લીદ ધરાવતા હાકીમે શર્અ હુજ્જતુલ ઇસ્લામ, મુજતહેદુલ અસ્ર જનાબ. આકા સય્યદ અબુલ હસન સાહેબ "ઇસ્ફાની" એ આમ જગતના લાભની ખાતર લખીને પ્રગટ કર્યું. એ પછી એ પુસ્તકનું ઉર્દુમાં લખનવની મદ્રસતુલ વાએઝીન તરફથી ભાષાંતર થઇ ને બહાર પડયું કે જેની ઉપર લખનવ ( હિંદ)ના નામાંકીત મુજતહેદો હુજ્જતુલ ઇસ્લામ **આકા નજમુલ હસન સાહેબ કીબલા મદ્દે ઝીલ્લહુ, અને** હુજ્જતુલ ઇસ્લામ આકા નાસીર હુસયન સાહેબ કિબલા મદ્દે ઝીલ્લહુની મજકુર રિસાલા ઉપર અમલ કરવાની દસ્ખત થઇ.

મજકુર પુસ્તક સને ૧૯૩૧ માં મારી પાસે આવ્યું જેનું ગુજરાતીમાં ભાષાંતર કરીને પ્રગટ કરવાનું કહેવામાં આવ્યું.જો કે એ સમયે એ સંજોગો મારી પાસે નહતા, એ હું સારી પેઠે જાણતો હતો. અને એ વખતે છપાવી પ્રગટ કરી શકું એવી સ્થિતીમાં પણ ન હતો છતાં કુદરત ઉપર ભરોસો કરીને એનું ભાષાંતર તો કરીને આપી દીધું. જેને એક ભાઈ એ પ્રગટ કરાવ્વા માટેની વ્યવસ્થાની જોખમદારી અન્યોના અપાયેલા વચનોને અંગે પોતા ઉપર લઈ લીધી.

પરંતુ ઇન્સાનની ધારણાં સદાએ અધુરી રહી છે તેમ એ બિચારા બિરાદરને સર્વ તરફથી નાસીપાસી મળી, વચન આપનારાઓના જોશ ઠંડા થઇ ગયા અને એ બિરાદરને શાંતી અખ્તયાર કરવી પડી.

આવ્યું **સને** ૧૯૪૦, કંઇક વાતાવરણ અનુકુળ દેખાવ લાગ્યું જેથી એ પુસ્તક મેં મારા જાતી પ્રેસમાંથી છાપી પ્રગટ કરવાનું માથે લીધું. ખુદાવંદે કરીમના લાખો લાખ શુક્રાના કે પુસ્તક બહાર પડવાના સમાચારથી, ખાસ ઉર્દુ કે અરબ્બી ન જાણનારા ધાર્મીક માન્યતાને માનનારા; અને મઝહબી કાનુનને સમજવા માંગનારા મારા બિરાદરોમાં આનંદ છવાયો અત્રે મને કહેવા દો કે આજ પહેલાં મેં જે જે પુસ્તકો પ્રગટ કર્યા છે. " ઇસ્લામની ફિલસુફી " કે જે **મુજતહેદુલ અસ્ર આકા અહલામાં હાએરી** સાહેબનું મુળ ઉર્દુમાં લખાએલું પુસ્તક છે,જે ગુજરાતીમાં અનુવાદ કરીને અને "માર્ગ દર્શક" મૌલીક વિગેરે જે પણ પુસ્તકો બહાર પાડયા તે મેં કદીપણ અંગત ઉપયોગ માટે કંઈ પણ નફાની લાલચ વગર બહાર પાડયા હતા, તેવીજ રીતે આ પુસ્તક પણ એજ નિય્યતથી–એક પાઈ પણ નફો લીધા વિના માત્ર મારા ધર્મ-બન્દુઓની જીજ્ઞાસાને તૃપ્ત કરવા, મારી ફરજ સમજીને બહાર પાડું છું,

હું આ તકે એ સર્વે ભાઇઓનો એહસાન માનું છું કે જેમણે પુસ્તક છપાતા ટાંકણે મને અનેક રીતે પ્રોત્સાહન આપીને ઉત્તેજીત રાખ્યો અને આજે આ પુસ્તક ગુજરાતીમાં બ્હાર પડયું, જે જે ભાઈઓએ પોતાનું નામ બ્હાર પડવા ન આપી, કોપીઓ (મુળ કિંમતે) અમુક અમુક ખરીદી લઇ મારી ફરજનાં બોજામાં હિસ્સો લીધો છે એ સર્વ ભાઇઓનો આ તકે ફરીને ઉપકાર માનું છું. અને આશા રાખુ છું કે બાકીની પ્રતો માટે અન્ય દાંનવીરો બહાર પડી અવામને લાભ કર્તા થઇ પડવા માટે એજ પ્રમાણે અન્ય પ્રતો ખરીદી લઇ આખેરતનો લાભ ઉપાડશે.

મારે કહેવું જોઇએ કે ફિકહાની આવી જબ્બર જોખમદારીવાળી વસ્તુ જેને ગુજરાતીમાં સાદી ભાષામાં સમજાવવું મારા જેવા માટે અતી કઠણ વસ્તુ છે અને તેથી કયાંક જો ભુલ ચુક રહી ગઇ હોય તો વાંચક વર્ગ કને યાચના છે કે સુધારીને વાંચે અને મને લખી જણાવશે તો અન્ય આવૃતીમાં સુધારો કરી શકીશ. ઉપરાંત જે જે મસાએલમાં પુરતી સમજ ન પડે તેને પોતાના નજદીકના કોઇ આલીમ કે મુજતહેદને પુછાવી લે, અને આ કિતાબને છેડે આપેલું શુદ્ધિ પત્રક પણ જોઇ જવા વિનંતી છે.

**"અમીન"**

---

# મુખ્તારૂલ મસાએલનું સાંકળ્યું

# :: મુખ્તારૂલ મસાએલ. ::

## .... ઉસુલે દીન ....

આ વિષયમાં રીતસરની દલીલોની સાથે ઉસુલે દીનને એ રીતે વર્ણવ્વામાં આવેલ છે જેને એક સામાન્ય મનુષ્ય પણ સમજી શકે, ઉસુલે દીનને શરૂઅ કર્યા પ્હેલાં સમજવું જોઈએ કે દરેક બુદ્ધિશાળી પોતામાની કિંવા અન્ય સર્વ કારીગરીઓ સંબંદે જો વિચાર કરે તો એ પરિણામને સમજી શકશે કે, કોઈપણ વસ્તુ પોતમોળી બની (જાહેરમા આવી) નથી ગઈ, બલ્કે કોઈ એક શકિતશાળી કારીગરે કે જે સર્વ પ્રકારની સિફાતો કમાલનો ભંડાર અને ઊણપ વાલી સિફાતો અને હાજતોથી મુનઝઝહ અને મુબર્રહ (વિમુખ) છે તેણે એને પૈદા કરેલ છે, વળી આ વાત પણ બુદ્ધિ વિરૂધ છે કે એ કારીગર (ખુદા) કોઈ અન્યનો પેદા કરેલ હોય, કેમકે જો એમજ હોય તો (વંશ) પેઢી દર પેઢીનું એનું હોવું જરૂરી છે. એવીજ રીતે દરેક વસ્તુના કારીગરને માટે દલીલ છે.

**ઉસુલે દીન પાંચ છે.**

**૧ તૌહિદ.** તૌહિદના અર્થ છે કે ખુદાવંદ આલમ એક અને એકલો છે. તૌહિદ સબંદી અમે અહીંયા છ દ્રષ્ટાંતો રજુ કરીયે છીયે.

(૧) જો કદી એનો કોઈ જોડયો હતે તો એના સાથી હોવાને કારણે અવશ્ય જગતમાં ફસાદ પેદા થઈ જતે.

(૨) જોડયા હોવું ખુદાને માટે એક ઊણપ છે. અને ઊણપ ખુદાની ઝાતમાં નથી રહી શકતું.

(૩) સઘળા પયગંબરો એકજ ખુદા તરફથી જાહેર થયા (આવ્યા) જો કદી બીજો પણ કોઈ ખુદા હતે તો એ પણ પોતાના (હોવાની) જાહેરાત કરતે,

(૪) જો ખુદા બે હોય તો બન્નેમાંથી એક ખુદા બીજા ખુદાનો નાશ કરવાને માટે શકિતવાન છે. તો બીજા (ખુદા)નું નાશ કરવું પ્હેલા (ખુદા) ની ખુદાઇને સંપુર્ણ કરી દે છે. તેવીજ રીતે બીજા ખુદાને માટે પણ જરૂરતનું છે કે એ પ્હેલા (જોડયા) નો નાશ કરે, જો આ રીતે (પ્હેલા) જોડયા ખુદાનો નાશ કરવા માટે અશકત હોય તો પછી અશકત ખુદા નથી થઇ શકતો.

(૫) ખુદાએ અંબીયાઓ (નબીઓ) થી કહયું છે કે મારો કોઇ સાથી નથી, જો એણે (ખુદાએ) અસત્ય કહયું છે તો અસત્ય દંભ છે. અને ખુદાની ખુદાઇમા દંભ હોતું નથી, જો તેણે ખરૂ કહયું છે તો મતલબ ખુલ્લુ છે.

(૬) બે ચીજો વચ્ચે કોઇ વસ્તુ મધ્યમાં કારણરૂપ હોવી જોઇએ, જેથી બન્ને વસ્તુ જુદી જુદી સમજાય, જો ખુદા બે છે તો અવશ્ય બન્ને વચ્ચે જે વસ્તુ મધ્યમાં કારણરૂપ હોય એ કદીમ હોય, જોકે એ દાવો નથી. અને જો કદી એ દાવો કરવામાં આવે તો પેઢીનું હોવું જરૂરી છે. અને એ અસંભવીત છે.

## સિફાતે સબુતિય્યાહ.

સિફાતે સબુતિય્યાહ ઝાંતીયહ એટલે એ સિફાતો જે ખુદાવંદે આલમની અયને ઝાત છે. ઓલમાઓએ આઠ સિફાતો વર્ણવી છે. જેમાંથી કેટલીએક સિફાતો એવી છે જે સર્વ અન્ય સિફાતોમાં અસલ ઉસુલ છે.

૧ ખુદા કાદીર છે. ૨. ખુદા આલીમ છે. ૩ ખુદા હઇ (જીવંત) છે. ૪. ખુદા અઝલી છે. એટલે ખુદા હમેશાથી છે. ૫. ખુદા અબદી છે, એટલે હમેશાં રહેશે, અને એના માટે ક્યારેય પણ નાશ નથી. એ સિવાયની બાકી સિફાતોનો સબંધ ઇલ્મ [જોડે] છે. અને અન્ય કુદરત [સબંદી] તરફ રજુઅ છે. ખુદાવંદે આલમની અન્ય સિફાતો એ છે જે સિફાતે ફેલીય્યા (કાર્ય) કહેવાય છે, જેવી રીતે ખાલકીય્યત, દરઝાકીય્યત (મરતબો-પદ) વિ: વિ. એ સર્વ સિફાતોની સાબેતીઓની દલીલ એ છે કે એ સર્વ સિફાતે કમાલીય્યાહ છે અને ખુદા કામીલ છે.

## સિફાતે સલબિય્યાહ.

એ સિફાતો જેનથી ખુદાવંદે આલમ મુબર્રહ અને મુનઝઝહ (રહીત. પવિત્ર) છે, ઓલમાઓના વર્ણન પ્રમાણે થોડીએક સિફતો છે.

૧ ખુદા મુરકકબ નથી (કોઇ વસ્તુથી મળીને બનેલ નથી) ૨ ખુદા જીસ્મ (શરીર) જવહર અથવા અર્ઝ [વસ્તુ] નથી. ૩ ખુદા મરઅઇ નથી. એટલે ખુદા દીઠામા નથી આવતો, ૪ ખુદા મહલ્લે હવાદીસ નથી. ૬ ખુદા મોહતાંજ નથી. ૭ ખુદાની જેટલી પણ સિફાતો છે. એ એની ઝાતથી વધારે નથી, એની અયને ઝાત છે.

ખુદાવંદે આલમ આ સર્વ પ્રકારની સિફાતોથી પવિત્ર છે, કેમકે આ સિફાતો નુકસ ઉણપ છે, અને ખુદા ઉણપથી પાક છે.

## નબુવ્વત

જાણવું જોઇએ કે વિખરાયેલા માનવોની જીંદગીમાં સંપીલા જીવનને માટે એકત્રીત હોવું જરૂરનું છે, અને એક બીજાને મદદ કર્યા વીના ચારો નથી, અને એક બિજાની મદદ આપસનાં મામલા વિના નથી થઈ શકતી. વળી આપસના મામલાને માટે એ પણ અગત્યનું છે કે કોઇએક સત્ય ન્યાયી કાનુન ખુદા તરફનું હોવું જોઇએ, એટલા માટે કે જો કદી ખુદાવંદે આલમ કાનુનના મસઅલા (પ્રશ્ન) ને જગત (મનુષ્ય) ને હાથ આપતે તો દરેક જણ પોતાની નાકીશ અકકલ પ્રમાણે એક માર્ગ અખત્યાર કરતે. અને જગત વ્હેવાર અશક્ય થઇ પડતે, (એટલા માટે) એક ન્યાયી કાયદાને જાહેર કરવું ખુદાવંદે આલમપર અગત્યનું છે, અને જરૂરી છે કે એ કાયદાને કોઇક પ્રવિણ પુરૂષ થકી મખલુકે ખુદા [ મનુષ્યો ] લગી પ્હોંચાડી દે, જેથી કરીને એવી વ્યકિત જોડે મખલુક (માનવ) મિત્ર બની રહે, અને એ કાનુનના હુકમોને એની કનેથી પ્રાપ્ત કરે, એવી વ્યકિત માટે એ પણ અગત્યનું છે કે એ વ્યકિત સમજદાર અને માઅસુમ (નિર્દોષ) હોય, અને મોઅજીઝા, આયાત અને વર્ણનો થકી પોતાની નબુવ્વતને સાબીત કરી આપી શકે, જેથી મખલુક (મનુષ્ય જાત) એની નબુવ્વત અને રિસાલત પર ઇમાન લાવી ખુદાઈ હુકમો સબંદી એને માન્ય કરે, જેની સચ્ચાઇ અને નબુવ્વતને માટે કોઇ સત્ય (પયગંબરે) ખબર દેવાવાળાએ ખબર આપી હોય. જાણવું જોઇએ કે હ. આદમ અ. સ. ના સમયથી લઇને હઝરત ખાતેમુન્નબીઈન મોહમ્મદ બીન અબ્દુલ્લા બીન અબ્દુલમુતલીબ બીન હાશમ બીન અબ્દે મનાફ સ. અ. વસલ્લમના સમય લગી એક લાખ ચોવીસ હઝાર પયગંબર ખુદાવંદે કરીમ તરફથી મુકરર થયા, એ સર્વ પયગંબરોએ આ હઝરત મોહમ્મદ સ. અ. ના આવ્વા, મુકરર [થવા] ની ખબર આપી છે. અને આપનો ધર્મ રોજે કયામત લગી બાકી છે, આ. હઝરત સ. અ. ની નબુવ્વત ૭ દ્રષ્ટાંતોથી સાબીત છે.

૧ મુસલમાન અને કાફરો, સઘળાઓ આ બાબદને માટે સમંત છે કે આં. હઝરત સ. અ. વ. વસલ્લમ કોઇપણ ઉસ્તાદના સાગીર્દ (શિષ્ય) નથી થયા, અને ન કોઇ કને લખવું કે વાંચવું શીખ્યા, છતાં આ હઝરત સ. અ. વ. અને આપના અવસીયાઓએ દરેક જ્ઞાન સબંદી એ ફાયદાઓ મેળવ્યા કે જેનું કોઇ શિક્ષક કને શીખવાં વગર જાહેરમાં આવ્વું અશકય છે, આ પ્રમાણેની રીત અને આદાતનું આ હઝરત સ. અ. થી જાહેર થવું સ્પષ્ટ દલીલ અને મોઅજીઝા છે.

૨ આસ્માની કિતાબો (તવરેત, ઇન્જીલ, ઝબુર, વિ.) માં આસાનપણે આ. હઝરત સ. અ ના મુકરર થવા સબંદી બશારત મોજુદ છે. જેવી રીતે કે કુરઆને શરીફની આયતોમાં દર્શાવ્વામાં આવ્યું છે જો કદી આ બશારતો અત્યારે એ પુસ્તકોમાં મોજુદ નહત તો યહુદી નસારા જેઓ આ હઝરત સ.અ. ના વિરોધીયો હતા, જરૂર (આપને) જુઠલાવતે, જો કદી આ પ્રશ્ન સબંદી એ લોકો આ હઝરત સ. અ. ને જુઠ્ઠા કહયા હતે, અને સાબીત કર્યું હતે તો અવશ્ય એક પછી એક એમ અમારા લગી એ વાત ( સાબીતીઓ ) પહોંચતે, જોકે અમારા લગી નથી પ્હોંચી.

(૩) એ મોઅજીઝાઓ જે રિવાજ પ્રમાણે જાહેર થતા રહયા અને એક પછી એક અમારા લગી પહોંચ્યા, જેવી રીતે કે શકકુલ કમર ( ચંદ્રના બે ટુકડા થવું ) અને સંગરેઝો (પત્થરો) નું આં. હઝરત સ. અ. ના હાથમાં તસ્બીહ કરવું, એવી રીતે અનેક મોઅજીઝાઓ જે પુસ્તકોમાં મોજુદ છે,

(૪) આપ ખુદાવંદે કરીમ તરફથી કુરઆને મજીદ લાવ્યા, જેની ફસાહત, અને બલાગતે, ફસીહ અરબોને લાચાર કરી મુકયા, જેનો કુરઆને મુકાબલો કરી ફરમાવ્યું **ફઅતું બે સુરતીમ મીમમીસ્લેહ**, અને સઘળા અરબો કુરઆનનો મુકાબલો કરવાથી લાચાર થઇ ગયા.

(૫) આપના અખલાક, અને કમાલો જે અમારા લગી પહોંચ્યા છે એવું માત્ર એક પયગંબરમાંજ હોઇ શકે. હઝરતનો સમય એક કાફરોનો સમય હતો, વળી ખુદાઇ ઇચ્છા પણ એ હતી કે એવા સમયમાં આપ જેવા કોઇ નબીને મુકરર કરવામાં આવે.

(૬) જો આપ સત્ય પયગંબર નહોત, તો ખુદાવંદે આલમે કોઇ એક એવા પયગંબરને મુકરર કરવું અગત્યનું હતું કે જે આપના જુઠાણાને જાહેર કરી શકે (આપે), એટલા માટે કે આ હિકમતે ઇલાહિની ઇચ્છા કે જે હકીમ, આલીમ, અને કાદીર છે. એ ગરબો કરીને અને શકિતને અંગે અથવા બીજી કોઇ રીતે જગડાવાલાને દફે કરી દે.

## જીસ્માની કયામત.

એટલે સર્વ મનુષ્ય આજ ખાકી શરીરની સાથે રોજે કયામત જાહેર થશે. અને હિસાબ આપવાનાં સ્થળે ભેગા થશે, આ વસ્તું ૭ દલીલોથી સાબીત છે.

(૧) બની આદમમાં જુલ્મો ઘણા છે, કેટલીક વખતે એની સઝા, અત્યારે અને પછી પુરતી રીતે દુન્યામાં નથી મળતી તો પછી જો કોઇ એક દિવસ જઝાનો (બદલો) ન હોય જેમાં જાલીમ કનેથીમઝલુમની દાદ, દેવરાવામાં આવે, તો એમ મનાય કે ખુદાવદે આલમ જુલ્મનું કારણ છે, પણ જુલ્મ ખુદાવંદ આલમને માટે નથી.

(૨-૩) ખુદાવંદે આલમ હકીમ છે, અને એણે પોતાના બંદાઓને માટે કેટલાએક કામોમાં દુઃખ પણ રાખ્યા છે. અને એ બાબદો સબંદી બંદાઓથી સવાબ (આપવા) નો વાયદો અને અઝાબના બદલાનો દિવસ કહયો છે. વળી એ પણ જાહેર છે કે, એ સુઃખ અને દુઃખ દુન્યામાં નથી અપાતું, આથી સાબીત છે કે કોઇ એક દિવસ બદલાનો જરૂર મુકરર છે. નહિંતો એમ સમજાતે છે કે ફરમાંબરદાર અને નાફરમાનો બન્ને એક સરખા છે, પણ એ ખોટું છે. એમ (બદલાનો દિવસ)ન હોવાને કારણે એમ સમજાતે કે ખુદાએ ખોટું જાહેર કર્યું છે

(૪) દરેક આસ્માની ધર્મોના આ પ્રશ્ન સબંદી એકમત છે.

(૫) જો આવા (પ્રકારનો) દિવસ નહોત અને આ પ્રમાણે દાખવવામાં ન આવ્યું હતે તો મનુષ્યો પોતાના જુલ્મને અંગે જગતમાં ફસાદ કરતે,

(૬) આ હઝરત સ. અ ની નબુવ્વત સાબીત થઇ જવા પછી, પણ જે સ્પષ્ટ આયતો કુરઆને મજીદમાં વારીદ છે એ પણ આ વસ્તુને સ્પષ્ટ કરે છે.

## અદલ.

કેટલાએક આલીમોએ અદલને ઉસુલે મઝહબમાં જણાવ્યું છે, અદાલત છ રીતે સાબીત છે.

(૧) ઝુલ્મ બુરૂ છે, ખુદાથી બુરા કામો થવા શકય નથી.

(૨) કોઈ શખ્સ પોતાની મોહતાજીને કારણે જુલ્મ આચરે (કરે) છે, અને ખુદા મોહતાજ નથી.

(૩) ખુદાવંદે આલમે પોતે ઝુલ્મ કરવાની મના કરી છે. એ કઇ રીતે ઝુલ્મ કરી શકે છે.

(૪) ખુદાવંદે આલમે પોતાની આસ્માની કિતાબોમાં પોતાના અદલની ખબર આપી છે

(૫) જગ (ઉત્પન્ન કરેલ) વસ્તુ બંધારણ અને રિતો એના અદલને જાહેર કરે છે.

(૬) એના (ખુદા) સબંદી ઝુલ્મ ઉત્પન્ન થવાથી એના સાદીક (સત્ય) પણા પર ભરોસો બાકી નથી રહેતો.

## ઈમામત.

કેટલાએક આલીમોએ ઇમામતને પણ ઉસુલે મઝહબમાં લેખ્યું છે. અમે અગાઉ જે દલીલો નબુવ્વત સબંદી રજુ કરી ગયા છીયે, અને જે દલીલોથી મખલુકની નબીયો તરફ મોહતાજી દાખવી છે. એજ દલીલો વિલાયત સબંદી (પ્રચલીત) જાહેર છે. એજ મજકુર દલીલોથી સાબીત થાય છે કે હઝરત ખાતે મુલ અંબીયાના ધર્મને બાકી રાખવા, મખલુકપર હુજ્જત સમાપ્ત કરવા માટે, અને ખુદાઇ હુકમો જાહેર કરવા માટે, ખુદાવંદે આલમપર પોતા તરફથી કોઇ ઇમામને મુકરર કરવું અવશ્યક છે વળી એજ રીતે સાબીત થાય છે કે ઇમામ માઅસુમ (નિર્દોષ) હોવા જોઇએ અને ઇમામતની પેઢી કયામતના દિવસ લગી કાયમ રહે, એ ઇમામોના મુબારક નામો આ છે.

હઝરત અમીરૂલ મોઅમેનીન અલી ઇબ્ને અબી તાલીબ અ. સ., હઝરત ઇમામ હસન અ. સ. હઝરત ઇમામ હુસેન અ. સ., હઝરત ઇમામ ઝયનુલ આબેદીન અ. સ., હઝરત મોહમ્મદ બાકર અ. સ. હઝરત ઇમામ જાફર સાદીક અ. સ. હઝરત ઇમામ મુસા કાઝીમ અ. સ. હઝરત ઇમામ અલી રઝા અ.સ. હઝરત ઇમામ મોહમ્મદ તકી, અ.સ. હઝરત ઇમામ અલીયુન્નકી અ.સ. હઝરત ઇમામ હસન અસ્કરી અ. સ. હઝરત ઇમામ કાયમ મહેદી અ. સ. આ બાર ઇમામોની ઇમામત, પાંચ દલીલોથી સાબીત છે.

(૧) શિઆ અને અહલે સુન્નત એકમત છે કે, જઃ રિસાલત મઆબ સ. અ. એ ફરમાવ્યું કે મારી પાછળ બાર ખલીફાઓ થશે, અને એમના સિવાય જે લોકોએ ખિલાફતનો દાવો કર્યો એમની સંખ્યા પણ એટલી નહતી, તેવીજ રીતે એ લોકો માઅસુમ [પાપ મુકત] પણ નહતા, જોકે અઇમ્મએ તાહેરીન (ઇમામો) ની [બુઝુર્ગી] ઇઝઝત તમામ મુસલમાનોની નજરે એકસરખી છે, અલબત્તા જે આડ બાંદનારા ફિરકાઓ ખારીજ લઅનહોમુલ્લાહ આ હઝરતની બુઝુર્ગીના વિરોધીયો છે, એમની દુશ્મની અવશ્યક છે.

(૨) એ મજકુર લોકોમાંથી દરેકે ઇમામતનો દાવો કર્યો, અને એમનો દાવો દરેક પ્રકારે રહયો ઉપરાંત એમના કમાલ. હાલત, ઇબાદત, અને કાર્યો, અખલાક અને રૂડી સિફતો જે એક પછી એક અમારા લગી પ્હોંચી છે, એમના સાદીક (સત્ય) હોવાને સ્પષ્ટ કરે છે.

(૩) એમના જે ઇલ્મ (જ્ઞાનો) અમારા લગી પ્હોંચ્યા છે એ, એમણે કોઈ અન્યકનેથી પ્રાપ્ત કર્યા નહતા, પણ આદત પ્રમાણે છે.

(૪) જનાબ રિસાલત મઆબ સ. અ. થી (હદીસો) એક પછી એક જાહેર થએલ છે. જેમાં હઝરતે એક પછી એક નામ અને તાઅરીફનું વર્ણન કરી એઓની ઇમામત પર સીલ મારી આપ્યું છે. જેમકે એ સર્વ આયતો (હદીસો) પુસ્તકોમાં મોજુદ છે.

(૫) મજકુર ઇમામોમાંથી દરેકનાં એક પછી એક મોઅજીઝાંઓ જાહેર છે. જે વિવિધ પુસ્તકોમાં લખાયેલા છે.

## ફુરૂએ દીન.

ફુરૂએ દીનના અર્થ ઇબાદત (પ્રાર્થના) મામલાત (વ્હેવાર) ફરજો, અને સિયાસિયાત (જગવ્હેવાર)ના હુકમો છે, જે વિસ્તારવાર મોટા પુસ્તકોમાં લખાયલા છે. જોકે ભારી વસ્તુ આ રિસાલામાં જે છે તેમાં પ્રાર્થના, વ્હેવાર, અને વારસા હકકનાએ ભારે હુકમો વર્ણવ્વા પર સંતોષ કરવામાં આવે, જેની સર્વસ્વ લોકોને અત્યારે અને હવે પછી અગત્ય રહે છે, એ સિવાયના હુકમો મોટા પુસ્તકોમાં જોવા જોઇએ જેમાં હઝરત સય્યદ મદઝીલ્લહુના ફતવાઓ છે. જે વિશ્વભરમાં જાહેર થઇ ચુકયા છે, હજ્જના હુકમો જે આ સિવાય જુદી રીતે મોટા પુસ્તકમાં પ્રગટ થયેલા છે. મોહક અન્સારી મર્હુમ શેખ મુરતઝા અ, અલ્લાહો મકામોહુની એક જુદી કૃતી છે, જેનાપર જનાબ સય્યદે હાસીયો લખી આપ્યો છે કે જે ખાસ હજ્જના હુકમો સબંદી છે. જોકે આ ટુંક રિસાલો, વિગતવાર ત્રણ વિભાગોપર સંપુર્ણ કરવામાં આવેલ છે. ઇબાદતના હુકમો, વ્હેવારના હુકમો અને ભારી હુકમો.



# પ્રકરણ પ્હેલું.

## પ્રાર્થનાનાં હુકમો.

આ પ્રકરણમાં થોડાએક ભાગો છે. જેને શરૂઅ કરવા પ્હેલા તકલીદના વિષય સબંદી વર્ણન કરવામાં આવેછે.

### તકલીદ.

સમજવું જોઇએ કે ગયર મુજતહેદ મનુષ્યને માટે તકલીદ કરવી તકલીદનો મસઅલો (પ્રશ્ન) નથી. પણ મુકલીદે (તકલીદ કરનારે) પોતાની બુધ્ધિબળે સમજવું જોઇએ, કે આ વસ્તુ (હુકમ) જાહેર છે કે જો કદી માર્ગદર્શક થવું દરેકે દરેક વ્યકિતને માટે હોતતો, લોકોનો જગ વહેવાર બરબાદ થઇ જાય, બલકે કેટલાએક લોકો એવા પણ છે જેઓ માટે **માર્ગદર્શક** થવું મુશ્કેલ છે. અને કેટલાએક એવાએ છે કે જેમને માટે હદ બ્હાર દુ:ખ, અને મુસિબતનું કારણ છે. જોકે ખુદાવદે આલમે ઉમ્મતે મરહુમાને શકિત આપી છે, તેવી રીતે આમ લોકોને પણ મુશ્કેલી છે, ખેર, લોકોને માટે અગત્યનું માત્ર તકલીદ છે, એટલા માટે અવશ્યકતા જણાય છે કે અહીં તકલીદ સબંદી થોડાએક મસાએલ બ્યાન કરવામાં આવે.

### મસઅલો.

જે વ્યકિત સશકત યાતો ખુદ મુજતહેદ છે, એટલે શરીઅતના હુકમોને પ્રાપ્ત (મેળવ્વા) કરવાન જે માર્ગો છે એ માર્ગે મસાએલોને સમજી (ઉકેલ કરી) શકે, અથવા એને સંશોધન કરવાની શકિત નથી, એવીજ રીતે જો કોઇ મનુષ્ય પોતે મુજતહદ હોય તો એ (ઇજતેહાદ)સહી કોશીશપર અમલ કરે, નહિ તો તકલીદ કરે, કિંવા (એહતીયાત)બચાવપર અમલ કરે, બલ્કે મુજતહેદને માટે પણ (એહતીયાત)બચાવ [પ્રમાણે] પર અમલ કરવું જાએઝ છે,જોઇએ તો એ કોઇપણ ગુંચવણ ભર્યા ઉકેલ સબંદી એણે કોશીષ કરી હોય કે નહિ, પરંતુ જો કોશીષ (માર્ગ કાઢવાની) કરવાની શકિત ધરાવતો હોય, અથવા કોઇ માણસને કેટલીએક ગુંચવણો (મસાએલો) સબંદી માર્ગ સમજવાની(કાઢવાની) શકિત હોય અને કેટલાએકમા નહોય. જેને સર્વમાંના કહેવામાં આવેછે, એવા મસાએલમાં પોતાની કોશીશપર અમલ કરી શકે છે અને જે મસાએલમા એને કોશીષ કરવાની શકિત નહોય એવા મસાએલો સબંદી એજ હુકમ છે જે ગયર મુજતહેદને માટે છે, એટલે જોઇએ તો તકલીદ કરે જોઇએ તો એહતીયાત (બચાવ) પર અમલ કરે.

### મસઅલો.

મુકલીદ અને મુજતહેદ, દરેકને માટે એહતીયાતપર અમલ કરવું જાએઝ છે. એ મસઅલાના હુકમ સબંદીપણ કે જેના હુકમો સબંદી શંકા હોય અને એ સ્થળે પણ કે જ્યાં મસાઅલાના નક્કી હોવા સબંદી યકીન હોવામાં શંકા હોય, જોઇએ તો એહતીયાતમાં તકરારે અમલ કરવું પડે, કિંવા એની અગત્યતા નહોય, જોઇએ તેમ હોય, એહતીયાતપર અમલ કરવું જાએઝ છે.

**મસઅલો** એહતીયાતના થોડાએક પ્રકારો છે, એટલા માટે કે, ક્યાંક તો કોઈ કાર્યનું કરવું મકનઝાએ અહતીયાત હોય છે, જેવી રીતે કે કોઈ હુકમ ( કાર્ય ) સબંદી એતો હોયજ કે એ હરામ નથી, પરંતુ એનું વાજીબ અને સુન્નત અથવા વાજીબ અને મુબહ (પાક) કિંવા વાજીબ અને મકરૂહ હોવામાં તરદીદ [શંકા] હોય તો, એવી સ્થિતી વચ્ચે એહતીયાત એ છે કે, એ કાર્યને કરે, અને કયારે મુરતઝાએ અહતયાત કોઈ કાર્યનું તર્ક હોતુ હોય, જેમકે કોઇ વસ્તુ સબંદી એ તો જાણ હોયજ કે એ વાજીબ નથી, પરંતુ બનવા જોગ છે કે હરામ હોય, કિંવા હરામ ન હોય, અને મુસ્તહબ, મુબાહ અથવા મકરૂહ હોય, એવા સમયે એહતયાત એ છે કે એને મુકીદે, અને કોઈ અહતયાત સબંદી જમઅ બયનુલ અમરયન કરવામાં આવે જેમકે કોઇ માણસ પોતાને માટે એ નક્કી ન કરી શકે કે મારે નમાઝ કસર પડવી જોઇએ કે પુર્ણ તો એને જોઇએ કે કસર પણ પડે અને પુર્ણ પણ પડે, અને કયારે મુકતઝાએ અહતયાત એ હોય છે કે એકજ અમલને એ જુદી જુદી રીતે બજાવી લાવે, જેવી રીતે કે કોઈ માણસ એ નક્કી ન કરી શકે કે ફલાણું કાર્ય ફલાણી રીતે કરવાની શરત છે, અથવા એ કાર્ય કરવાથી એ અમલ બાતીલ થઈ જશે, તો એને જોઇએ કે એક વખત એ અમલને એજ રીત પ્રમાણે અને બીજી વખતે બીજી રીત પ્રમાણે બજાવી લાવે.

**મસઅલો**

જે સ્થળે અહતીયાત અશક્ય છે. ત્યાં કોશીશ કિંવા તકલીદ કરવી જરૂરી છે જેવી રીતે કે કોઈ વસ્તુના વાજીબ અથવા હરામ હોવા સબંદી મામલો સામે હોય અથવા કોઈ અમલનો નિકાલ અશક્ય હોય, અને તેમાં કોઇ કાર્યનો હુકમ હોવા સબંદી અથવા સબંદીત હોવા સબંદી શંકા હોય, અથવા જેવી રીતે કોઈ માલ સબંદી એ બિના હોય કે માલ આ બાળકનું છે કે પેલા બાળકનું અથવા બે ગાંડાઓ સબંદી આવીજ સ્થિતી હોય, અથવા એક તરફ બાળક હોય અને એક તરફ ગાંડો હોય, અથવા આવાજ પ્રકારની બીજી બાબદો હોય તો આ સર્વ સ્થિતી વચ્ચે ઇજતેહાદ અથવા તકલીદ લાઝીમ છે.

**મસઅલો**

અંજાણ માણસને માટે અહતેયાત સબંદી જાણવું ઘણાએક બનાવો સમયે મુશ્કેલ હોય છે, એટલા માટે કે અહતયાતનો હુકમ મસાએલની હાલત અને સ્થિતી બદલાઇ જવાને કારણે બદલાઈ જાય છે, જેવી રીતે કે જે પાણી રફઅ હદસે અકબર [એ હદસ જેનાથી ગુસલ વાજીબ થાય] માં એક વખત વપરાઇ ચુકયું હોય, એજ પાણીથી બીજી વખતે ગુસલ કે વઝુ સહી હોવા સબંદી એખતેલાફ [મતફેર] છે. અને બનાબર ઝાહેર અહતયાત (વજુબી) એ છે કે એ પાણીને બીજી વખતે વઝુ કે ગુસલને માટે ઉપયોગમાં લેવું ન જોઇએ, પરંતુ એ અહતયાત એ વખતે છે કે

જ્યારે એની પાસે બીજુ પાણી કે જેમાં કંઇ ઉણુપ ન હોય, એની કને હાજર હોવું જોઇએ, પરંતુ જો વાપરવા જોગ પાણી એટલુંજ એની પાસે મોજુદ હોય, અને એની કને તયમ્મુમને માટે માટી પણ હાજર ન હોય, તો અહવત એ છે કે એ પાણીથી વઝુ કરે. અને જો એની કને તયમ્મુમને માટે માટી પણ હાજર છે, તો અહવત એ છે કે એ પાણીથી વઝુ પણ કરે અને તયમ્મુમ પણ કરે, એવીજ રીતે કોઈ કાર્યમાં એક સ્થળે એક હુકમ એહતયાતનો હોય છે. અને બીજે સ્થળે બીજો હુકમ હોય છે, અને બન્ને હુકમો એક બીજાથી વિરૂધ થઇ જાય છે. જેવી રીતે કે તસ્બીહાતે અરબાહને નમાઝમાં ત્રણ વખત પડવું જોઇએ, કે એકજ વખત પડવું બસ છે, અહતયાત એ છે કે ત્રણ વખત પડવું જોઇએ, પરંતુ જે હાલતમાં કે નમાઝનો વખત તંગ (ઓછો) હોય, તો એવી સ્થિતીમાં ત્રણ વખત તસ્બીહાતે અરબા પડવા જતાં નમાઝનો કેટલોએક ભાગ બારીજ વખતમાં (વ્યર્થ) ચાલ્યા જવાનો ભય હોય તો બન્ને અહતયાત એક બિજાની વિરૂધ છે. અને બન્નેમાંથી એક વસ્તુનુ સમજવું અજ્ઞાતને માટે અતી કઠણ છે, બલ્કે અહતયાતનાં સ્થળને સમજવામાં કોશીશ (ઉકેલ) કરવાની ઓછી મ્હેનત નથી, એથી અજ્ઞાતને માટે આવા સમયે લાઝમી રીતે તકલીદ કરવી જોઇએ.

## મસઅલો

કેટલાએક ઓલમાઓનો કોલ છે કે તકલીદથી મુજતહેદના કહેવાપર અમલ કરવાના અર્થ છે. અને અમલ વગર તકલીદ સત્ય (દુરૂસ્ત) નથી થતી, પરંતુ ખરૂ એ છે કે, જે તકલીદ પછી અમલ દુરૂસ્ત થઇ જાય છે એના અર્થ એ છે કે, કોઇ માણસ કોઇએક મુજતહેદના ફતવા પ્રમાણે અમલ કરવા પોતાને માટે ઠીક સમજે, અને એમનેજ પોતાને માટે અહકામે શરીઅત સમજે અને એ કામ (હુકમ) ની નિય્યત કરે કે મારા સબંધી મોજુદ વખતમાં (ગયબતે ઇમામ) માં ખુદાનો હુકમ એજ છે, અને એમનાજ કહેવા પ્રમાણે અમલ કરવાને પોતાને માટે લાઝીમ (ઠીક) સમજે, ગરજ કે તકલીદ અમલનો મુકદ્દમો (નિવેદન) છે. જો કોઇ વ્યકિત મુજતહેદના ફતવાપર અમલ કરવાને વિસ્તાર પુર્વક જરૂરી નિય્યત કરે, એટલે એને દરેકે દરેક મસાએલ સબંદી મુજતહેદના ફતવાની જાણ હોય, અને એ ફતવાપર અમલ કરવાની નિય્યત કરે તો એ બદોબસ્તથી તકલીદનો હકકદાર થઇ જવું ખરૂં છે, પરંતુ જો એ માને કે ફલાણા મસઅલામાં મારા મુજતહેદનો જે કંઇ ફતવો હશે એનીપર અમલ કરીશ, અને અત્યારે એને એ ખબર નહોય કે મુજતહેદનો ફતવો એ મસઅલા સબંદી શું છે, અથવા એણે મુજતહેદનો રિસાલો એના ફતવા પ્રમાણે અમલ કરવાની નિય્યતથી મેળવી લીધો હોય તો આ સ્થિતી પણ ઠીક છે. કે નહિ! જાહેર એ છે કે પુરતું છે, અલબત્તા મુજતહેદના ફતવાને, એનીપર અમલ કરવાની

નિય્યત વગર યાદ કરી લેવું, અથવા માત્ર રિસાલો મેળવી લેવો અને અમલ કરવાની નિય્યત ન હોય, અને કહી દેવામાં આવે કે હું ફલાણા મુજતહેદનો મુકલ્લીદ છું. એ તકલીદ નથી. જેમ એક મુરદા મુજતહેદ કે જીવતા મુજતહેદની તકલીદથી બીજા જીવંત મુજતહેદની તકલીદ તરફ ફરી જવું, આ બન્ને વાતોને માટે મુજતહેદના ફતવાપર અમલ કર્યા વગર મજકુર વયવસ્થા પુરતી નથી, જો કોઈ માણસે કોઇ મુજતહેદના ફતવાને પ્રાપ્ત કરીને એનીપર અમલ કરવા માટે બંદોબસ્ત કરી લીધો હોય અને એ સમયે અમલ કરવાનો સમય આવ્યો ન હોય, તો એને બીજા કોઇ જીવતા મુજતહેદની તરફ રજુ થવું જોએઅ છે. તેમજ જે મુજતહેદની તકલીદમાં અમલ કરવાનો સમય ન આવ્યો હોય, તો એના મરી જવા પછી એના ફતવાપર અમલ કરવું એના માટે જાયેઝ નથી

## મસઅલો

જો કદી મમીઝ (નાદાન) બાળક તકલીદ કરે, તો એની તકલીદ દરૂસ્ત છે, જો કદી એનો મુજતહેદ એના બાલીગ થવા પહેલાં મરી જાય, તો એ મજકુર મુજતહેદની તકલીદ પર બાકીરહી શકે છે, એવીજ રીતે મુજતહેદના જીવતા હોવા છતા, જે સ્થળે એક બાલીગને તકલીદથી ફરી જવાની રજા નથી. એ પણ પોતાની પુખ્ત વય પહેલા અને પછી એ (મજકુર) મુજતહેદની તકલીદને મુકી બીજાની તકલીદ નથી કરી શકતો.

## મસઅલો.

તકલીદ કરવા લાયક મુજતહેદ એ છે જે જામેઉશ્શરાએત (શરીઅતને પુર્ણપણે સમજનાર હોય) જેની તરફ વળવાને માટે ઇમામે ઝમાને ખાસ કરીને એક આમ ઉસુલપર રજા આપી હોય, ગયબતે કુબરાના સમયમાં ખાસ રીત મોજુદ નથી, પરંતુ આમ રીત છે. જેવી રીતે કે, શાહી ફરમાને મુબારકમાં ઇમામ અલયહિસ્સલામે ઈરશાદ ફરમાવેલ છે.

> જે બીનાની તમને જરૂરત પડે, એમાં તમે એ લોકોની તરફ રજુ થાવ, જેઓ અમારી હદીસોની રિવાયત કરવાવાળાઓ છે, કેમ કે મારી તરફથી એઓ તમારી ઉપર હુજ્જત છે અને હું ખુદા તરફથી એમનાપર હુજ્જત છું.
>
> એમની વાતોને રદ કરનાર, જાણે અમારી વાતોને રદ કરનાર છે. અને અમારી વાતને રદ કરનાર જાણે ખુદાના હુકમનો રદ કરનાર છે, જે ખુદાની સાથે શિર્ક કરનારની હદમાં આવી જાય છે.

## હઝરત ઇમામ હસન અસ્કરી અ. સ. થી મન્કુલ છે.

ફિકહામાં જે માણસ એવો હોય કે જે પોતાના નફસને સંભાળનાર અને પોતાના ધર્મનો રક્ષક, (મન) ઇચ્છાઓની વિરૂધતા, અને પોતાના મવલાના હુકમોની તાબેદારી કરવાવાળો હોય તો અવામ ( લોકો ) ને જોઈએ કે એની તકલીદ કરે.

### મસઅલો

અકવી એ છે કે કોઈ મર્હુમ (મુજતહેદ) ની તકલીદપર બાકી રહેવું જાયેઝ છે પરંતુ શરૂમાં મર્હુમ મુજતહેદની તકલીદ કરવી જાયેઝ નથી.

(૨) જો કોઇ માણસ મર્હુમ મુજતહેદની તકલીદને મુકી આપી જીવતા મુજતહેદની તકલીદમાં આવે (કરે) તો એને ફરી બીજી વખત મર્હુમ મુજતહેદની તકલીદ કરવાની રજા નથી, તેવીજ રીતે કોઇ એક જીવતા મુજતહેદની તકલીદ કરતો હોય તો એ પછી બીજા કોઈ જીવતા મુજતહેદની તકલીદની તરફ ફરવું (બદલવું) પણ જાએઝ નથી પરંતુ જેની તરફ ફરવાનો વિચાર હોય,જો એ આઅલમ હોય તો એની તરફ ફરવું. જાએઝ છે.

### મસઅલો

અહવત (વજુબી)એ છે કે હત્તુલ ઇમકાન દરેક જાણાપર આઅલમ (મહા વિદ્વાન) ની તકલીદ વાજીબ છે. જો કોઇ વ્યકિતને ખબર ન હોય કે કોણ આઅલમ છે તો એની શોધ કરવી વાજીબ છે. આઅલમ જ્ઞાની ને શોધવા સંબંદી, બુદ્ધિશાળી લોકોથી ખબર મેળવ્વી અને એ લોકો તરફ રજુ થવું જોઇએ. જે પોતે પણ સંશોધક અને મસાએલની કાબેલીયત ધરાવતા હોય, આઅલમના અર્થ એ માણસના છે કે જેની (મસાએલની) શોધ, અને ખુલાસો કરવાની શકિત બીજાથી ઉત્તમ હોય, અને એ મસાએલની શોધ (ખુલાસા) ના માર્ગો બીજાઓથી વધુ સમજતો હોય.

### મસઅલો

તકલીદ કરવા લાયક મુજતહેદમા થોડીએક વાતો હોવી શરત છે, બલુગ (પુખ્ત વય) બીજુ અકલ, ત્રીજુ મર્દ, ચોથું ઇસ્નાઅશરી, પાંચમું ન્યાઇ. છઠુ પાક પૈદાઇશ, સાતમુ તેની યાદ શકિત સાધારણ પદથી ઓછી ન હોય, આઠમુ સારા રસ્તા શોધનાર, નવમું જીવતું હોવું. કારણકે મુરદાની શરૂઆતથી તકલીદ નથી થઇ શકતી, અલબત્તા જો કોઇ વ્યકિત જીવતા મુજતહેદની તકલીદમા હોય તો એના મરણ પછી એની તકલીદ પર બાકી રહેવું જાએઝ છે, અગરચે અહવત ( અસ્તેહબાબી) એ છે કે મુરદાની તકલીદ મુકીને જીવતા મુજતહેદની તકલીદ કરે

## મસઅલો

કોઇ મુજતહેદના મસાએલના ઉકેલ કરવાની શકિતની સાબેતી થોડીએક રીતે થઇ શકે છે,પ્રથમ તો એક કોઇ વ્યકિત એની પરિક્ષા લ્યે, અને એ માણસને એના ઉકેલ સબંદી ઞાની ઇલ્મ થઇ જાય, અથવા એના ઉકેલ સબંદી એક આમ ચર્ચા (પ્રચલ્લીત) હોય, અથવા બે આદીલ એના મુજતહેદ હોવા સબંદી સાક્ષી આપે, એવીરીતે કોઇ મુજતહેદના વિદ્વાન હોવા સબંદી પણ આજ માર્ગો છે, અલબત્તા અઅલમીયત, (મહાજ્ઞાની) સબંદી કોઇ પણ માણસ જો સંતોષ મેળવી ન શકે પરંતુ કોઇ (મુજતહેદ)ના બુદ્ધિશાળી હોવા સબંદી ગુમાન હોય તો એ ગુમાન એને માટે પુરતું છે, બલ્કે જો થોડાએક મુજતહેદો વચ્ચે બુધ્ધિશાળી હોવા સબંદી સંતોષ મેળવ્વુ શકય ન હોય, અને એઓમાંથી કોઇ એકના મહાજ્ઞાની હોવા સબંદી ગુમાન હોય, એટલે એને એ રીતે સંતોષ થાય કે એ સર્વ મુજતહેદો ઇલ્મમા સરખા છે. અથવા એઓમા ફલાણો માણસ વધુ જ્ઞાની છે તો એવી સ્થિતી વચ્ચે ગુમાનવાળા મુજતહેદની તકલીદ કરવી જોઇએ.

## મસઅલો

જો મુકલ્લીદને દરેક મસઅલા ( ગુંચવાણ ) માં મુજતહેદનાં ફતવાની ખબર ન હોય, પણ એને એટલી શ્રધ્ધા હોય કે હું જે અમલ બજાવી લાવું છું,એ સર્વ શર્ત અને કાનુન પ્રમાણે બજાવું છુ, અને તેમાં કોઇપણ હુકમ (કાર્ય) અમલ વિરૂધ નથી થતા, તો ખરૂ એ છે કે એ અમલ દુરસ્ત છે. જોકે અહવત એ છે કે એ અમલને માટે અઆદહ (બીજીવાર) કરે.

## મસઅલો

જે મસઅલામા અહતયાત મુતલક સબંદી હુકમ આપવામાં આવ્યા હોય એમા મહાજ્ઞાની કરતા દરેજ્જત બદરજ્જ બ્યર અઅલમ (જ્ઞાની)તરફ ફરવું (રજુ થવું) જાએઝ છે,અને એ અહયાતના હુકમો પર અમલ કરવું બહેતર છે, અને (મુસ્તજી) એકદાત એહયાતને તર્ક કરવું પણ જાએઝ છે. મુસ્તજી અહતયાત એ છે, જેનાં પહેલાં અથવા પછી એ મસઅલા સબંદી મુજતહેદનો ફતવો મોજુદ હોય, અને ફતવો દેવાની સાથે સાથે મુજતહેદ એમ કહી દે કે, પરંતુ "અહવત એ છે" અથવા અહવને દાદી આ છે." અને જો અહતયાતના હુકમની સાથે મુજતહેદનો કોઇ ફતવો મસઅલામાં મોજુદ ન હોય બલ્કે માત્ર અહતયાતના હુકમ કરી દેવાપરજ મુજતહેદે સંતોષ ધર્યો હોય, તો એ એહતયાત અહતયાતે મુતલક છે.

# તહારત

**તહારતની બે રીતો છે, તહારતે હદસ. અને તહારતે ખબ્સ.**

*તહારતે હદસની પણ બે રીતો છે, તહારતે આબ (પાણી), તહારતે ન જાસે વઝુંવ ગુસ્લે તહારતે બ આબ કહેવાય છે અને માટીથી જે તહારત (પાક)કરવામાં આવે છે તેને તયમ્મુમ કહેવાય છે,નમાઝ વગેરેને માટે કયારેક તો માત્ર વઝુ પુરતું હોય છે,અને ગુસ્લ કે તયમ્મુમની જરૂરત નથી હોતી, અને કયારેક માત્ર ગુસ્લ પુરતું હોય છે, અને વઝુની જરૂરત નથી હોતી, અને કયારેક વઝુ અને ગુસલ બન્નેની જરૂરત હોય છે, અને કયારેક વઝુ અને તયમ્મુમ, અને કયારેક ગુસલ અને તયમ્મુમ બન્ને એકી સાથે બજાવવામાં આવે છે. અને કયારેક આ સર્વ વસ્તુઓમાંથી કોઈ એક વસ્તુની જરૂરત નથી રહેતી જે જગાએ માત્ર વઝુ પુરતું છે એ જગા એ છે કે કોઈ માણુસ નમાઝ વિ. બજાવી લાવે. અને ગુસ્લ પ્રમાણે કોઇ હુકમ એની ઉપર વાજીબ થયેલ ન હોય, અને પાણીના વપરાસથી કોઇ હુકમ એના માટે જાહેર થયેલ ન હોય (જેની વિગત આગળ આવશે.) અને અત્યારે એણે વઝુ કરેલ ન હોય, અથવા વઝુ કરેલ હોય, પરંતુ એ પછી વઝુને રદ કરવાવાળી કોઇ બિના (સામે) નડી હોય તો એ સમયે માત્ર વઝુ કરવું જોઇએ, પરંતુ જે સ્થળે માત્ર ગુસલ કરવુ પુરતું છે, એ એવા માણુસને માટે છે જે જુનુબ (સ્ત્રિ સંગમાં આવેલ) થયેલ હોય, અને કોઈ વસ્તુ ગુસલને રોકનાર ન હોય તો માત્ર તેને ગુસ્લે જનાબત કરવું જોઇએ, પરંતુ જ્યાં ગુસ્લ અને વઝુ બન્ને કરવા જોઇએ, એ એવાઓને માટે છે કે, જે માણુસ ઉપર જનાબત ઉપરાંત બીજા કોઇ પ્રકારનાં ગુસ્લેઅમલ જાહેર થયેલ હોય તો, અને કોઇ હુકમ ગુસ્લ વિરૂધ્ધ (રોકનાર)ન હોય તો, એવી સ્થિતી વચ્ચે એને ગુસ્લ અને વઝુ બન્ને કરવા જોઇએ, અને ઉત્તમ તો એ છે કે પ્રથમ વઝુ કરે અને પછી ગુસલ અને જ્યાં વઝું અને તયમ્મુમ બન્ને વાતોની જરૂરત પડે છે. એ રીત એવી છે કે, જે માણુસથી જનાબત ઉપરાંત કોઈ એક પ્રકારનું બીજુ ગુસ્લ અમલમાં આવ્યુ હોય, અને માણુસ ગુસલ કરવા અશક્ત હોય, અને વઝુ કરી શકતો હોય તો વઝ અને ગુસલના બદલમાં તયમ્મુમ કરે, અથવા જો વઝુ કરી શકતો ન હોય તો એક તયમ્મુમ ગુસલ બદલ કરે, અને એક તયમ્મુમ વઝુ

*કપડું અથવા બીજી વસ્તુઓ અથવા શરીરનાં જાહેરી ભાગને પાક કરવાને બીજા શબ્દોમાં અન્ય જાહેરી નજાસતને પાક કરવાને તહારતે ખબ્સ કહે છે, અને મળ, કે મુત્ર અને જનાબત પછી મનુષ્યની અંદર એક ગુપ્ત નજાસત ઉતપન્ન થઇ જાય છે. જેને વઝું અથવા ગુસલને રસ્તે દુર કરવામાં આવે છે. છુપી નજાસતને પાક કરવાને તહારતે હદસ કહે છે. [ ઉર્દુ અનુવાદક ]

બદલ બજાવી લાવે, જે જગાએ માત્ર તયમ્મુમ પુરતું થઇ શકે છે એ એવા વખતે છે કે કોઇ માણસને માત્ર વઝુ કરવું (અમલમાં આવ્યું) હોય અને વઝુ કરવું એને માટે શકય ન હોય તો એ વઝુને બદલે તયમ્મુમ બજાવી લાવે, (જેની વિગત આગળ આવશે) એવીજ રીતે કોઇ માણસ જુનુબ થયેલ હોય, અને તેને માટે ગુસ્લ કરવું શકય ન હોય તો માત્ર એક તયમ્મુમ ગુસલને બદલે કરે, અલબત્તા જો આવી સ્થિતી વચ્ચે તયમ્મુમ કરીને નમાઝ પડે, અને પછી હદસે અસગર જાહેર થઇ જાય અને ગુસ્લમાં જે હુકમ રોકનાર (અશકય) હતા એ જો એવીજ રીતે બાકી હોય તો એ પછીની નમાઝ માટે અકવા (જરૂરી) એ છે કે માત્ર વઝુ પુરતુ છે અગર એ અહવત (એહતેહ-યાતી) સુન્નત એ છે કે વઝુ શકય હોવાથી તયમ્મુમ અને વઝુ બન્ને બજાવી લાવે અને જો વઝુ કરવાથી લાચાર હોય તો એક તયમ્મુમ જોખદારીના હિસાબે કરે, અને એ કરતા પણ વધુ એહતયાત એ છે કે એક તયમ્મુમ વઝુ બદલ અને એક તયમ્મુમ ગુસ્લને બદલે કરે, અને જે જગાએ ગુસ્લ વઝુ કે તયમ્મુમની જરૂરત નથી એ નમાઝે મય્યતનો સમય છે.

આ તહારતોના હુકમો વિસ્તારવાર વિવિદ રીતે વર્ણવવામાં આવશે

## વઝુ

(૧) મોઢું ધોવુ, લંબાઇમાં (કપાળના) વાળ ઉગવાની જગાથી લઇને દાઢી લગી અને પહોળાઇમાં હાથનો અંગુઠો અને વચલી આંગળી ચ્હેરા વચ્ચે આવી શકે.

(૨) કોણીથી લઇને આંગળીઓના માથા (ટેરવા) લગી બન્ને હાથોનું ધોવુ.

(૩) હાથના અન્દર (હથેળી) ના વઝુના પાણીના તરીથી માથાનો એવી રીતે મસો-કરવો, જેને મસો કહેવામાં આવે.

(૪) હાથના [હથેલી] અંદરના ભાગમાં વઝુની જે તરી બાકી રહી હોય, એનાથી પગના આંગળાઓની ટોચથી લઇ પગની જડ, એટલે એહતયાત પ્રમાણે (વજુબી) પગના જોડ લગી મસા કરવું, અને પહોળાઇમાં એટલી જગામાં મસા હોવા જોઇએ કે જેને મસો કહેવામાં આવે.

## વઝુની શરતો

વઝુમાં થોડી એક શરતો છે.

(૧) વઝુ કરવા સમયે કુરબત નિય્યત કરવી એટલે, ખુદાને માટે વઝુ કરૂં છુ, જોઇએ તો એનો હુકમ બજાવી લાવવા માટે, જોઇએ તો સવાબને ખાતર, અથવા ગુનાહોના ખૌફના લીધે અથવા કોઇ એવા કારણને માટે જે વઝુ કરવાવાલાના લક્ષમાં હોય,જેનું કારણ ખુદાવંદે આલમની ઝાત હોય, એ પણ શરત છે કે નિય્યત, વઝુ ખલાસ થવા લગી બાકી રહે. અલબત્તા જો કોઇ માણસ વઝુ કરવા સમયે વઝુ મુકી દેવાની ઇચ્છા કરે, અથવા

એને વઝુ ચાલુ રાખવા માટે શક પૈદા થાય, અને જે ભાગને હવે ધોવું અથવા મસો કરવો છે, એ પ્હેલાના ભાગ જો સુકાયા ન હોય, અને ફરીને પોતાને અસ્લી નિય્યત તરફ ફેરવે અને બીજું કોઈ કારણ વઝુ બાતીલ કરવા માટે અમલમાં આવ્યું ન હોય તો એ, એ સમયથી વઝુના બાકીના કામોને પુરૂ કરે તો વઝુ સહી છે.

(૨) **વઝુના પાણીનું પાક હોવું.**

(૩) **પાણીનું મુબાહ હોવું**, અથવા જો વઝુ કરનારને એટલી ખબર હોય કે પાણીનાં વાસણોની ખાસ સંખ્યામાંથી કોઈ એક અથવા અમુક વાસણોમાં નજાસત, અથવા ગસબી પાણી છે, અને મુકરર રીતે એને ગસબી અથવા નજીસ વાસણની જાણ ન હોય તો એ સઘળા વાસણો નજીસ અને ગસબીના હુકમોમાં છે. અને એનાથી વઝુ ખરૂ નથી. જો કોઈ માણસને પ્રથમથી પાણી ગસબી હોવાનું ભાન ન હોય, અને વઝુ કરી લીધા પછી જાણ થાય કે એણે ગસબા પાણીથી વઝુ કર્યું તો વઝુ દુરૂસ્ત છે, પરંતુ પાણીના માલીકને એનો બદલો (કરી) આપે પરંતુ કોઇ માણસને વઝુ કર્યા પછી એ જાણ થાય કે મેં નજીસ યા મુઝાફ પાણીથી વઝુ કર્યુ છે તો એનું વઝુ બાતીલ છે.

(૪) **આબે મુતલક** (સાફ પાણી) હોવું. આબે મુઝાફથી વઝુ બાતીલ છે અલબત્તા જો કદી ધારો કે બે વાસણ હોય, એકમાં આબે મુઝાફ હોય, અને એકમાં આબે મુતલક હોય, અને સંપુર્ણ પણ ખબર ન હોય કે કેમાં કયુ પાણી છે. એ ઉપરાંત બીજુ પાણી હાજર ન હોય તો વાજીબ છે કે બન્ને વાસણોમાંના પાણીથી જુદુ જુદુ એક પછી એક વઝુ કરે, પરંતુ જો એવીજ રીતે મુબાહ અને ગસબી પાણીનાં વાસણ મળ્યા હોય, તે ન સમજાય અને બીજુ પાણી હાજર ન હોય તો એવા સમયે તયમ્મુમ કરવું વાજીબ છે. અને જો કદી પાક અને નજીસ પાણીમાં એવીજ રીતે શક પડે, અને બીજુ પાણી મોજુદ ન હોય તો, ઉત્તમ એ છે કે પ્રથમ એક વાસણમાંના પાણીથી વઝુ કરીને નમાઝ પડે, એ પછી બીજા વાસણમાંના પાણીથી પ્રથમ વઝુના ભાગને પાક કરે અને એ પછી બાકી પાણીથી વઝુ કરી બીજી વખતે નમાઝ અદા કરે, પરંતુ અહવત (ઇહ્તિયાતી) એ છે કે નજીસ અને પાક પાણીના એક થઇ જવાના સમયે મઝકુર રીતે વઝુ કરવાની સાથે તયમ્મુમ પણ બજાવી લાવે, અને જો બીજુ પાણી મળી શકતું હોય તો બીજા પાણીથી વઝુ કરે, પાણીના ન ઓળખાવાના સમયે એજ પ્રમાણેના હુકમો ગુસ્લને માટે પણ છે.

(૫) **વઝુનું પાણી** કોઇ નજાસતને દૂર કરવા માટે વપરાયેલુન હોય, અલબત્તા આ હુકમ આબે કલીલ (થોડા પાણી) ને માટે છે જેવી રીતે કે કઝાએ જતા વખતે, પેશાબ કરીને પાક કરતી વખતે જે પાણી લેવાયું હોય છતા જો કે એની તહારતની જે શરતો છે, એ એમાં જોવામાં આવે તો એ પાણી પાક છે. પરંતુ એ પાણીથી વઝુ દુરૂસ્ત નથી.

(૬) **વઝુના ભાગનું પાક હોવું**, અર્થાત એ છે કે દરેક ભાગો વઝુ માટે એનાં વઝુ પ્હેલાં પાક હોવા જોઇએ. સઘળા ભાગોનું વઝુ શરૂ કરવા પ્હેલા પાક હોવું (કરવું) જરૂર નથી.

(૭) **વઝુના સ્થળનું મુબાહ હોવું**, એટલે જે જગાએ બેસીને વઝુ કરે એ જગા અને જમીન બલ્કે જે જગાએ વઝુનું પાણી પડતું હોય એ સ્થળ પણ મુબાહ હોય. એવીજ રીતે જે વાસણથી વઝુ કરે એ વાસણ પણ મુબાહ હોવું જોઇએ, અને અવશ્ય એ વાસણ ચાંદી સોનાનું ન હોય.

(૮) **પાણીના વાપરવાથી** કોઇ કારણ આડુ આવતું (નુકશાન થતું) ન હોય, એવી સ્થિતી સમયે તયમ્મુમ કરી શકાય છે.

(૯) **તરતીબ**–એટલે પ્રથમ મોઢું ધોવે, એ પછી જમણો હાથ, એ પછી ડાબો હાથ એ પછી મથાનો મસો કરે, એ પછી બન્ને પગોનો મસા કરે, બન્ને પગોના મસાહ કરવામાં બન્ને પગ એકીસાથે મસાહ કરવા રીત નથી, બલ્કે અહવત (વજુબી) ડાબા પગનો જમણા પગ પ્હેલા મસા કરવો જાએઝ નથી. અલબત્તા બન્ને પગોનું સાથે મસો કરવો જાએઝછે, પરંતુ બ્હેતર એ છે કે પ્રથમ જમણા પગનો કરે પછી ડાબા પગનો.

(૧૦) **મવાલાત** એટલે કોઇ ભાગનું ધોવું અથવા મસો કરવો, એટલી વારે શરૂ ન કરે જેથી વળ લગાડવાને અંગે પ્હેલાના ધોયેલા ભાગો સુકાઇ જાય. પણ જો હવા ગરમ હોય યા વધુ પવનને કારણે ભાગો સુકાઇ જાય અથવા કોઇ માણસ પોતે વઝુના ભાગોને સુકવી નાખે અને વઝુનું કાર્ય એક પછી એક બજાવી લાવતો હોય તો એનું વઝુ સહી છે.

(૧૧) શક્ય હોય તો વઝુનું કાર્ય પોતાની હાથે બજાવી લાવે અને જો અશક્ય હોય તો બીજો માણસ એને વઝુ કરાવે, પરંતુ વઝુની નિય્યત પોતે કરે.

## મુબ્તલાતે વઝુ

૭ ચીઝોથી વઝુ બાતીલ [રદ] થઇ જાય છે. [૧] પેશાબ કરવો, પેશાબ કરવાના, હુકમમાં એ મળતી રૂતુબત પણ છે જે ઇસ્તબરા કરવા પ્હેલા નિકળી જાય છે.

(૨-૩) પૈખાના (કળશે જવું) અને રિહ [પવન] છુટવું.

(૪) ઉંઘી જવું (૫) દરેક એવસ્તુકે જે અકલને ખરાબ કરતી હોય.

(૬) ઇસ્તેહાઝા (સ્ત્રી જાતીની માસિક માંદગી) અને દરેક એ વસ્તુ જે ગુસ્લનું કારણ હોય છે.

જો કોઇ માણુસ પ્રથમથી વઝુ કરેલ હોય એને પાછળથી વઝુના તુટવાનો શક જાય તો એ શક તરફ ધ્યાન ન કરે. અને જો પ્રથમથી હદસની સ્થિતી હતી અને શક જાય કે એ પછી વઝુ કરી લીધું હતું અથવા નહિ. તો વઝુ કરવું જોઇએ,

## વઝુના કારણો

વઝુ થોડીએક બાબદો માટે વાજીબ અને એના ખરા હોવાની શરત છે.

(૧) નમાઝે મય્યત સિવાય દરેક વાજીબ નમાઝને માટે વઝુ વાજીબ છે, પરંતુ સુન્નત નમાઝોને માટે વઝુ વાજીબ નથી. પણ શરત છે, એટલે સુન્નત નમાઝ વઝુ વગર દુરૂસ્ત નથી.

(૨) નમાઝના ભુલાઇ ગયેલા ભાગો અને નમાઝે એહતયાત• બજાવી લાવ્વા માટે વઝુ વાજીબ છે. બલ્કે અહવત (વજુબી) એ છે કે સીજદે સહુ બજાવી લાવ્વા માટે પણ વઝુ અગત્યનું છે.

(૩) તવાફે વાજીબને માટે જોઇએ તો એ સુન્નતી હજ્જ કે ઉમરાહનો ભાગ હોય.

સમજવું જોઇએ કે કોઇ પણ માણુસને ખુદાવંદે આલમના ઇસ્મે (નામ) ઝાત અને એના સિફાતી નામો જે એની ઝાતના ખાસ છે એનીરીતે, અંબીયા, અને અઇમ્મએ હોદા (ઇમામો) અહતયાત પ્રમાણે (વજુબી) હઝરત ફાતેમા ઝહેરાના નામ મુબારેકો, વઝુ કર્યા વિના પોતાના શરીરના કોઇપણ ભાગપર મસ કરવા જાયેઝ નથી.

## અહકામે બયતુલ ખલા.

કાઝે (પેખાના) જતા વખતે,એ ઉપરાંત અન્ય સ્થિતી વચ્ચે પણ સ્ત્રિઓએ (શરમગાહ) સમજદાર જોવાવાળાઓથી છુપાવ્વું વાજીબ છે,દરેક મનુષ્યે કિબ્લાની સામે કે કિબ્લાને પીઠ આપી પેશાબ,કે પયખાના માટે બેસવું હરામ છે.અને પેશાબ કરી લીધા પછી ઇસ્તેબરા કરવું સુન્નત છે. ઇસ્તબરાના અર્થ એ છે કે આંગળીને મકઅદ (પયખાનાની જગાથી) થી લઇને ઉપર ઇંદ્રીના મુળ લગી જોરથી ત્રણ વખત ખેંચવી જોઇએ અને બે આંગળીઓ (એક ઉપર એક ઇંદ્રા નીચે) મુળથી લઇને કોંચ લગી ત્રણ વખત ખેંચવી જોઇએ. પછી ઇંદ્રીયના ફુલને ત્રણવખત જટકવું જોઇએ સમજવું જોઇએ કે ઇસ્તંજા કરવું ફીનસેહ વાજીબ નથી. અલબત્તા જે ચીઝોને માટે શરીરનું પાક હોવું જરૂરનું છે, એને માટે ઇસ્તંજાની વાજીબ છે.

## ગુસલ

વાજીબ ગુસલ છ-છે (૧) ગુસ્લે જનાબત, (૨) ગુસ્લે હયઝ, (૩) નિફાસ, (૪) ઇસ્તેહાઝા (૫) મસે મય્યત (૬) ગુસ્લે મય્યત. દરેક ગુસ્લનું વર્ણન છુટુ છુટુ થશે.

# ગુસ્લેજનાબત,

જનાબતનું કારણ બે રીતે હોય છે, (૧) મનીનું (વીર્યનું) બહાર નિકળવું મનીના હુકમમાં એ રતુબત પણ છે જે વિર્યના ઇસ્તબરા કર્યા પ્હેલા નિકળે, મનીનો ઇસ્તબરા પેશાબ કરવું છે, (૨) સોબત કરવી, જોઇએ તો આગળ કે પાછળ, જોઇએ તો વિર્યપાત થાય કે ન થાય, બન્ને સંજોગને માટે જનાબતનું ગુસલ વાજીબ છે,

**ગુસ્લે જનાબત કેટલાએક કામોમા વાજીબ છે.**

(૧) નમાઝે મય્યત વિના દરેક વાજીબ નમાઝોને માટે વાજીબ છે.

(૨) નમાઝના ભુલાએલા ભાગો માટે અને નમાઝે અહતયાત બજાવ્વાને માટે બલ્કે અહતયાત (વજુબી) સીજદે સહુ કરવાને માટે ગુસ્લેજનાબત હોવું જરૂરી છે. ત્રીજુ તવાફ વાજીબ ને માટે જોઇએ તો સુન્નત હજ્જ કે ઉમરાનો ભાગ હોય. પરંતુ તવાફે ગયરે વાજીબ જનાબતની હાલતમાં બાતીલ નથી. જો કે ગુસ્લે જનાબતની હાલતમાં મસ્જીદુલ હરામમાં દાખલ થવું હરામ છે, જો કોઇ માણસ જનાબતથી ગાફીલ થઇ ને મસ્જીદુલ હરામમા દાખલ થઇ જાય અથવા તવાફ બજાવી લાવે તો તવાફ દુરૂસ્ત છે.

(૪) રોઝાને માટે (જેવી રીતે રોઝાના અહકામોમાં વિગતવાર વર્ણવ્વામાં આવશે)

## મોહર્રમાતે જુનુબ

જુનુબ [જનાબતની હાલતમાં] ને માટે થોડાએક કામો હરામ છે.

[૧] ખુદાવંદે આલમની ઝાતના નામો અને એની ખાસ સિફાતોના નામો, અંબીયાઓના નામો અને અઇમ્મએ તાહેરીનના નામો, અને બનાબર અહયાત [વજુબી] હઝરત ફાતેમા ઝહેરાના નામ મુબારકને મસ કરવું.

(૨) કીતાબે કુરઆનને મસ ( અડવું ) કરવું.

(૩) આમ મસ્જીદોમાં થોભવું, પરંતુ મસ્જીદમાંથી થઇને ચાલ્યા જવામાં કોઇ હરકત નથી, પરંતુ અહવત [વજુબી] એ છે કે જતાં જતાં મસ્જીદમાં કોઇ ચીઝ ન નાખે, એવીજ રીતે અહવત [વજુબી] એ છે કે જનાબતની હાલતમાં મસ્જીદની બાહારથી પણ મસ્જીદમાં કોઈ વસ્તુ ન નાખે. બનાબર અહતયાત [વજુબી] અઇમ્મએ માઅસુમીન અ, સ. ની (મુશાહદે મશરફહ) જગાઓ પણ ભેગી છે. મશાહેદ ની સ્હેન બલ્કે છતનો પણ આ હુકમમાં ભેગુ હોવાની જાણ નથી.

(૪) મસ્જીદુલ હરામ અને મસ્જીદુલ રસુલની અંદર થઇને જવું, બલ્કે ખાસ કરીને તેની અંદર જુનુબની હાલતમાં દાખલ થવું પણ હરામ છે.

(૫) વાજીબ સીજદાવાલા ચાર સુરામાંથી કોઇ સુરાનું પડવુ,

## ગુસલની રીત

ગુસ્લ કરવાની ૨ રીતો છે. (૧) ઈરતેમાસી (૨) તરતીબી

ગુસ્લે ઇરતેમાસી એ છે કે, પુર્ણ શરીર એકજ વખતમાં ધોવાય, એટલે જેને માત્ર એકજ વખતમાં ધોવું કહી શકાય, એ પણ શરત નથી કે ધોવા પ્હેલા શરીરનો પુર્ણ ભાગ પાણીથી બ્હાર હોય, અને પછી ગુસલ કરવાના ઈરાદાથી ગોતું મારવામાં આવે બલ્કે આખાએ શરીરનું એકજ વખતમાં ગુસલના ઇરાદાથી ધોવાઈ જવું પુરતું છે, જોઇએ તે રીતે હોય.

અને ગુસલે તરતીબી એ છે કે પ્રથમ માથું અને ગરદન ધોવે એ પછી શરીરનાં જમણાં ભાગને ધોવે, એ પછી શરીરના ડાબા ભાગને, ગુસલની શરતો એજ છે જે વઝુ માં બ્યાન થઈ ચુકી છે. અલબત્તા ગુસલમાં ઉપરથી નિચે ધોવાની શરત નથી અને મવાલાત જરૂર નથી, ગુસ્લે જનાબત પછી વઝુ કરવાની જરૂરત નથી, પરંતુ જનાબત સિવાય બીજા ગુસલો પછી વઝુ કરવું અહવત (વજુબી) છે, જો કોઈ માણસને માથે કેટલાએક ગુસલો હોય, જેમકે ગુસ્લે જનાબત, ગુસ્લે હયઝ, ગુસ્લે જુમ્મા વિગેરે અને એ સર્વ ગુસલોની નિય્યતથી જો એકજ ગુસલ બજાવી લાવે તો પુરતું છે, એવીજ રીતે કોઈ માણસ એ સર્વ ગુસલોમાંથી માત્ર એક ગુસલની નિય્યતથી ગુસલ કરે તો એવી સ્થિતી વચ્ચે બીજા ગુસલોની જરૂરત નહિ રહે, જો કોઈ માણસને માથે થોડાએક ગુસલો હોય, તેમાં જો ગુસ્લે જનાબત પણ હોય, તો અકવી એ છે કે એ ગુસ્લે જનાબત શિવાય, બિજા કોઈ ગુસલની નિય્યતથી પણ એક ગુસલ કરી શકે છે, જે ગુસ્લે જનાબત ની જગાએ સંતોષાય જશે, જો કે આ સ્થિતી વચ્ચે અહવત [ એસ્તહબાબી ] એ છે કે બીજા ગુસ્લોને પણ બજાવી લાવે.

## ગુસ્લે હયઝ

( માસીક માંદગીનું ગુસ્લ. )

હયઝનું ખુન (સ્ત્રિને) ખાસ કરીને કાળાશ પડતુ, અથવા સુર્ખ અને ગરમ અને તાઝુ હોય છે અને બળતરાની સાથે નિકળે છે,અને કયારે એની વિરૂધ્ધ રિતે પણ હોય છે. અને ખાસ કરીને મહિનામાં એક વખત હયઝનું ખુન આવે છે. હયઝની મુદત ઓછામાં ઓછી ત્રણ દિવસ છે. એ સિવાય ઓછુ જે લોહી આવે એ હયઝ નથી, મશહુર કોલ પ્રમાણે એ પણ જરૂરી છે કે ત્રણ દિવસ સરખું લોહિ આવે (રહે) જો દસ દિવસની અંદર જુદી જુદી રીતે ત્રણ દિવસ ખુન આવે તો હયઝ નથી, બલ્કે ખરી રીતે એ છે કે આ શરત અગત્યની નથી, જો કે અહવત (એસ્તહબાબી)એ છે કે આવી હાલતમાં અહતયાતના જે કામો હયઝવાલી સ્ત્રિને મુકી દેવા જોઇએ, એને મુકી દે, અને મુસ્તેહાઝાના અઅમાલ પણ બજાવી લાવે, એવીજ રીતે અકવી એ છે કે એ દસ દિવસની અંદર

જેટલા દિવસ લોહી ન પડયુ હોય એ દિવસો પણ હયઝના દિવસોમાં ગણત્રી થશે, ભલે પછી એ દિવસોમાં પણ અહલ્તયાતન જે કામો હયઝવાળી સ્ત્રિને મુકી આપવા જોઇએ એને મુકી દે, અને જે અઅમાલ મુસ્તેહાઝાના છે એ બજાવી લાવે.

હયઝનાં ખુનની શરત એ છે કે એ પુખ્ત ઉંમર થવા પછી અથવા પ્હેલા આવે છે પરંતુ પુખ્ત વય (બલુગ) એટલે નવ વર્ષ પુરા થવા પ્હેલા સ્ત્રિ જે લોહી જુવે એ હયઝ નથી. અલબત્તા કોઇ સ્ત્રિને પોતાના બાલીગ થઇ જવા માટે શંકા હોય,ને જો એ આ પ્રકારનું લોહી જુવે જેમાં હયઝના પ્રકાર દિઠામાં આવે તો એ બલુગની નિશાની થશે. કુરયશી સ્ત્રિને સાઠ વર્ષ પછી અને ગયર કુરયશી સ્ત્રિને પચાસ વર્ષ પછી જે લોહી પડે એ હયઝ નથી.

હમલવાળી સ્ત્રિને લોહિ આવી શકે છે,ભલે પછી હમલ જાહેર થઇ ચુકયું હોય. બે હયઝોવચ્ચે તહારતની મુદત ઓછામાં ઓછી દસ દિવસની છે, વધુની કોઇ હદ નથી.

જો કોઇ સ્ત્રિને શંકા પડે કે આ લોહી હયઝનું છે કે બીજુ ખુન છે તો એની પરિક્ષા એ રિતે થઇ શકે છે કે થોડુ -રૂ-રુનીમાં રાખી થોડીવાર પછી બ્હાર કાઢે, જો -રૂ-ની આજુબાજુ લોહિ ઘેરાઇ જાય તો એ ખુન હયઝનું નથી. અને જો લોહિ-રૂ ની અંદર દાખલ થઇ જાય તો એ લોહિ હયઝનું છે.

સમજવું જોઇએ કે સ્ત્રિ યા ઝાતુલ આદત (મુકરર આદત રાખવાવાળી સ્ત્રિ) છે અથવા જેને મુકરર આદત નથી. ઝાતુલ આદત એ સ્ત્રિ કહેવાય છે જે બે મહિના બરાબર એકજ રીતે લોહિ જુવે. જો કદી કોઇ સ્ત્રિને બે મહિના બરાબર એવી રીતે લોહી આવે કે બન્ને મહિનામાં સમય અને દિવસની સંખ્યા એક સરખી હોય તેને **ઝાતુલ આદત અદદીય્યા વ-વકતય્યાહ** કહે છે, એટલે એના હયઝનો સમય અને દિવ-સોની સંખ્યા બન્ને મુકરર છે.જેવી રીતે કે કોઇ સ્ત્રિને પ્હેલા મહિનાના શરૂ મહિનામાં છ દિવસ ખુન આવે અને બીજા મહિનામાં પણ એજ પ્રમાણે અને એવીજ રીતે આવે. અથવા જો માત્ર એમજ હોય કે ખુન આવવાનો વખત બન્ને મહિનામાં (નો) એક સરખું હોય,પણ દિવસની સંખ્યામાં તફાવત હોય તો એને **ઝાતુલ આદત વકતય્યા કહે** છે. જેવી રીતે કે કોઇ સ્ત્રિ પહેલા મહિનામાં પ્હેલી તારીખથી પાંચમી તારીખ લગી લોહી જુએ અને બીજા મહિનામાં પ્હેલીથી ચોથી તારીખ લગી અથવા પહેલેથી છઠી તારીખ લગી, અને અથવા એવું થાય કે દિવસની સંખ્યા તો બન્ને મહીનામાં સરખી હોય, પણ હયઝ આવવાનો વખત જુદો જુદો હોય તો એને **ઝાતુલ આદત અદદીય્યાહ** કહે છે (જેવી રીતે કે પહેલા મહિનામાં પહેલી તારીખથી પાંચમી લગી ખુન આવે અને બીજા મહિનામાં દસમી તારીખથી પંદરમી તારીખ લગી.)

ગયર ઝાતુલ આદતની પણ ત્રણ રીતો છે. (૧) **મુબ્તદઅહ** એટલે એ સ્ત્રી જે પ્રથમ વખત હયઝ જુવે (૨) **મુઝતરેબાહ** એ સ્ત્રિ જેણે ખુન તો અનેક વખતે જોયું હોય પણ આદત મુકરર ન થઇ હોય, એટલે તેણીને કયારેય તે સમયમાં એ વખતે સમય અને ગણત્રી પ્રમાણે એકી સાથે ખુન ન આવતું હોય.

(૩) **નાસીયાહ**, એટલે એ સ્ત્રી જે વખત અથવા સંખ્યા અથવા બન્ને હિસાબે આદત તો ધરાવતી હોય પણ એ આદત ભુલી ગઇ હોય.

અલગરઝ ઝાતુલ આદત **વકતીય્યાહ** અથવા **આદત અદદીય્યાહ** પણ રાખતી હોય અથવા ન રાખતી હોય, જો ખાસ આદતના દિવસોમાં અથવા આદતથી બે દિવસ પહેલાં ખુન જુવે તો જોતા સાથે એને હયઝ સમજે, જોઇએ તો એ ખુનમાં હયઝની સિફાતો જોવામાં આવે કે ન આવે, જો ખુન ત્રણ દિવસથી વધારે ન હોય તો હયઝ છે, અને જો ત્રણ દિવસથી ઓછા દિવસમાં બંદ થઇ જાય તો જે રીતે નમાઝ, અને રોઝા તેણીએ મુકી આપ્યા હોય એની કઝા બજાવી લાવે, પરંતુ જે સ્ત્રિ માત્ર **ઝાતુલ આદતે અદદીય્યાહ** હોય એવીજ રીતે ત્રણે પ્રકારની **ગયર ઝાતુલ આદહ** સ્ત્રિઓ, જો એ ખુન જુવે, અને જો ખુનમાં હયઝના પ્રકારો મોજુદ હોય તો એને હયઝ સમજે, જેવી રીતે **ઝાતુલ આદત વકતીય્યાહ** ખુન જોતાની સાથે હયઝ સમજે છે, અને જો એ ખુનમાં હયઝના પ્રકાર મોજુદ ન હોય એમને જોઇએ કે અહતયાત કરે, અને હયઝવાળી એ જે હુકમો મુકી આપવા જોઇએ એને મુકી પણ દે, અને મુસ્તહાઝના અઅમાલ પણ બજાવી લાવે, ત્રણ દિવસ લગી એજ પ્રમાણે કરે, જો ખુન ત્રણ દિવસ લગી બરાબર આવતું રહે તો એને હયઝ સમજે. નહિ તો એસ્તહાઝા (વધારાનું ખુન)

જે સ્ત્રિ ઝાતુલ આદત અદદિય્યહ હોય, જોઇએ તો સમય–સબંદી પણ આદત ધરાવતી હોય કે નહિ, જો એને ખુન આવે અને દસ દિવસ કરતા વધારે અને ત્રણ દિવસથી ઓછુ ન હોય તો એ પુરા દિવસો હયઝના છે, અગરચે એની આદત કરતાં દિવસ ઓછા વધુ થઇ જાય, અલબત્તા જે વખતે કે ખુન એની આદતના દિવસોની સંખ્યા કરતા વધવા માંડે તો એની પર વાજીબ છે કે એક દિવસ ઇબાદતને મુકી આપે, અને એ એક દિવસ વહી જવા પછી દસમાં દિવસ લગી. ઇબાદત મુકી આપવી મુસ્તહબ (સુન્નત) છે, વાજીબ નથી, જો ખુન દસ દિવસ લગી અથવા દસ દિવસથી ઓછુ આવીને બંદ થઇ જાય તો એ સઘળા દિવસો હયઝના ખુનના છે, અને જો દસ દિવસથી વધી જાય તો એ તેણીની આદતની હદ પ્રમાણેના દિવસોને હયઝના દિવસ સમજે, અને જેટલા દિવસોની ઇબાદત તેણીએ મુકી આપી છે એની કઝા બજાવી લાવે, પરંતુ જે સ્ત્રિ ઝાતુલ આદતહ અદદિય્યાહ ન હોય જોઇએ તો મુબ્તદઅહ (જેની શરૂઆત હોય તે) અથવા મુઝતરેબાહ અથવા માત્ર ઝાતુલ આદતહ વકતય્યાહ હોય, જો એવી સ્ત્રિનું ખુન દસ દિવસની અંદર રહે તો એ સર્વ દિવસો હયઝના ખુન-

નાજ છે, અને જો દસ દિવસથી ઉપર જાય તો મુબ્તદહ અને મુઅતરરએહ ને જોઇએ કે ખુનના પ્રકારને તપાસે, જો કેટલાક દિવસોમાં ખુન સ્યાહ (કાળુ) અથવા સુર્ખ (લાલ) અને કેટલા દિવસો ઝર્દ (પીળુ) આવ્યું તો એ સુર્ખ અને સ્યાહ ખુનને હયઝ સમજે, એ શરતે કે ખુન ત્રણ દિવસથી ઓછુ અને દસ દિવસથી વધુ ન આવ્યું હોય, જો પ્રથમથી લઇને અંત લગી ખુન એકજ પ્રકારનું આવ્યું હોય અથવા જુદ જુદા રંગનું આવ્યું હોય, પરંતુ જે ખુનમાં હયઝના પ્રકાર જોવામાં આવે એ ત્રણ દિવસથી ઓછુ અને દસ દિવસથી વધુ આવ્યું હોય તો એને જોઇએ કે સાત દિવસ હયઝના સમજે, જોઇએ તો ભલે એકજ મહિનામા આ બનાવ બને, કે ખુન દસ દિવસ કરતા વધી જાય, અથવા દરેક મહિનામાં આવો બનાવ બને, અને જે સ્રિ માત્ર ઝાતુલ આદત વકતય્યાહ હોય એમનાં સબંદી અકદી એજ પ્રમાણે છે, કે આવા સમયે સત દીવસ હયઝના સમજે એવીજ રીતે જે સ્ત્રિ પોતાની આદતની સંખ્યાને ભુલી ગઇ હોય એને માટે પણ મજકુર હુકમ છે, પરંતુ જે સ્ત્રિ પોતાની આદતના સમયને ભુલી ગઇ હોય, તો એને જોઇએ કે ખુનનાં પ્રકારને જુવે, અને ખુનમાં જો એ પ્રકાર ન હોય તો અહવત (વજુબી) એ છે કે મજકુર સંખ્યા એટલે સાત દિવસ શરૂઅના હયઝના ખુનનાં સમજે, અને જો આદતનો વખત અને દિવસની સંખ્યા બન્ને ભુલી ગઇ હોય તો વખતના ભુલી જવાને કારણે નાસીય-તુલ વકત (વખત ભુલી જનાર) નાં હુકમ પ્રમાણે અને દિવસની સંખ્યા ભુલી જવાને કારણે નાસીયતુલ અદદ (સંખ્યા ભુલી જનાર)ના હુકમ પ્રમાણે અમલ કરે ( આ જગાએ) થોડાએક મસાએલો છે.

## મસઅલો.

જો કોઇ સ્ત્રિને મસલન છ દિવસની આદત હોય અને તેણીને ત્રણ અથવા ચાર દિવસ ખુન આવી જવા પછી બંદ થઇ જાય તો એની પર વાજીબ છે કે ગુસલ કરીને નમાઝ બજાવી લાવે, જો વ્હેમ કે ગુમાન હોય કે પાછુ ખુન આવશે તો, અને માનો કે પાછુ ખુન આવવા લાગે, અને દસ દિવસ અથવા દસથી ઓછા દિવસ લગી આવીને અટકી જાય, તો શરૂઅથી લઇને દરમ્યાનના તહારતનાં દિવસો સાથે બધા દિવસો હયઝના સમજે, અને જો એ દિવસોમા રોઝા રાખ્યા હોય તો એની કઝા બજાવી લાવે, અને જો છઠ્ઠા દિવસે ખુનનો સિલસિલો પાછુ ચાલુ થાય અને દસ દિવસથી વધી જાય તો શરૂઅથી લઇને છઠ્ઠા દિવસ લગી હયઝના દિવસો સમજે અને બાકીના ને એસ્તેહાઝા, અને જો છઠ્ઠા દિવસ પછી સંખ્યા વધે અને દસ દિવસથી વધી જાય તો માત્ર એ ત્રણ અથવા ચારજ દિવસને હયઝ સમજે.

## મસઅલો.

જો કોઇ સ્ત્રિને શક હોય કે હયઝ બંદ થયું છે કે નહિ, તો તેણીએ જાણવું વાજીબ છે, તેણીને જોઇએ કે થોડુક રૂ–( કપાસ ) યુનીમાં મુકે, અને થોડીવાર રહીને

બ્હાર કાઢે, જો રૂ-ખુનથી ભરાઇ ન જાય તો એ હયઝથી પાક થઇ ગઇ, અને જો ખુનથી ભરાયેલુ નિકળે તો સમજે કે હજુ હયઝનો સિલસિલો ચાલુ છે. અને જો સમજ્યાં, કે જાણ્યા વિના કોઈ સ્ત્રિ ગુસલ કરીને નમાઝ બજાવી લાવે તો એની નમાઝ સહી નથી અગર એ પછીથી ભલે એ સાબીત થાય કે એ વખતે હયઝથી પાક થઈ ગઇ હતી, પરંતુ તેણીને કસદે કુરબત *પ્રાપ્ત થઇ ગયું હોય અને પછીથી સાબીત થાય કે ગુસલ કરતા સમયે હું હયઝથી પાક થઇ ચુકી હતી તો નમાઝ સહી થઈ જશે.

## મસઅલો

જો કોઈ સ્ત્રિ ઝાતુલ આદત અદદીય્યાહ અને વકતય્યાહને એની આદતના ઝમાના પ્હેલા ખુન આવે અને એ ખુનનો સિલસિલો આદતના સમય કરતા વધુ ચાલુ રહે અને જો દસ દિવસોની સંખ્યા કરતા વધુ ન હોય તો એ સઘળા દિવસો હયઝના છે, અને જો દસ દિવસ કરતાં વધી જાય તો માત્ર પોતાની આદતનાં દિવસોની સંખ્યાને હયઝ સમજે, અને શરૂઅ અને આખરનાં દિવસોને ઇસ્તેહાઝા, અને જો એવું હોય કે આદત કરતા વ્હેલું ખુન આવે અને આદત પ્રમાણે બંદ થઇ જાય, અને આદતના દિવસો ખતમ થઇ જવા પછી પાછુ ખુન આવે એ શરૂઅથી લઇને આખર લગી કુલ દિવસ દસથી વધુ ન હોય તો પ્રથમ અને આખર સઘળા દિવસો હયઝના, અને મધ્યનાં પાક સમય પણ હયઝના હુકમમાં છે, અને જો દસ દિવસ કરતા વધી જાય અને પ્હેલા અને પાછલા બન્નેમાંથી જે ખુનમાં હયઝનાં પ્રકાર જોવામાં આવતા હોય એને હયઝ સમજે, જો બન્ને ખુન એકજ પ્રકારનું હોય તો અહવત (વજુબી) એ છે કે પ્રથમ દિવસોને હયઝના સમજે અને જો આદત પ્હેલા અને આદત પછી ખુન જુવે, અને બન્ને ખુનોમા હયઝની શરતો મોજુદ હોય અને બન્ને ખુનો વચ્ચે દસ દિવસ તહારતનો ફાસ્લો (છેટુ) થાય તો બન્ને ખૂન હયઝ છે.

## મસઅલો

જો પહેલાં અને આખરી જે ખુન આવે એમાં જો હયઝનાં પ્રકાર દિઠામાં આવતા હોય અને બન્ને ખુનો વચ્ચે દસ દિવસ અથવા એથી વધુ દિવસો જે ખુન આવે એમાં ઇસ્તેહાઝાના પ્રકારો જોવામાં આવતા હોય તો પણ પહેલા અને છેલ્લા દિવસોના બન્ને ખુનોને હયઝ સમજે, અને વચ્ચેના દિવસોને જેમાં ઇસ્તેહાઝાના પ્રકારો હોય ઇસ્તેહાઝા સમજે.



(+) કસદે કુરબત પ્રાપ્ત થવાની નિશાની એ છે મજકુર સ્ત્રિ પોતાની મોજુદ હાલતથી ગાફીલ થઇને એમ વિચારીને કે ગુસલ કરવું મારી પર ફરજ છે. તો ફરઝ અદા કરવા માટે ગુસલ કરે - (ઉર્દૂ અનુવાદક)

## મસઅલો

જો કોઈ સ્ત્રિ પોતાની આદત પહેલા ખુન જુવે જેમાં હયઝના પ્રકાર જોવામાં આવતા હોય, અને આદતના સમયમાં જે ખુન આવે તેમાં ઇસ્તેહાઝાના [૧] પ્રકારો જોવામાં આવતાહોય, અને સઘળા દિવસો દસ મળી કરતાં વધુ થતાં હોય તો એને જોઇએ કે પોતાની આદતના સમયનાં ખુનને હયઝ સમજે, એ શરતે કે તેણીને આદત એજ પ્રમાણે હોય જેવી રીતે આમ રીતે હોય છે, પરંતુ જો તેણીએ ખુનના પ્રકારમાં વિચાર કરતાં કરતા પોતાની આદત [કરતાં] વધી જાય તો એ હુકમ મુસ્કેલ છે જો કે બન્ને ખુનમાં એહતયાતના હુકમો પાળે, [શરૂઅથી આખર લગી જે વસ્તુ હયઝવાળીએ મુકી દેવીજોઇએ. એને મુકી દે, અને મુસ્તહાઝાના[૨] અઅમાલ બજાવી લાવે] એવીજ રીતે કોઈ સ્ત્રી આદતનાં સમયમાં ખુન જુએ જેમાં ઇસ્તેહાઝાના પ્રકારો જોવામાં આવતા હોય, અને આદત પછી જે ખુન આવે એમાં હયઝના પ્રકારો દીઠામાં આવતા હોય અને સઘળા દિવસો મળીને દસ દીવસથી વધુ હોય તો પણ એજ હુકમ છે, અલબત્તા બન્ને ખુનો વચ્ચે દસ દીવસ તહારતનો ફાસલો થઇ જાય તો બન્ને રીતો અને બન્ને ખુનોને હયઝ સમજે

## મસઅલો

હયઝના ઓછામાં ઓછી મુદતમાં પ્હેલી અને છેલ્લી રાત ખારીજ છે. એટલે જો કોઇ સ્ત્રિ વચલી બે રાતોને સાથે લેખતા ત્રણ દિવસ ખુન જુએ તો હયઝની ઓછામાં ઓછી મુદત સાચે આવી જાશે, એવીજ રીતે હયઝની વધુમાં વધુ વખત અને તેવીજ રીતે બેહયઝો વચ્ચેના ઓછામાં ઓછો તહારતનો સમય જે દસ દીવસ થાય છે એ દીવસોમા પણ પહેલી અને છેલ્લી રાત ખારીજ છે.

## હયઝ સબંધી હુકમો

હયઝ સબંદી થોડાએક હુકમો છે.

(૧) એનાથી કોઇ નમાઝ સહી નથી જોઇએ તો નમાઝ વાજીબ હોય કે સુન્નત

(૨) એના કોઇ રોઝા સહી નથી, પરંતુ હયઝના કારણે જે વાજીબ રોઝા મુકાયા હોય એની કઝા બજાવી લાવે.

(૩) વાજીબ તવાફ એનાથી સહી નથી, પરંતુ સુન્નત તવાફ સહી ન થવાના કારણો માત્ર એ છે કે હયઝવાળી સ્ત્રિને મસ્જીદુલ હરામમાં દાખલ થવાની મના છે. અલબત્તા જો તેણી અંજાણપણામાં અથવા ભુલને કારણે મસ્જીદુલ હરામમાં ચાલી જાય અને તવાફ કરી લ્યે તો તવાફ સહી થઈ જશે.



(૧) હયઝથી વધારાનું ખુન

(૨) હયઝથી વધારેનું ખુન જેને આવે તે.

## હયઝના વખતે હરામના હુકમો

હયઝની હાલતમાં એજ કામો હરામ છે જે જનુબની હાલતમાં હરામ છે,એ ઉપરાંત હયઝના વખતે સોબત કરવી પણ હરામ છે, ત્યાં લગી કે જ્યાં લગી ખુન વ્હેતું (આવતું) હોય, અલબત્તા જો ખુન બંદ થઇ ગયું હોય અને ગુસલ ન કર્યું હોય તો (અકવી) એ છે કે સોબત કરવી જાએઝ છે, ભલે પછી યુની પોતાની અસ્લી સ્થિતી પર ન આવી હોય, અને અહવત ( વજુબી ) એ છે કે સોબત કરવાથી બચતો રહે,

જો પુરૂષ પોતાની સ્ત્રિ જોડે હયઝના સમયમાં સોબત કરે, ભલે પછી તે સ્ત્રિ કોઇ બીજાની કનીઝ પણ હોય, તો અહવત (વજુબી)છે કે ધણી કફ્ફારો અદા કરે, જેની વિગત એ છે કે હયઝની શરૂઆતમાં સોબત કરે તો અઢાર (૧૮) ( દાણા ચણા ) નખુદના દાણા જેવડા સિકકાવાળુ સોનું કફ્ફારો આપે, અને એનો અર્દો હિસ્સો એટલે નવ દાણા બરાબર સિકકાદાર સોનું હયઝ દરમ્યાનને માટે, અને એનો (૧૮) નો ચોથો હિસ્સો હયઝના આખરી વખતમાં સોબત કરવા બદલ, અને સોનાની કિંમત આપી દેવી પુરતું છે અને જો કોઇ માણુસ પોતાની કનીઝ જોડે હયઝની હાલતમાં સોબત કરે તો ત્રણ મુંદ [1] ઘઉં ત્રણ ફકીરોને એકેક મુંદ ઘઉં એકેક ફકીરને આપે, તેવીજ રીતે સ્ત્રિને હયઝની હાલતમાં તલાક આપવી સહી નથી, પરંતુ જો ધણી ગાએબ હોય હોય. અથવા સ્ત્રિ ગયરમદખુલા (સોબત કર્યા વિનાની) અથવા હામેલા હોય તો તલાક સહી થઇ શકે છે, અને હયઝથી પાક થઇ જવા પછી અને ગુસલ કરી લીધા પ્હેલા તલાક સહી છે.

## ગુસ્લે હયઝની રીત,

ગુસ્લે હયઝની રિત તરતીબી અને ઇરતેમાસી, બન્ને રીતે એજ પ્રમાણે છે જે રીત ગુસ્લે જનાબતને માટે છે, અલબત્તા અહવત (વજુબી) એ છે કે વઝુ કર્યા વિના પુરતું નથી, એટલા માટે નમાઝ વિગેરેને માટે ગુસ્લ કર્યા પછી વઝુ કરવું જોઇએ.–જોઇએતો ગુસલ પ્હેલા અને જોઇએતો ગુસલ પછી, પરંતુ ગુસલ પ્હેલા વઝુ કરી લેવું ઉત્તમ છે, એવીજ રીતે ગુસ્લે નિફાસ, ગુસ્લે ઇસ્તેહાઝા, ગુસ્લે મસેમય્યત, અને સર્વ સુન્નત ગુસલોને માટે એજ હુકમ છે.

# ગુસ્લે નિફાસ

નિફાસનું એ ખુન છે, જે સ્ત્રિ જાતને બચ્ચુ જણતાં સમયે આવે ( પડે ) છે. નિફાસની મુદ્દત વધુમાં વધુ દસ દિવસની ઓછા મુદ્દતની કંઇ હદ નથી, જે સ્ત્રિને



(૧) એક મુંદ ઘઉં અંગ્રેજી શેરના હિસાબે લગભગ ત્રણ પાઉ થાય છે.

હયઝની આદત મુકરર હોય, એનુ નિફ્રાસ તેણીની એજ આદત પ્રમાણે છે, એને જો આદત કરતાં વધી જાય, અને દસથી ઓછુ અથવા દસ દિવસ લગી પ્હોંચી બંદ થઈ જાય તો એ સઘળુ નિફ્રાસ છે. અને દસ દિવસ કરતાં વધી જાય તો (એજ) આદત ના દિવસો એના નિફ્રાસના છે અને બાકીના દિવસ ઇસ્તેહાઝાના છે. જો કે અહવત (એસ્તેહ બાબી) એ છે કે આવી સ્થિતી વચ્ચે એ સર્વ વસ્તુઓ ત્યાગ કરે જે નિફ્સા (નિફ્રાસ વાળી સ્ત્રિ) ને ત્યાગ કરવા જોઇએ, અને મુસ્તેહાઝાના અઅમાલ પણ બજાવી લાવે, બલ્કે બ્હેતર એ છે કે અઢાર દિવસ લગી એવીજ રિતે અમલ કરે. અને જો હમલના બ્હાર પડવાથી લઇને દસ દિવસ લગી એકે દિવસ ખુન ન આવે તો નિફ્રાસનો હુકમ રદ નહિ થાય. અને જો એક દિવસ ખુન જુએ અને બંદ થઇ જાય તો એજ એક દિવસ નિફ્રાસનો છે. અને જો પ્હેલે દિવસે જુએ અને પછી ધારોકે પાંચમાં દિવસે ખુન જુએ અને પછી બંદ થઇ જાય તો બસ એ બે દિવસ નિફ્રાસ છે, અને બન્ને દિવસો વચ્ચે જે તહરતનો સમય છે એ પણ એમાંજ લેખાશે, એવીજ રીતે ધારોકે પ્હેલી અને દસ, અથવા નવમાં અથવા આઠમાં દિવસે ખુન જુએ તો બન્ને બાજુના દિવસો નિફ્રાસનાં છે, અને વચમાં જે તહારતનો (પાક) સમય છે એ પણ નિફ્રાસ ના હુકમમાં છે,

હયઝવાળી સ્ત્રિને માટે જે ચીઝો વાજીબ કે હરામ, સુન્નત કે મકરૂહ છે. એજ હુકમો નિફ્રાસવાળી સ્ત્રિ માટે પણ છે.

## ગુસ્લે ઇસ્તેહાઝા

ઇસ્તેહાઝાના ત્રણ પ્રકારો છે. કલીલા (થોડુ) મોતવસ્સેતા (મધ્યમ) કસીરા (વધુ)

**ઇસ્તેહાઝે કલીલા** એ છે કે સ્ત્રિ, કાપુસ લઇ એની ઉપર કપડુ લપેટી પોતાની યુનીમાં મુકે, જો ખુન એને લાગી જાય અને ખુન રૂના અંદર પ્રવેશ ન થાય તો કલીલા.

**ઇસ્તેહાઝા મોતવસ્સેતા**—એ છે કે ખુન રૂ ની અંદર પ્રવેશ થઇ જાય પણ કાપુસમાંથી બ્હાર નિકળી ન જાય,

**ઇસ્તેહાઝા કસીરા** એ છે કે ખુન કાપુસમાં પ્રવેશ થઇ બ્હાર નિકળે અને કપડાને લાગે.

ઇસ્તેહાઝા કલીલામાં ગુસ્લ વાજીબ નથી થતુ, અલબત્તા દરેક નમાઝને માટે જોઇએતો વાજીબ નમાઝ હોય કે સુન્નત એક વઝુ અવશ્ય જોઇએ, ઇસ્તેહાઝા મોતવસ્સેતામાં દરેક નમાઝમાં એક વઝુ ઉપરાંત સવારની નમાઝને માટે એક ગુસલ. પણ કરે, પરંતુ જો સવારની નમાઝ પડયા પછી ઇસ્તેહાઝા મોતવસ્સેતાહ ની હદે પ્હોંચે તો અકવી એ છે કે

વઝુ ઉપરાંત ઝોહરની નમાઝને માટે એક ગુસલ પણ બજાવી લાવે, એવીજ રીતે નમાઝે ઝોહર પછી અને નમાઝે અસર પ્હેલા અથવા પછી અને મગરીબ પ્હેલા કે મગરીબ પછી અને ઇશા પ્હેલા કલીલામાંથી મોતવસ્સેતહ થઇ જાય તો ગુસલ કરવું જોઇએ, પરંતુ ઇસ્તેહાઝા કસીરામાં વઝુ ઉપરાંત ત્રણ ગુસલ બજાવી લાવે, એક ગુસલ નમાઝે સુબ્હને માટે, એક ગુસલ નમાઝે ઝોહર અસરને માટે, એક ગુસલ મગરીબ ઇશાને માટે, એ શરતે કે ઝોહર અને અસરની નમાઝ એક વખતમાં અને મગરીબ ઇશાની નમાઝ એક વખતમાં પડવામાં આવે, અને જો બે નમાઝો વચ્ચે કંઇ ફાસલો કરે તો વાજીબ છે કે દરેક નમાઝને માટે એકેક ગુસલ કરે, એવીજ રીતે અહવત (વજુબી) છે કે ગુસલ અને વઝુ પછી નમાઝ પડવામાં વેળ ન લગાડે, અને કોશીશ કરે કે એટલા સમયમાં ખુન ન આવે, એ શરતે કે તકલીફ થવાનું કારણ ન હોય, અને બ્હેતર એ છે કે વઝુને ગુસલ પ્હેલા બજાવી લાવે.

મુસ્તેહાઝા ( હયઝ ઉપરાંતનું વધારાનું ખુન આવતું હોય તે ) ઔરત સાથે સોબત કરવી જાએઝ છે, એ શરતે કે નમાઝ સાથે સબંદ ધરાવતા જે ગુસલો એની ઉપર વાજીબ હોય એને બજાવી લાવે.

# ગુસ્લે મય્યત અને મય્યત સબંદી બીજા હુકમો [ અહકામો ]

## અહકામે એહતેઝાર (મૃત્યુ સમયનાં હુકમો)

સકરાતની (જાનજવાની) હાલતમાં મય્યતને ચત્તુ સુવરાવી એના પગોને કિબ્લા તરફ કરી દેવા વાજીબ છે, અને શહાદતયન ( કલમો ) અને અઇમ્મએ માઅસુમીન અ. સ. ની ઇમામતનો એકરાર અને ફરજ કલમાઓ એને તલકીન કરાવવા મુસ્તહબ (સુન્નત) છે, એવીજ રીતે મરતી વેળા એના હોઠોને મેળવી દેવા અને આંખો બંદ કરી દેવી, હાથોને લાંબા કરી દેવા, અને મોમેનીનોને એના જનાઝા સાથે શરીક થવા માટે ખબર કરવી સુન્નત છે, અને તહજીઝ વ તકફીન માટે ઉતાવળ કરવી પણ સુન્નત છે. પરંતુ જો એના જીવતા કે મુરદા હોવા સબંદી સંશય ઉતપન્ન થાય તો જરૂર એટલી ઢીલ કરવી જોઇએ કે એના મૃત્યુને માટે સંપુર્ણ સંતોષ થઇ જાય, જુનુબ પુરૂષ અથવા સ્ત્રિ બન્ને અને હયઝવાળી સ્ત્રિએ મય્યતના સકરાતના સમયે પાસે હોવું મકરૂહ છે.

## વાજીબ ગુસલ

મય્યતને ગુસલ આપવું વાજીબે કીફાઇ છે, એટલે દરેક મોકલ્લીફને માટે એનું બજાવી લાવવું વાજીબ છે. અને જો માત્ર એકજ વ્યકિત એ ( ગુસલનું ) કામ બજાવી લાવે તો બીજા પરથી એ ભાર ઉતરી જાયછે. સ્ત્રિ ( પત્નિ ) ને ગુસલ આપવા માટે

એનો ધણી સર્વ કરતાં બ્હેતર છે. સ્ત્રિ (પત્નિ) ઉપરાંત બીજા મુરદાને માટે દરેક મય્યત ના વારસામાંથી જે શખ્સ વધુ હકકદાર હોય એજ એને ગુસલ આપવા માટે હકકદાર છે. પરંતુ જો મય્યતે (મુરદાએ) પોતાને ગુસલ આપવા માટે કોઇ ખાસ માણસ સબંદી વસિય્યત કરી હોય તો અકવી એ છે કે વસિ (વસિય્યત થયેલો માણસ) વારસ કરતાં ગુસલ આપવા માટે પ્રથમ હકકદાર રહેશે, મય્યતનાં વારસો વચ્ચે પણ ગુસ્લે મય્યતના હકકદારોના વધુ ઓછા માટે વારસનાં દરજ્જા અને પદ છે. જો કદી મય્યતનાં વારસોમાં કોઇ માણસ ન હોય તો હાકીમે શરઆ બીજા કરતાં શ્રેષ્ઠ છે, અને હાકીમે શરઆ પછી સાહેબાને અદાલતે મોઅમેનીનનો દરજ્જો છે. મજકુર મસાએલો જેવી રીતે ગુસ્લે મય્યત સબંદી સબંદ ધરાવે છે એવીજ રીતે કફન અને દફન અને નમાઝમાં પણ બરાબર છે.

## ગુસ્લ આપનારને માટે શરતો

(ગુસલ આપનાર) ને માટે થોડી એક શરતો છે.

(૧) ગુસ્લ આપનાર ઇસ્નાઅશરી હોય.

(૨) મર્દ અથવા સ્ત્રિ હોવામાં મય્યતનાં જેવુંજ હમજીન્સ હોવું જોઇએ, પસ જાએઝ નથી કે કોઈ પુરૂષ કોઇ (અન્ય) સ્ત્રિને અથવા કોઈ સ્ત્રિ બીજા (પરાયા) પુરૂષને ગુસલ આપે, બલ્કે અહવત (વજુબી) એ છે કે મહરમ મર્દ પણ કોઇ સ્ત્રિને અથવા મહરમ સ્ત્રિ કોઇ પુરૂષને ગુસલ નથી આપી શકિત, અલબત્તા મજબુરીની હાલતમાં મહરમ પુરૂષને માટે સ્ત્રિને અને મહરમ સ્ત્રિને, પુરૂષને ગુસલ આપવાની રજા છે. પરંતુ ગ્યર મહરમ લોકોમાં કોઇ પણ સમયે રજા નથી કે એ પોતાના ખિલાફ જીન્સને ગુસલ આપે હાં પત્નિ (ધણીયાણી) ધણીને, અને ધણી પોતાની ધણીયાનીને હમજીન્સના હોવાથી ગુસલ આપી શકે છે. અહવત (એસ્તેહબાબી) એ છે કે બન્નેમાથી એક પણ બીજાની શરમની જગાંપર નજર ન કરે, જો કે અકવી એ છે કે બન્નેમાથી એકમેકને એકબીજાની શરમની જગાએ નજર કરવી જાએઝ છે પરંતુ મકરૂહ છે એવીજ રીતે કનીઝને એનો આકા (માલીક) પણ ગુસલ આપી શકે છે. પરંતુ અહવત (વજુબી) એ છે કે કનીઝ પોતાના માલીકને ગુસલ ન આપે. ત્રણ વર્ષ ભરના બાળકને સ્ત્રિ અને ત્રણ વર્ષની બાળકીને પુરૂષ ગુસલ આપી શકે છે.

## ગુસલના હુકમો

મય્યતનાં શરીર ઉપરથી ગુસલ આપ્યાં પહેલાં નજાસત દુર કરવી, વાજીબ છે. એટલું પુરતું છે કે એના શરીરના દરેક ભાગ એને ગુસ્લ શરૂ કર્યા પહેલા પાક કરી લેવામાં આવે, જો કે અહવત (એસ્તેહબાબી) એ છે કે ગુસલ શરૂ થવા પહેલા મય્યતનાં આખા શરીરને એક વખત પાક કરી લેવામાં આવે, મય્યતની શરમગાહને

ના મહરમોની દ્રષ્ટિએ છુપુ રાખવું પણ વાજીબ છે, અને અહવત (વજુબી) એ છે કે જેવીરીતે મય્યત મૃત્યું થવા સમયે કિબ્લા સામે રહે છે. એવીજ રીતે ગુસ્લના વખતે પણ રાખવું જોઇએ.

## ગુસલની સ્થિતી (બિના)

મય્યતને એક પછી એક એમ ત્રણ ગુસલ આપવા વાજીબ છે, પ્રથમ આબે સદર (બોરડીના પાનના પાણી) થી (૨) આબે કાફુર (કાપુરના પાણી)થી (૩) આબે ખાલીસ (પાક પાણી) થી. અહવત (વજુબી) એ છે કે મય્યતને દરેક ગુસલ, ગુસ્લે તરતીબી પ્રમાણે આપવા જોઇએ, (જેની વિગત ગુસ્લે જનાબતમાં આવી ગઇ છે) મય્યતનાં દરેક ગુસલમાં, ગુસલ શરૂ કરતી વખતે ગુસલની નિય્યત પણ કરવી અગત્યનું છે, અને જો કદી ત્રણે ગુસલમાંથી એક ગુસલ માટે પણ પાણી ન હોય તો મય્યતને દરેક ગુસલ બદલ એકેક તય્મુમ કરાવ્યું (દેવું) જોઇએ, ત્રીજું તય્યમુમ ગુસ્લની નિય્યતના ઠેકાણે **માફીલ ઝીમ્માની** નિય્યતે દેવામાં આવે, તયમ્મુમના હુકમો હવે પછી વર્ણવ્વામાં આવશે. મય્યતને તયમ્મુમ આપવાવાળો પોતાના હાથે તયમ્મુમ આપે, ન કે મય્યતના હાથે.

## ગુસલ પછીના હુકમો

ગુસલ પછી મય્યતને હુનુત કરવું અને સાતે (૧) સીજદના ભાગો પર કાફુર લગાડવું વાજીબ છે, બકદર (૨ મુસમ્મા) લગાડવું પુરતું છે. અને સુન્નત છે કે કાફુરમાં થોડીએક ખાકે (૨ શફા) ભેગું કરીને હુનુત કરવામાં આવે, જો મય્યત એહરામ બાંધેલ હોય તો કાફુર બલ્કે દરે (પ્રકારના) સુગંધોને એના ગુસલ અને હુનુતમાં વાપરવું મનાછે.

## કફન

મય્યતને ત્રણ ટુકડાનું કફન આપવું વાજીબ છે. પ્રથમ પ્હેરણ, બીજું લુંગી, ત્રીજું લીફાફા જેને સરતાસરી પણ કહે છે. પ્હેરણમાં શરત છે ખંભાથી લઇને અર્ધા ગુંટળ લગીના ભાગને છુપાવી શકે, અને ઉત્તમ એ છે કે પગ લગી લાંબુ હોય, લુંગી ડુંટીથી લઇને ગુંટળ લગી હોવી જોઇએ. બહેતર એ છે કે એટલી મોટી હોય કે સીનાથી લઇને પગો લગીનું શરીર લુંગી નિચે આવી જાય, લીફાફાની ચાદરની



(૧) સાત ભાગોમાં પેશાની (કપાળ) બે હાથની હથેલીઓ પગના ગુંટળ, બે પગના અંગુઠા ("અમીન,,

(૨) બકદર મુસમ્માથી મતલબ એ છે કે, એવું સમજાય જાણે કાફુર લગાડયું છે.

(૩) ખાકે શફા મેળવેલ કાફુર પગો પર લગાડવાથી સારૂ નથી લાગતું, એટલા માટે ઉત્તમ એ છે કે પગોને માટે એવું કાફુર વાપરવામાં ન આવે.

લંબાઇ એટલી હોવી જોઇએ કે એના બન્ને છેડા બંધાઇ શકે અને પ્હેળાઇમાં એટલું હોય કે એક ભાગ બીજા ભાગ પર ચડેલું રહે. લુંગી શરીરથી લાગેલી જોઇએ, એની ઉપર પ્હેરણ અને એની ઉપર લીફાફાની ચાદર. કફનમાં થોડી એક વાતોની શરત છે.

(૧) કફન મુબાહ હોય,

(૨) ,, નજીસ ન હોય,

(૩) ,, હરીર (રેશમી) ન હોય.

(૪) કોઇ જાનવરની ખાલનું કફન ન હોય, ભલે પછી હલાલખોર જાનવરની ખાલ કેમ ન હોય, જેને કાયદા પ્રમાણે ઝબ્હ કરવામાં આવેલ હોય, બલ્કે અહવત (વજુબી) એ છે કે માકુલુલલહમ (હલાલ ગોસ્તવાળુ) જાનવરના વાળ અથવા રૂંવાનું બનેલુ પણ ન હોય,

પત્નિનું કફન ધણીને જોખમે છે. પરંતુ જો ધણી ફકીર (ગરીબ) હોય તો એના જોખમે નહિ રહે. વાજીબ પ્રમાંણે કફન મય્યતનાં અસલ વારસામાંથી લેવામાં આવે છે. જોઇએ તો મય્યત (મરહુમ) કરઝવાર પણ હોય, ડાખળીઓ મય્યતની સાથે રાખવી મુસ્તહબે મોઅકકદેહ છે, બની શકિત ખજુરની ડાખળી હોય, નહિ તો ઉત્તમ એ છે કે બોરડીની લાકડી હોય, એ પછી લાકડીના ઝાડની અથવા અનાર (દાડમ) ની લાકડી હોય, જો એમાંથી એક પણ ન મલે તો પછી કોઇ પણ તાઝી લાકડી હોય પુરતી છે, અને ખાકે શફાથી શાહદતયન અને ઇમામોન નામ એના (કફન) પર લખી દેવા જોઇએ.

## મય્યતની નમાઝ

દરેક મુસલમાનની મય્યત પર (જોઇએ તો એનાથી જીવતા ગુનાહે કબીરા થયા હોય) નમાઝ પડવી વાજીબે કિફાઇ છે, હત્તાકે જે બાળકને છ વર્ષ પુરા થઇ ગયા હોય, એની પર પણ નમાઝ પડવી વાજીબ છે, અને છ વર્ષથી ઓછી ઉમરના બાળક પર નમાઝ પડવી સુન્નત છે, કાફર પર નમાઝે મય્યત પડવી જાયેઝ નથી, અને સેહતે નમાઝમાં શરત છે કે નમાઝ પડવાવાળો શિઆ ઇસ્નાઅશરી હોય, અલબત્તા બાલીગ (પુખ્ત વય)ની શરત નથી, જો કદી મમીઝ (સમજદાર) બાળક નમાઝે મયત પડાવે તો દુરૂસ્ત છે. જો કે અહવત [વજુબી] એ છે માત્ર બચ્ચાના પડાવ્વાથી બીજા મોકલ્લેફીનથી નમાઝ સાકીત નહિ થાય,

નમાઝે મય્યતની રિત એ છે કે નિયત કરીને આં રીતે પાંચ (૧) તકબીરો બોલે, કે પ્રથમ તકબીર પછી શહાદતયન પડે, ઉત્તમ રીત એ છે કે શહાદતયન આ પ્રમાણે પડે, **અશહદો અન્લાએલાહા ઇલ્લલ્લાહો વહદહુ-લા-શરીકલહ, વઅશહદો અન્ન મોહમ્મદન અબ્દહુ વરસુલોહ, અરસલહુ બિલ્હક્કે બશીરન વ નઝીરા બયનયદયસ્સાઅહ**, પછી બીજી તકબીર પછી **સલવાત પડે, જેની ઉત્તમ રીત આ પ્રમાણે છે.**



[૧] તકબીર એટલે [ અલ્લાહો અકબર.] [ અમીન ]

**અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીં વ આલે મોહમ્મદ, વ અર હમ મોહમ્મદ વ આલે મોહમ્મદ કઅફ્ઝલે મા સલ્લયતા વ બારકત વતર હમ્ત અલા ઈબ્રાહીમ, વ આલે ઈબ્રાહિમ, ઇન્નક હમીદુમ મજીદ, વ સલ્લે અલા જમીઉલ અંબીયાએ વલમુરસલીન વશ્શોહદાએ વસ્સીદ્દીકીન, વ જમીઈન એબાદકસ્સાલેહીન** ત્રીજી તકબીર પછી મોઅમેનો માટે દુઆ કરે ઉત્તમ છે કે આ પ્રમાણે દુઆ કરે, **અલ્લાહુમ્મગ્ફીરલીલ મુઅમેનીન વલમુઅમેનાત, અલઅહયાએ મીનહુમ વલ અમવાત, તાબેઅ બયનના વ બયનહુમ બિલખયરાત, ઇન્નક મોજીબુદ્અવાત, ઇન્નક અલાકુલ્લે શઇન કદીર** ચોથી તકબીર મયતને માટે દુઆ કરે, જેની ઉત્તમ રિત આ પ્રમાણે છે. **અલ્લહુમ્મા ઇન્ન હાઝા અબ્દોક, વબ્ન અબ્દેક, વબ્ન અમ તેક, નઝલ બેક અન્ત ખયરો મન્ઝુલીનબેહ, અલ્લાહુમ્મા ઇન્ના લા નઅલમો મીન્હો ઇલ્લા ખયરન વ અન્ત અઅલમો બેહી મિન્ના, અલ્લાહુમ્મા ઇનકાન મુહસેનન ફ્ઝીદ ફી એહસાનેહી વ ઇનકાન મુસએયન ફતજાવુઝ અન્હો, વગ્ફીરલહુ, અલ્લાહુમ્મજ અલહો ઇન્દકે ફી અઅલા ઇલ્લીય્યીન, વખ્લુફ અલા અહલેહી ફીલ ગાબેરીન. વરહમહો બેરહમતેક યા અરહમર રાહેમીન,** એ પછી તકબીર કહીને નમાઝ ખલાસ કરે, અને મયત સ્ત્રિની હોય તો ચોથી તકબીર પછી આ રિતે દુઆ પડે, **અલ્લાહુમ્મા ઇન હાઝેહી અમતોક વબ્નતો અબ્દેક વબ્નતો અમતેક નઝલત બેક વઅન્ત ખયરો મન્ઝુલીન બેહી અલ્લાહુમ્મા ઇન્ના લાનઅલમો મિન્હા ઇલ્લા ખયરન, વ અન્ત અઅલમો બેહા મીન્ના અલ્લાહુમ્મા ઈનકાનત મુહસેનતન ફઝીદફી એહસાનેહા વઇન કાનત મુસએયતન ફતઝાવઝ અન્હા વગફીર લહા, અલ્લાહુમ્મજ અલહા ઇન્દક ફી અઅલા ઇલ્લીય્યીન, વખ્લુફ અલા અહલેહા ફિલ ગાબેરીન, વઅરહમ્હા બેરહમતેક યા અરહમર રાહેમીન.**

નમાઝે મય્યતમાં નિય્યત કરવી અને કિબ્લા સામે ઉભા રહીને નમાઝ પડવી શરત છે, અને એ પણ શરત છે કે મય્યતનું માથું નમાઝ પડાવનારની જમણી બાજુ હોવું જોઇએ. જોઇએ તો જમાતની સફ લાંબી થવાને કારણે બીલ ફએલ મુસલ્લીની જમણી બાજુ ન હોય, પરંતુ મય્યતને એના વિરૂધ્ધ એવી રીતે રાખવામાં આવ્યું હોય કે મુસલ્લી [નમાઝ પડનાર] ની જમણી બાજુ મય્યતના પગ અને અને ડાબી બાજુ મય્યતનું માથું પડતું હોય તો નમાઝ બાતીલ છે. એવીજરીતે એપણ શરત છે કે મય્યત ચતુ

લેટેલું હોય, જો નમાઝે મયતમાં નમાઝ પડનારાઓની સફ વધારે હોય, અને દરેકે દરેક જણ જુદી જુદી નમાઝ પડે તો કાંઇ વાંધો નથી.

## દફને મયત

મયતને દફન કરવું પણ વાજીબે કિફાઇ છે અને એવીજ રીતે મયતને ખાક માટીની અંદર છુપાવ્વું જોઇએ. જેથી એનું શરીર જાનવરોથી રક્ષણમાં રહે, અને એની વાસ ન ફેલાય મયતને જમણે પડખે, રૂએ કિબલા, તરફ દફન કરવું વાજીબ છે, અને એક વખત દફન કરી દેવા પછી એની કબ્રને ખોદવી પણ જાએઝ નથી. પરંતુ કેટલી એક જગાએ [કારણે] આ હુકમથી મુસ્તસના (જુદા છે.) જે મોટા પુસ્તકોમાં લખેલ છે અને મુરદાને કબ્રમાંથી બાહાર કાઢીને મશહદે મુશરરફ (અઇમ્મા અ. સ. ના રોજામાં લઈ જવાના મસઅલામાં બીજા મુજતહેદનાં ફતવા તરફ રજુ [૧] થવુ.

કોઇ પણ માણસના મરણ પાછળ [ઉપર] પોતાના ગાલપર તમાચા મારવા, અથવા મોઢાને છોલી (ખરાબ કરી) નાખવું, અથવા વાળ તોડવા હરામ છે, જોકએ તો પછી નજીકના સગાનાં મરણ વખતે આ પ્રમાણે કરવામાં આવે અથવા બીજાના મરણ સમયે, એવીજ રીતે ભાઇ અને બાપ સિવાય બીજાના મરણ સમયે કપડા ફાડવા જાએઝ નથી, કોઈ મુરદાની હડડીઓને થેલીમાં રાખીને [મુરદાની સાથે] દફન કરવામાં વાંધો નથી.

મયતને દફન કરવા પછી નમાંઝે લયતુંલ દફન મુસ્તહબ છે જે બેરકાત નમાઝ છે, પ્હેલી રકાતમાં સુરે હમ્દ પછી આયતુલ કુરસી પડવામાં આવે છે, અને બીજી રકાતમાં સુરેહમ્દ પછી સુરે ઇન્ના અનઝલ્ના દસ વખત પડવું બ્હેતર છે. અને સલામ પછી કહેવું જોઇએ, **અલ્લાહુમ્મા સલ્લેઅલ્લા મોહમ્મદ વ આલે મોહમ્મદ વબ્અસ સવાબેહા એલા કબ્રે ફુલાનીન** (ફલાનની જગાએ એ માણસ (મુરદા) નું નામ લે,)

## ગુસ્લે મસે મય્યત [મય્યતને અડયાનું ગુસલ]

જે માણસ મય્યતને ઠંડુ થવા પછી અને ગુસલ આપ્યા પ્હેલા પોતાના શરીરથી કોઇ પણ ભાગને છુવે તો એની ઉપર ગુસ્લે મસે મય્યત કરવું વાજીબ છે, અહવત [વજુબી] એ છે કે મુરદાના દાંત, અથવા નખને અડયાથી પણ ગુસ્લ મસે મય્યત કરવું વાજીબ છે.



[૧] જાએઝ છે. નજમુલ મિલ્લત, નાસરૂલ મિલ્લત મદ્દેઝીલ્લહ.

# સુન્નત ગુસલો

સુન્નત ગુસલોની ગણત્રી કરવી લંબાણનુ કારણ છે. મોટા પુસ્તકોમાં એની વિગત મોજુદ છે,

ગુસ્લે જુમ્મા મુસ્તહએ મોઅકકેદહ (ખાસ સુન્નત) છે. જો કોઇ માણસને એ ભય હોય કે મુને જુમ્માના દિવસે સમય મળી નહિ શકે તો એને ગુરૂવારે ગુસ્લે જુમ્માં કરી લેવું જોએઝ છે, અને જો કદી પાછળથી જુમ્માના દિવસે પાણી મળી જાય તો જુમ્માના દિવસે ગુસલ કરે, ગુસ્લે જુમ્માનો સમય જુમ્માના દિવસે ઝોહર લગી રહે છે. જો કોઇ માણસ ઝોહરથી લઇને સુર્ય આથમવા લગીમાં ગુસલ ગુસ્લે જુમ્માં કરે તો એને જોઇએ કે મારીઝઝીમ્માની નિય્યતથી બજાવી લાવે, અને ગુસ્લે જુમ્માંની કઝા શનિવાર સાંજના સુર્ય આથમવા લગી બજાવી લાવી શકે.

# તયમ્મુમ

## તયમ્મુમ

નવ સ્થળ છે જ્યાં શરીઅત તરફથી તયમ્મુમનો હુકમ આપવામાં આવ્યો છે.

(૧) એટલુ પાણી ન હોય,જે વઝુ કે ગુસલને માટે પુરતું થઇ રહે,પરંતુ જો કોઇ માણસ કોઇ બિયાબાનમાં હોય, જયાં કોઇ પણ રીતે પાણી મળવાનો (મોજુદ હોવાનું) ભરોસો હોય, તો ઇચ્છા કરીને શોધવું જોઇએ, જોઇએ તો પોતે શોધ કરે અથવા પોતા તરફથી બીજાને મુકરર કરે, ચારે ખુણે, ઝમીન ઉંચી નિચી હોય તો જ્યાં લગી એક તીર પ્હોંચે (દુર જાય) ત્યાં લગીમાં, અને જો રણની સપાટ જમીન હોય ત્યાં બે તીર પ્હોંચી શકે ત્યાં લગીમાં પાણી શોધવું, જોઇએ અને જો વખતમાં તલાસ કરવાનો સમય ન હોય તો શોધ કર્યા વિના તયમ્મુમ દુરૂસ્ત છે, જો વખત વધારે હોય, છતા તલાસ કર્યા વિનાં તયમ્મુમ કરે તો બાતીલ છે, અલબત્તા એક રસ્તો છે કે જો એ જગાએ પાણીજ નથી, અને તલાસ કરતે તો પણ પાણી ન મલતે અથવા બનવા કાળ એ પાણીની શોધ કરવા ન કરવાના ફરઝથી અંજાણ થઇને કુરબતની નિય્યતથી તયમ્મુમ બજાવી લાવે તો અકવી એ છે કે એનું તયમ્મુમ દુરૂસ્ત છે.

(૨) એ કે પાણી લગી પોતાને જવા માટે જાન, આબરૂ અથવા કીંમતી માલના બારબાદ થવાનો ભય હોય.

(૩) પાણી વાપરવાથી પોતાને નુકસાન થવાનો ભય હોય,

(૪) પાણી હાજર હોય પરંતુ કોઇ માણસ કે જાનવરે મહરમ (ફાલતું જાનવર) ની તરસનો ભય હોય,

(૫) પાણી બીજા માણસ પાસે હાજર હોય, અને એ પાણીવાલાથી પાણી વેચી નાખવા અથવા કિંમત વગર આપી દેવાની ઇચ્છા કરે. પરંતુ પાણી વાલાનો એ માણસ પર એટલો એહસાન થતો હોય કે જેથી એનાથી સંતોષ ન થાય તો,

(૬) એ કે પાણી પ્રાપ્ત કરવા જવાથી એની કને જે પણ માયામુડી છે. એ સર્વ પાણીના મુલ્ય બદલ આપી દે, અથવા સઘળુ નહિ તો એટલો ભાગ આપી દેવો પડતો હોય જે એની સ્થિતીને માટે મુશ્કેલ થાય તો તયમ્મુમ કરવું જોઇએ, જો કદી એની હાલતને નુકસાન ન પ્હોચે તો પાણી જોઇએ તે મુલ્યે મળે ખરીદવું વાજીબ છે.

(૭) એ વખતે પાણીની શોધ કરવાનો સમય ન હોય,

(૮) એ વખતે પાણી વાપરવાની તાકત ન હોય,

(૯) પાણી હાજર હોય, પરંતુ એ પાણીથી જાહેરી નજાસતને દુર કરવું વાજીબ હોય, અને એવી હાલતમાં અહવત [વજુબી] એ છે, કે (જો) પાણીને તહારત માટે વાપરી ચુકયો હોય તો પછી તયમ્મુમ કરે.

## તયમ્મુમની જગાઓ

જે ચીઝોપર તયમ્મુમ થઈ શકે છે એ થોડીએક વસ્તુ છે. ખાલીસ માટી, પત્થર, રેતી (બાલુ) ઝમીન.

આ ચારે વસ્તુ એકજ દરજ્જાની છે. જોકે અહવત (એસ્તેહબી) એ છે કે હત્તલ મકદુર ખાલીસ મટીપર તયમ્મુમ કરે, અને જો એ વસ્તુઓમાંથી કોઇ એક વસ્તુ પણ હાજર ન હોય તો ભેગી થયેલી ગુબારથી તયમ્મુમ કરે, જો ભેગુ કરવાથી ગુબાર એક જગાપર જમાં થઈ શકતી હોય તો એ પ્રમાણે કરવું લાઝીમ છે. નહિ તો એમને એમ તયમ્મુમ કરે, અને જો કોઇ એવી ચીઝ મોજુદ ન હોય તો નમાઝ કઝા કરવી વાજીબ છે. જોકે અહવત (એસ્તેહબાબી) એ છે કે સમયમાં વગર વઝુએ પણ નમાઝ બજાવી લાવે (અને પછી કઝા પણ કરે પડે.)

## તયમ્મુમની હકીકત

તયમ્મુમમાં ત્રણ અમલ દાખલ છે.

(૧) બન્ને હાથ મેળવીને હથેલીયોથી એક વખત ઝમીનપર મારે, અકવી એ છે કે ગુસલને બદલે તયમ્મુમમાં પણ એકજ વખત પટકવું પુરતું છે, જોકે ગુસલને બદલે તયમ્મુમમાં અહવત (એસ્તેહબાબી) એ છે કે બે વખત પટકે, એક વખત પેશાનીના મસા માટે, બીજી વખતે હાથોના મસાને માટે,

(૨) બન્ને હાથોને મેળવી હથેલીયોથી તમામ પેશાની અને પેશાનીના બન્ને કિનારાના માથાનાં વાળ ઉગવાની જગાથી આંખના બન્ને ભવા લગી અને નાકની શરૂઅ થવાની જગા લગી, સરખી રીતે ઉપરથી નીચેની તરફ મસા કરવા, હાથોની વચ્ચે જગા રહી જાય તો કંઇ હરકત નથી, એ જરૂરત નથી કે માસેહના દરેક ભાગ મસાહના દરેક ભાગ લગી પ્હોંચે.

(૩) જમણા હાથનાં કાંડાથી લઇને આંગળીના ટેરવા લગી, ડાબા હાથની હથેલીથી મસા કરવો, એવીજ રીતે જમણા હાથની હથેલી ડાબા હાથનો મસા કરવો.

## તયમ્મુમની શરતો

અગ્યાર રિતે તયમ્મુમ સહી થાય છે.

(૧) એ સમયે તયમ્મુમ કરે કે જ્યારે તયમ્મુમની તકલીફ હોય, વઝુ કે ગુસલ ફરજ ન થતું હોય (ન થાય)

(૨) જે વસ્તુપર તયમ્મુમ કરે, એ મુબાહ હોય, પરંતુ જો કોઈ માણસ કોઈ ગસબી ચીઝપર તયમ્મુમ કરવા માટે લાચાર થાય (હોય) તો તયમ્મુમ દુરૂસ્ત છે.

(૩) જે ચીઝથી તયમ્મુમ કરે એ પાક હોય, એમાં બીજી કોઇ વસ્તુ પણ મળેલી ન હોય, જેવી રીતે કે માટીમાં કોઈ વસ્તું એવી રીતે મળેલી હોય, કે એને માટી ન કહી શકાય, અને જો એ વસ્તુમાંથી એક ચીઝ પાક અને એક નજીસ હોય, અને નજીસ કે પાક મુકરર પણે ન સમજાય તો બન્નેમાંથી દરેકપર (એકેક પછી એક) તયમ્મુમ કરે.

(૪) તયમ્મુમ કરવા માટે શરીરપરના ભાગો પાક હોય,

(૫) મસાહના ભાગો અથવા મમ્સુહપર (૧) કોઈ (વીંટી) હાજર ન હોય,

(૬) એજ રીતે તયમ્મુમની નિય્યત કરવામાં આવે જેવી રીતે વઝુમાં વર્ણન થઇ ચુક્યું છે.

(૭) ઉપરથી લઇને નીચે લગી પ્હોંચી તમામ કરવું.

(૮) મઝકુર તરતીબ [ઉપર પ્રમાણેની]

(૯) એક પછી એક કામને તરતીબ પ્રમાણે બજાવી લાવે.

(૧૦) એ કે શક્ય હોય તો તયમ્મુમનું કામ પોતે બજાવી લાવે.

(૧૧) તયમ્મુમ એ વખત કરે કે જ્યારે નમાઝનો વખત દાખલ થઇ ચુક્યો હોય, નમાઝના શરૂ વખતમાં તયમ્મુમ કરવું જાએઝ છે, જોઇએ તો વખતની અંદર નડતર દુર



(૧) માસેહ એ ભાગો જેના અંગે મસા કરવામાં આવે, મમસુહ એ ભાગો છે જેની ઉપર મસાહ કરવામાં આવે જેવી રીતે, માથાના મસા માટે હાથ માસેહ, અને માથું મમ્સુહ છે.

થઇ જવાનું કારણ હોય કે ન હોય, જોકે નડતર દુર જવાની આશાના ચિન્હો સમયમાં તયમ્મુમ કરવામાં ઢીલ કરવી અહવત (એસ્તેહબી) છે. પરંતુ જો એ યકીન હોય કે નડતર, વખતની અંદર દુર થઇ જશે તો થોભવું વાજીબ છે.

જો કોઇ માણસ એક નમાઝને માટે તયમ્મુમ કરે અને એ નમાઝ પછી બીજી નમાઝનો વખત આવી જાય, અને હજુ પ્રથમ નડતર બાકી હોય તો પ્રથમ કરેલ તયમ્મુમ બીજી નમાઝને માટે પણ પુરતું છે, જો કે ધારો જનુબ (જનાબતના ગુસલવાળો) પાણીથી નુકસાનીના કારણે તયમ્મુમ કરીને નમાઝ પડે, પછી એને હદસે અસગર (વઝુ તુટવાના કારણ) જાહેર થાય, અને ગુસલની બદલે તયમ્મુમની તેની નડતર પણ બાકી હોય,તો પ્રથમ નમાઝને માટે વઝુ કરે અને જો વઝુ પણ ન કરી શકતો હોય તો વઝુને બદલે તયમ્મુમ કરે, જોકે અહવત (એસ્તેહબાબી) એ છે કે જે હાલતમાં વઝુ શકય હોય, તેમાં વઝુ પણ કરે અને ગુસલને બદલે તયમ્મુમ કરે, અને વઝુથી લાચાર હોવાની હાલતમાં માત્ર એકજ તયમ્મુમ, પરંતુ માત્ર મારીઝ ઝીમ્માની નિય્યતથી કરે, અને એકરતાપણ વધુ એહતયાત (એસ્તેબાબી) એ છે કે બે તયમ્મુમ કરે એક વઝુ બદલ અને એક ગુસલ બદલ.

## તહારતતે ખબસી

**નજાસત અગયાર છે.**

(૧) **પિશાબ** (૨) **પયખાના** [મળ] દરેક હરામ ગોસ્ત રકત ઉછળનારા (ખુને જહિન્દા) જાનવરનું પેશાબ અને પૈખાના (મળ) હરામ છે, અકવી એ છે કે પક્ષીઓનું પેશાબ અથવા મળ પાક છે, અગરચે, અહવત (એસ્તેહબાબી) એ છે કે એનાથી પણ પરહેઝ કરવામાં આવે, ખાસ કરીને ચમગાડર (ગરૂડ પક્ષી) ના પેશાબથી (૩) **મની** (વીર્ય) દરેક ખુને જહીન્દા જાનવરનું વિર્ય, (૪) **મયતાહ** [મુરદુ] મનુષ્ય અને દરેક ખુને જહિન્દ રાખવાવાળા જાનવરનું મુરદુ અને એના અવ્યવો કે જેમાં પ્રથમ રૂહ હતી, અલબત્તા માણસનું મુરદુ ગુસલ આપ્યા પછી પાક થઇ જાય છે. અને જો કોઈ માણસ, માણસના મુરદાને ગુસલ આપ્યાં પ્હેલાં અડે તો એની પર ગુસ્લે મસે મય્યત વાજીબ છે. જોઇએ તો વગર રૂતુબતે [પાણીની તરી, બિન્દુ] અડેલ હોય, એવીજ રીતે હયવાનના એના જીવતા જે અવ્યવો જુદા થઈ જાય, એ શરતે કે રૂહ એમાં પ્રવેશ થયેલ હોય, એ [મૃત્યુ પછી] નજીસ છે. પરંતુ મનુષ્યના નાના નાના ભાગો, જેવી રીતે કે હોઠોપરની ચામડી, વિગેરે એ વસ્તુ પાક છે.

[૫] **ખુન** મનુષ્ય અને એ સર્વ ખુને જહિન્દા જાનવરનું ખુન, પરંતુ જે જાન્વર શરીઅતનાં કાયદા પ્રમાણે ઝબ્હ કરવામાં આવે. અને મામુલી, જેટલું રકત ઝબ્હ કરતી વખતે નિકળે છે. એટલુ ખુન નિકળી ચુકયું હોય, એ પછી જે ખુન

શરીરમાં બાકી રહે એ પાક છે, અને જે ખુન જાનવરોનાં એ ભાગમાં રહી ગયું હોય જેનું ખાવું હરામ છે. જેવી રીતે કે તીલ્લી, અહવત [વજુબી] એ છે કે એનાથી પણ પરહેઝ કરવામાં [બચવામાં] આવે. જો ખુન ઈંડાની ઝરદીમાં હોય, અને ઝરદી અને સફેદી વચ્ચે જે પરદો હોય છે એને અંગે ખુનની અસર સફેદી લગી ન પ્હોંચી હોય તો માત્ર ઈંડાની ઝરદી નજીસ થશે. સફેદી પાક સમજાશે.

(૬) **કુતરૂ**, [૭] **સુવ્વર**, [૮] **કાફર**, ખુશ્કી [ઝમીનપર] નું કુતરૂ, સુવ્વર અને દરેક પ્રકારના કાફરો અને એના સર્વ શરીરનાં ભાગો, જોઈએ તો એની સાથે રૂહ હોય કે ન હોય (મરેલુ કે જીવતું) નજીસ છે.

(૯) **શરાબ** (દારૂ) શરાબ બલ્કે દરેક નિશાવાળી વસ્તુઓ, જે આપ મેળે સય્યાલ (વ્હેવાવાળી) હોય, જેવી રીતે આબેઅંગુર, (દ્રાક્ષનું પાણી,) આબે મુનકકા, (સુકા દ્રાક્ષનું પાણી) આબે ખુરમાં (ખારેકનું પાણી) જે આપ મેળે જોશમાં આવી જાય એને માટે પણ મજકુર હુકમ છે. પરંતુ જો આગથી જોશમાં આવે અને જ્યાં લગી એમાંથી ⅔ ભાગ સુકાયું (બળ્યું) ન હોય, તો આબે અંગુર અને આબે મુનકકા ⅔ ભાગ ઓછુ થયા પ્હેલાં હરામ છે. પરંતુ નજીસ નથી. જોકે અહતીયાત કરવું (બચવું) બ્હેતર છે. પરંતુ આબે ખુરમાં (ખજુરનું પાણી) આગપર જોશ ખાવાથી નહરામ થાય છે ન નજીસ થાય છે. જોકે એનાથી પણ બચવું બ્હેતર છે.

(૧૦) **ફોકાઅ** એટલે જવનું દારૂ. જો જવથી બનાવ્વામાં આવ્યું ન હોય તો એની હુરમત અને નજાસત જાણમાં નથી, એ શરતે કે નશાવાળું પણ નહોય, નહિ તો નજીસ અને હરામ છે.

(૧૧) (**અર્કે હયવાને જલ્લાલ**) નજાસત ખાવાવાળુ ઉંટ બલ્કે બનાબર અહતીયાત દરેક કુઝલા (મેલુ) ખાવાવાળું જાનવર જ્યાં લગી એનું ઇસ્તેબરા કરવામાં ન આવે, તો એનો પસીનો નજીસ છે.

## નજાસતની સાબીતી

કોઇપણ વસ્તુની નજાસત સમજવાની થોડીએક રીતો છે.

(૧) ઇલ્મે ઝાતી (પોતાને અનુભવ થાય) (૨) જે માણસનાં કબ્જામાં એ વસ્તુ હોય એ દાખવે કે આ વસ્તુ નજીસ છે, (૩) બે આદીલ સાક્ષી આપે કે ફલાણી વસ્તુ નજીસ છે.બલ્કે બનાબર એહતયાત એક આદીલની સાક્ષી પુરતી છે. કોઇપણ વસ્તુના નજીસ હોવા સબંદી શક કે ગુમાન પેદા થવાથી એ વસ્તુ નજીસ નહિં કહી શકાય. અલબત્તા જે અંજાણ રૂતુબત પેશાબ પછી અથવા વીર્ય ખલીત થઇ જવા પછી અને ઇસ્તબરાની પ્હેલા નિકળે તો એ નજીસ છે.

એવીજ રીતે નજાસતની પછી કોઇ વસ્તુને પાક થઇ ગયાના જાણવાનાં પણ થોડાએક માર્ગો છે.

પોતાને ઇલ્મ થાય અથવા આદીલોની સાક્ષી, અને જેના કબ્જામાં એ વસ્તુ હોય એનું ખબર આપવું. તહારત સબંદી માત્ર ગુમાન પેદા થઇ જવું ભલે પછી એકજ આદીલની સાક્ષીને કારણે પેદા થાય, બનાબર એહતયાત (વજુબી) પુરતું નથી.

## નજાસતના હુકમો

અખ્તયારની હાલત (શક્તિવાન સ્થિતી) માં નમાઝની સહતને માટે શરીરનાં જાહેરી ભાગોનું અને વાળ, અને નખો વિગેરેનું અને મુસલ્લીના (નમાઝ પડનાર) વસ્ત્રોના જે આગળ પાછળ છુપાવ્વાને માટે પુરતાં થઇ શકે પાક હોવા જરૂરનું છે, એવીજ રીતે મુસલ્લીની સાથે વસ્ત્ર ઉપરાંત બીજુ કોઇ કપડું હોય અને એટલા પુરતું હોય કે એ એકલાનું ઢાલ (ઢાંકણુ) થઈ શકે તો એનું પણ પાક હોવું શરત છે. અગરચે એ સમયે એ વપરાસમાં ન પણ હોય,

અલબત્તા ટોપી "કમરબંદ' જોરાબ (મોજા) વીગેરે જેનાથી એકલું ઢાંકણુ નથી થઇ શકતુ એમા તહારત શરત નથી. એવીજ રીતે એ સીવાયની ચીઝો જે આગળ પાછળનું ઢાંકણુ નહોય, મુસલ્લીની પાસે હોય એનું પણ તહારત હોવું શરત નથી, તેવીજ રીતે જખમોનું ખુન જયાં લગી એ સારા ન થયા હોય, અને જખમોનું ખુન જો વસ્ત્રોને અને શરીરને લાગી જાય જેનું પાક કરવું એવી હાલતમાં મનુષ્ય માત્રને માટે મુશ્કીલ ભર્યું હોય તોએ નજાસત નમાઝમાં માફ છે, ભલે પછી કેટલી પણ નજાસત હોય, એવીજ રીતે ફરદનું ખુન અને દરેક પ્રકારનાં જખમો, બલ્કે બવાસીર (હરસ) નાં જખમોનું ખુન પણ, એ શરતે કે એ ઝખમ શરીરનાં જાહેરી ભાગોમાં હોય, મજકુર હુકમમાં દાખલ છે, જખમો ઉપરાંત જો કોઇ માણસનાં વસ્ત્રો અથવા શરીર પર ખુન લાગેલું હોય અને એ દિરહમ કરતાં ઓછુ હોય તો નમાઝમાં માફ છે. અલબત્તા હયઝ, નિફાસ, ઇસ્તેહાઝા, અને નજીસુલઅયન અને મુરદાનું ખુન કદી પણ માફ નથી, બલ્કે અહવત (એસ્તેહબાબી) એ છે કે મનુષ્ય ઉપરાંત એ સર્વ ગયર માકુલુલલહમ (હરામ) જાનવરોનાં ખૂનથી પણ નમાઝમાં પરહેઝ કરવામાં આવે.

## મુતહરરાત-પાક કરવાળી ચીઝો

મુતહરરાત નિચે પ્રમાણે છે.

**(પાણી)** પાણીમાં બે પ્રકારો છે,'મુતલક' જેને સદંતર કોઇપણ જાતની આડ વિના પાણી કહી શકાય, બીજુ મુઝાફ, જેવી રીતે કે ગુલાબ, શરબત, તરબુઝ વિ:નું પાણી. આબે મુઝાફથી કોઇપણ પ્રકારની નજાસત [ગંદકી] દુર નથી કરી શકાતી, અને એ નજાસત મળતાની સાથેજ નજીસ થઇ જાય છે. ભલે પછી કુરથી કેટલું

પણ વધુ હોય એ શરતે કે નજાસત એના બરાબર હદમાં હોય અથવા એ કરતાં ઉચું હોય તો નજીસ થઇ જશે, પરંતુ જો નજાસતની જગા પાણી કરતા નીચું હોય, જેવી રીતે ગુલાબદાનીમાંથી ગુલાબ કાફરના હાથપર નાખવામાં આવે તો હાથને કારણે ગુલાબદાનીમાનું ગુલાબ નજીસ નહિ થાય.

**આબે મુતલક** [ખાસ પાણી] ના પાંચ પ્રકારો છે. **પ્રથમ આબે બારા,** વર્ષાદનું પાણી,બીજુ **આબે જારી** ત્રીજુ **આબે ચાહ**,ચોથુ **આબે રાકેદ** [સ્થીર પાણી] જે કુર જેટલું હોય,અથવા કુર કરતાં વધુ હોય, પાંચમું **આબે રાકેદ** જે કુર કરતાં ઓછુ હોય,**આબે બારા વર્ષાદનું પાણી**) વર્ષાદનું પાણી માત્ર કોઇ નજાસત સાથે મળી જવાથી નજીસ નથી થતું, જયાં લગી કે એમાં નજાસતને કારણે ફેરફાર ન થાય, જો નજીસ ઝમીન કે વસ્ત્ર, અથવા ફરશ વિગેરે પર બિલકુલ નજાસત નિકળી જવા પછી વર્ષાદ વરસે તો એ સર્વ વસ્તુ પાક થઇ જશે, વર્ષાદથી કોઈ વસ્તુને પાક કરવી હોય તો નજીસ વસ્તુને એ વખત વર્ષાદમાં રાખવું અથવા નિચોડવાની જરૂરત નથી.

(૨) **આબે જારી** (વ્હેતું પાણી) આબે જારી એટલે, કુવા, ખાડાનું પાણી, જે જોશ ખાઇને ઝમીનમાંથી નિકળે, જયાં લગી એનાથી નજાસત મળીને રંગ, વાસ, લિઝઝત બદલાઇ ન જાય, એ નજીસ નથી.અને નજીસ પાણી જે હાલત બદલ્યા વિના નજીસ કહેવાયું હોય, અથવા એ પાણી જે હાલત બદલાવાને કારણે નજીસ થયું હોય,એ શરતે કે એનો ફેરફાર મટી જાય એ આબે કુર અથવા આબે જારીથી મળતાંજ પાક થઈ જશે.

(૩) **આબે ચાહ, (કુવાનુ પાણી)** કુંવાનું પાણી માત્ર નજાસત મળતાની સાથેજ નજીસ નથી થતું, જોઇએ તો સંખ્યામાં એ કેટલુ પણ ઓછુ હોય, જો એમાં કોઇ વસ્તુ પડી જાય તો એનું પાણી કાઢવું પણ જરૂર નથી, હા મુસ્તહબ (સુન્નત) છે, એની વિગત મોટા પુસ્તકમાં લખાયેલી છે, અલબત્તા નજાસતને કારણે કુવામાંના પાણીની હાલતમાં ફેરફાર થઇ જાય તો એ નજીસ થઈ જશે, એને પાક કરવાની રિત એ છે કે એમાંથી એટલું પાણી કાઢવામાં આવે કે એમાનો ફેરફાર મટી જાય.

## આબે રાકેદ

આબે રાકેદ એટલે જો કુર જેટલું પણ હોય તો નજાસત જોડે ભેગુ થઇ જતા નજીસ નહિ થાય, કુરની હદ વઝનના હિસાબે અંગ્રેઝી બારમણ પ્રમાણે થાય છે. મણ ૪૦ શેરનું અને ૧ શેર ૮૦ તોલાનું થશે (બંગાલી વજન) અને માપણીના હિસાબે. 3½ વેંત લંબાઇ, એટલીજ પ્હોળાઇ અને એટલીજ ઉંડાઇ હોય.

**આબે રાકેદ કલીલ** એટલે જે પાણી કુરથી ઓછું હોય તે નજાસત જોડે ભળતાંજ નજીસ થઈ જાય છે. જો એ (પાણી) ને કોઇ નજાસતના પાક કરવાનાં વાપરવામાં આવે તો જે વખતે ધોવામાં અયન નજાસત સાફ કરવામાં આવે એ વખતનું

ગોસાલા (ધોવણુ) નજીસ છે. ભલે પછી નજાસતથી ઘેરાએલું પણુ હોય, અહવત (વજુબી) એ છે કે ગુસાલએ ઇસ્તેન્જા. સિવાયના દરેક (ધોવણુ) થી પરહેઝ કરવામાં આવે, અલબત્તા માત્ર ગુસાલએ ઈસ્તિન્જા પાક છે. એ શરતે કે નતો અયન નજાસત એમા મોજુદ હોય અને ન કે એ નજાસતના કારણે ઘેરાએલું હોય, અને ન કે પીશાબ, પયખાનું એટલી હદે પોતાની જગ્યાએ ફેલાએલું હોય કે જેની તહારતને ઈસ્તેન્જા'જ કહી ન શકાય,અને બાહેરથી પણુ કોઇ નજાસત એના લગી પ્હોંચી ન હોય,

પીશાબથી જે વસ્તુ નજીસ થઈ જાય એને આબે કલીલથી પાક કરવામાં બે વખત ધોવુંજરૂરી છે જોઇએ તો એ લીબાસ હોય અથવા બીજી કોઇ વસ્તુ હોય અલબત્તા શીર ખ્વાર (દુધ પીતુ) બચ્ચુ જે હજુ લગી અનાજ ન ખાતો હોય એની પીશાબથી પાક કરવાને માત્ર એ ચીજ ઉપર એવી રીતે પાણી નાખી દેવું કે એ નજીસ જગ્યામાં પુરેપુરૂ પ્હોંચી જાય પુરતું છે. નિચોડવાની પણ જરૂરત નથી, પીશાબ સીવાય બીજી નજાસતોમાં નજાસત નીકળી ગયા પછી માત્ર એકજ વખત ધોવું પુરતું છે જોકે અહવત (એસ્તેહબાબી) એ છે કે બે વખત ધોવામાં આવે, અને જે ચીજો નિચોડી શકાતી હોય, એની તહા-રતમાં નિચોડવા માટે પણ શરત છે, જો વાસણુ નજીસ થઇ જાય, તો દરેક નજા-સતને માટે એના અંદરના ભાગમાં ત્રણુ વખત ધોવું જોઇએ, અલબત્તા જો કુતરાએ વાસણુને ચાટયું હોય તો એક વખત રાખથી માંજવા પછી બે વખત પાણીથી ધોવું જોઇએ, અને ઉત્તમ એ છે કે પ્રથમ સુકી માટીથી એને માંજવામાં આવે પછી ભીની માટીથી અને એ પછી બે વખત પાણીથી ધોવામાં આવે. અલબત્તા જો સુવ્વર વાસણુને ચાટી ગયું હોય, અથવા જંગલી ઉંદર વાસણુમાં મરી જાય તો અકવા એ છે કે એને સાત વખત ધોવામાં આવે, અને અહવત વ અવલા (મુસ્તહબ) એ છે કે સુવ્વરે ચાટેલ વાસણુને પ્રથમ માટીથી માંજી લેવામાં આવે પછી પાણીથી પાક કરવામાં આવે અને આબે કસીર (બ્હોળુ પાણી) અથવા જારી (વ્હેતું પાણી) થી પાક કરે, દરેક વસ્તુને માટે એક વખત ડુબાવ્વું પુરતું છે. અલબત્તા કુતરાના ચાટેલાને માટીથી માંજવું પણ લાઝીમ છે, બલ્કે અહવત (એસ્તેહબાબી) એ પણુ છે કે ધોવાની સંખ્યાપણુ એજ સંખ્યા (મજકુર) પ્રમાણે રહે.

**ઝમીન** જે ઝમીન પોતે પણ પાક હોય અને સુકી પણ હોય,તો બુટનું તળીયું અથવા પગનું તળીયું વિગેરે એની ઉપર ચાલવા કે ઘસવાથી,બિલ્કુલ નજાસત નિકળી જવા પછી પાક થઈ જશે, પરંતુ અહવત (વજુબી) એ છે કે એ ઝમીનપર ચાલવાથી નજીસ પણુ થયું હોય.

## (૫) આફતાબ (સુર્ય)

ઝમીન અને એ સિવાયની વસ્તુઓ, જેમકે ઇમારત વિગેરે જે કોઇ વસ્તુ ઇમારતમાં લાગી હોય, જેમકે, દરવાજા, કડીઓ વિગેરે ઝાડ અથવા એ પરના ફ્લો,

ઝમીનપરનું ઘાસ, એ વાસણો જે એક જગાએ ડાટી રાખવામાં આવ્યા હોય એજ પ્રમાણેની બીજી ચીઝો, જો બિલ્કુલ નજાસત નિકળી જાય, અને સુર્યની ગરમી એને સુકવી દે તો પાક થઇ જશે.

## (૬) એસ્તેહાલા-(હાલતનું બદલવું)

નજીસ વસ્તુનું પાક થઇ જવું, જેવી રીતે કે દારૂ સુરકો બની જાય, અથવા નજાસત ખાકતર થઈ જાય, જેવી રીતે કે મનુષ્ય શરીરનું રકત મચ્છર, માકડ વિગેરેના શરીરમાં પ્રવેશ થઇ જાય, અને એના ભાગો શરીર બની જાય.

## ૭ ઇસ્લામ

( કાફરનું મુસલમાન થવું, એની સર્વ વસ્તુઓને પાક કરી દે છે. )

## ૮ તબીઅત

એક વસ્તુને અગે બીજી ચીઝનું પાક થઇ જવું, તબીયત થોડાએક સ્થળે જારી થાય છે.

( ૧ ) કોઇ કાફર ઇસ્લામ કબુલ કરે, તો એના બાળકો એની જોડે પાક થઈ જશે, જોઇએ તો બાપ મુસલમાન થયો હોય કે માં.

( ૨ ) જો દારૂ, સુરકો બની જાય તો એનું વાસણ પણ એની સાથે પાક થઇ જશે.

( ૩ ) એ પાટીયું જેની ઉપર મય્યતને ગુસલ દેવામાં આવે, અને એ કપડુ જે મય્યતને ગુસલ આપતી વખતે મુરદાના શરીર પર નાખવામાં આવે, તેવીજ રીતે ગુસલ આપનારનો હાથ, મય્યતની સર્વ ચીઝો પાક થવાની સાથે પોતમેળુ પાક થઇ જશે.હાથ ઉપરાંત ગુસલ આપનારનું આખુ શરીર અને વસ્ત્રોનું મુરદાના પાક થવાની સાથે પાક થઇ જવું, એ વિચાર કરવાની જગા છે. અહવત ( વજુબી ) એ છે કે એને ધોવામાં આવે (જો કુવો નજીસ થઈ જાય, અને પાણી કાઢીને કુવો પાક કરવામાં આવે, તો કુવાનું પાણી પાક થવાથી, કુવા માની દિવાલો, ડોલ, રસ્સી અને પાણી ખેંચવાના બીજા ઓજારોનું (વસ્તુમાં) પાક થવુ પણ ખબર નથી, અહવત ( વજુબી ) એ છે કે પાક કર્યા વગર એનાથી પરહેઝ કરવામાં આવે.

## ૯ ગયબતે મુસ્લીમ

મુસલમાનનું દ્રષ્ટીએ ગયબ થઇ જવું. જો કોઇ મુસલમાનનું શરીર ફર્શ, વાસણ અથવા બીજી સબંદીત વસ્તુઓમાંથી કોઇ વસ્તુ નજીસ થઇ જાય, અને એને નજીસ હોવાની જાણ પણ થઇ જાય, અને (એ વસ્તુ) નજર સામેથી અલોપ થઈ જવાના સમમાં એને પાક કરવાનો ભરોસો પણ થઈ શકે, અને એ, વસ્તુઓને પાછળથી કોઈ એવા કામમાં વાપરે જેમાં તહારતની શરત છે તો એ વસ્તુ પાક સમજાશે.

## (૧૦) ઝવાલે અયન

મનુષ્યનાં માત્ર છુપા ભાગો, જેવી રીતે દિભાગ, કાન, આંખ વિગેરે વસ્તુઓ અને જાનવરના બાતીની અને જાહેરી બન્ને પ્રકારનાં ભાગોથી નઝાસત દુર થઇ જવી તહારત ( પાક હોવા ) માટે પુરતું છે. એવીજ રીતે જો પયખાનું પોતાની જગાએ ફેલાયલું ન હોય તો પત્થર અથવા કપડુ અથવા એવાજ પ્રકારની બીજી વસ્તુથી સાફ કરવાથી, પયખાનાની જગા પાક થઇ જશે. એ શરતે કે જે ચીઝથી પાક કરવામાં આવે એ પાકજ હોય, અને અહતયાત પ્રમાણે ( વજુબી ) ત્રણની સંખ્યાથી ઓછા ન હોય અને જો ત્રણ થી પણ જગા સાફ ન થાય તો સંખ્યામાં વધારો કરવો જોઇએ જેથી બીલકુલ સાફ થઇ જાય. અકવા એ છે કે હાડકુ અને પાક ગોબરથી પણ પયખાનાની તહારત થઇ શકે છે. જો કે અહવત ( વજુબી ) એ છે કે એ વસ્તુઓથી તહારત કરવું હરામ છે, તેવીજ રીતે જે ચીઝો શરીઅતની દ્દષ્ટીએ ઇઝઝતવાળી છે, એને પણ ઇસ્તેન્જાના કામમા લાવ્વું હરામ છે.

## ૧૧ ઇસ્તબરા

એટલે હલાલ માંસ,(વાળા) નજાસત ખાનાર જાનવરને એટલી હદે રોકી રાખવામાં આવે કે હવે એને નજાસત ખાનાર ન કહી શકાય અને ઉત્તમ એ છે કે હદીસોમાં એવા જાનવરોનું પેશાબ અને પયખાનું પાક થવાને માટે જેટલા દિવસો રોકવાની હિદાયત કરવામાં આવી છે એટલા દિવસ એને રોકવામાં આવે.

## ૧૨ ખુરૂજે દમે મોતઆરીફ

ઝબ્હ કરવા લાયક જાનવરના શરીરમાંથી મામુલી જેટલું રકત ઝબ્હમાં નિકળે છે. એને નિકળી જવા દિધા પછી બાકીનું રકત પાક થઈ જશે, જો કે એ રકતનું ખાવું હરામ છે.

## ૧૩ આબે ગોસાલહ

(નજાસતનું ધોવણ, ) એના ખારીજ થઇ જવા પછી નિચોડવામાં જે પાણી એ વસ્તુ ( કપડા વિ: ) માં બાકી રહી જાય એ પાક છે.

# નમાઝનું પ્રકરણ

## વાજીબ નમાઝો

જાણવું જોઈએ કે ઇમામની ગયબતનાં વખતમાં વાજીબ નમાઝ સાત છે (૧) દરરોજની પાંચ વખતની નમાઝ. (૨) નમાઝે આયાત (ચદ્રગ્રહણ સુર્ય ગ્રહણ, ધરતીકંપ વિ:ની) (૩) નમાઝે તવાફે વાજીબ, (૪) એ નમાઝ, જે નઝર કે અહદ (વાયદો)માં ઇજારાથી વાજીબ થઇ જાય, (૫) એ નમાઝો, જે માબાપોથી કોઇ કારણને લઇને ચુકી જવાઇ હોય, મોટા દિકરાપર બજાવી લાવ્યું એનું વાજીબ છે. (૬) નમાઝે જુમ્મા, અકવા પ્રમાણે જુમ્માના દિવસે નમાઝે જુમ્મા અને નમાઝે ઝોહર બન્નેમાંથી એકને બજાવી લાવાનું અખ્તયાર છે. (૭) નમાઝે મય્યત.

## સુન્નત નમાઝો,

સુન્નત નમાઝો ઘણી બધી છે, પરંતુ અહીયા નવાફીલે યવમીય્યાહ પર સંતોષ કરવામાં આવે છે. જેની વિગત એ છે કે આઠ રકાત નાફેલાહ ઝોહર, જે નમાઝ પહેલાં પડવી જોઇએ આઠ રકાત નાફેલાહ નમાઝ અસર જે અસરની પહેલા પડવી જોઇએ. ચાર રકાત નાફેલાહ મગરીબ જે મગરીબ-નમાઝ પછી પડવી જોઇએ. બેરકાત નમાઝ નાફેલાહ ઇશા, જેને નમાઝે વતીરા કહે છે. જે નમાઝે ઇશા પછી બેસીને પડવી જોઇએ. પરંતુ ઊભા રહીને પડવી પણ જાએઝ છે, આઠ રકાત નાફીલે શબ જેનો વખત અર્ધી રાત પછી છે. અને જેટલી હદે સવાર કરતા પહેલા પડવામાં આવે બ્હેતર છે. બે રકાત નમાઝે શફઅ, જે નમાઝે શબ પછી પડવામાં આવે છે. અને એક રકાત નમાઝે વિત્ર જે સફઅ પછી પડવામાં આવે છે. જેમાં ત્રણ વખત કુલ્હોવલ્લાહા એક વખત કુલઅઉઝોબેરબ્બીલફલક, એક વખત કુલ અઉઝો બેરબ્બીનનાસ પડવું સુન્નત છે. અને કુનુત પડવી પણ સુન્નત છે, અને ઉત્તમ એ છે કે,કુનુતની દુઆ આ પ્રમાણે પડે, પ્રથમ દુઆએ ફરજ એટલે, **લાએલાહ ઇલ્લલ્લા હુલ હલીમુલ કરીમ, લાએલાહ ઇલ્લલ્લાહુલ અલીય્યુલ અઝીમ, સુબ્હાનલ્લાહે રબ્બીસ્સમાવાતીસ્સબ્એ, વરબ્બીલ અરઝીનસ્સબ્અ, વમા ફિહિન્ના વમા બયનહુન્ના, વરબ્બુલ અર્શીલ અઝીમ, વ સલામુન અલલ મુરસલીન વલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન** એ પછી ચાલીસ મોઅમેનો માટે, જોઇએ તો જીવતા હોય કે મુરદા,આ પ્રમાણે દુઆ કરે, **અલ્લાહુમ્મગ ફિર, લે ફુલાન** અને ફુલાનની જગાએ એ મોમેનીનનું નામ લ્યે, એ પછી ૭૦ વખત **અસ્તગફેરૂલ્લાહ રબ્બી વઅતુબો એલયહ** તે પછી ૭ વખત **અસ્તગફેરૂલ્લાહલ્લઝી લાએલાહ ઇલ્લા હોવલ હય્યુલ કય્યુમ, ઝુલજલાલે વલએકરામે લેજમીએ, ઝુલ્મી, વજુરમી વઈસરાફી અલાનફસી વઅતુબો એલયહ,** અને સાત વખત

કહે, હાઝા મકામુલ આએઝો બેનન્નાર, એ પછી આ દુઆ પડે. રબ્બે અસાઅત વ ઝુંલમતો નફસી વબેઅ્ સ મા સનઅતો વ-હાઝેહી યદા,જઝાઅન બેમા કસબત, વહાઝેહી રકબતી ખાઝેઅતલ લેમા અતયત ફહા અના ઝાબ્બીન યદયક ફખુઝ લેનફસેક મીનનફસીરરઝા હત્તા તરઝા લકલ અતબી, લાઅઉદ પછી ત્રણસો વખત અલઅફ્વ પડે, અને બે રકાત નાફેલાહ સુબ્હની છે, જેને નમાઝે સુબ્હ પહેલાં બજાવી લાવી જોઇએ.

મજકુર સર્વ નફલ નમાઝો બબ્બે રકાત કરીને પડવી જોઇએ, દરેક રકાતમા માત્ર સુરેહમ્દ બિજા સુરા વિના પડવું પણ જાએઝ છે. અને બીજી રકાતમાં કુનુત પણ મુકી દઇ શકાય છે. એ પણ જાએઝ છે કે કોઈ વ્યક્તિ, કેટલીક નવાફીલો બજાવી લાવે અને કેટલીક એક મુકી દે, પરંતુ શક્તિ છતાં કોઇ નફલને મુકી દેવી ન જોઇએ. અને દિવસની એ સર્વ નમાઝો જે સફરની હાલતમાં કસર થઈ જાય છે. એની નાફીલાહ સાકીત થઈ જાય છે જેવી રીતે કે ઝોહરયન, પરંતુ ઇસાની નફલ અને બીજી નફલો સાકીત નથી થતી.

# મુકદદમાતે નમાઝ

## ૧ નમાઝના વખતો

ઝોહરની નમાઝનો વખત, એ વખતથી શરૂ થાય છે કે જ્યારે સુર્ય મધ્ય સ્થળે (ખરો બપોર) આવે અને ઝવાલ થઈ અને ત્યાં લગી બાકી રહે છે કે ગરૂબે શરઅઇથી નજીક (બરાબર) માત્ર નમાઝે અસર અદા કરવા જેટલો વખત રહી જાય અને નમાઝે અસરનો વખત ત્યારથી શરૂ થાય છે કે જ્યારે ઝવ્વાલે આફતાબથી બરાબર નમાઝે ઝોહરના અદા કરવા જેટલો વખત ખલાસ થયો હોય અને ગુરૂબે શરઅઇ લગી બાકી રહે છે.

નમાઝે મગરીબનો વખત ગરૂબે શરઅઇ (પુર્વ તરફની લાલી નાશ પામે ત્યાર)થી શરૂ થાય છે. એટલે જ્યારે સુર્ય ઉગવાની જગાએથી સુરખી (રતાશ) મટી જાય. અને ત્યાં લગી બાકી રહે છે કે જ્યારે અર્ધ રાત્રીથી બરાબર નમાઝે ઇશાઃ બજાવી લાવ્વાનો સમય પુરતો વખત બાકી રહે, અને ઉત્તમ એ છે કે શફક એટલે મગરીબના કિનારાની રતાશ મટી જવા પહેલેપહેલે નમાઝે મગરીબ બજાવી લાવે કેમ કે આ એની ફઝીલતનો છેલ્લો વખત (હોય) છે જો કોઇ માણસ નાફરમાનીની ઇચ્છાએ, અથવાં અંજાણ રહી, અથવા ભૂલથી અર્ધ રાત્રી લગીમાં નમાઝે મગરીબ અને ઇશા બજાવી ન લાવે તો પરોઢીયુ થવા લગીમાં વાજીબ છે. પરંતુ કઝા અને અદાની નિય્યત ન કરે.

નમાઝે સુબ્હનો વખત એ વખતથી શરૂઅ થાય છે કે પુર્વ દિશાએ સફેદી ફેલાવા માંડે, એજ વખત સુબ્હ સદીકનો છે. અને સુર્ય ઉગવા લગી બાકી રહે છે. નમાઝે

સુબ્હની ફઝીલતનો વખત સુબ્હસાદીક થવાથી લઇને એ વખત લગી છે, કે, જ્યારે પુર્વના કિનારે રતાશ દેખાવા લાગે, આ જગાએ થોડાએક મસાએલ વર્ણવવા જોગ છે.

**મસઅલો**

જ્યાં લગી નમાઝ પડવાનો સમય દાખલ થવાનો પુર્ણ યકીન ન થાય ત્યાં લગી નમાઝ ન પડવી જોઇએ, વખત સંબંદી ગુમાન પર ભરોસો ન કરવો જોઇએ. અલબત્તા અબ્રો (બાદલ) ભરેલા હોય તો ભરોસો કરી શકાય છે. પરંતુ બે આદીલોની સાક્ષી ભરોસા લાયક છે. બલ્કે વાંધા જેવું નથી કે એક આદીલ જે વખતથી જાણકાર હોય એની અઝાંનપર ભરોસો કરી લેવો પણ જાયેઝ હોય. પરંતુ બ્હેતર એ છે કે એટલું સબર કરવું જોઇએ કે વખત દાખલ થઇ જવાનું યકી ન થઇ જાય, અને જો કોઇ માણસ મજકુર હુકમોપર ભરોસો રાખી નમાઝ બજાવી લાવે, અને પછીથી ખબર પડે કે પુરી નમાઝ વખત પહેલાં પડાઈ ગઇ છે તો નમાઝને ફરીથી પડવી જોઇએ. અને જો ખબર પડે કે નમાઝ પડતાં વખતમાંજ નમાઝનો વખત દાખલ થઇ ચુકયો હતો, જો સલામ પડવા પહેલાંજ વખત શરૂ થયેલ હોય તો ફરીને પડવાની જરૂરત નથી.

**મસઅલો**

જો કોઈ માણસ ભૂલથી નમાઝે ઝોહર પહેલાં નમાઝે અસર અથવા નમાઝે મગરીબ પહેલા નમાઝે ઇશામાં મશગુલ થઇ જાય, અને નમાઝ પડતાંમાંજ, એવા મોકે યાદ આવી જાય કે પહેલી નમાઝ તરફ ફરવું શકય હોય તો ફરી જાય, (૧) અને જો નમાઝ સમાપ્ત કરી લેવા પછી યાદ આવે તો પુરતું છે હવે ઝોહર અથવા મગરીબને બજાવી લાવે, અને જો આ બાબદ ઝોહરની નમાઝમાં જાહેર થઇ હોય તો અકવા એ છે કે નમાઝ તમામ કરી લીધા પછી પણ એ નમાઝને ઝોહરની નમાઝ કરાર આપી શકે છે. પરંતુ અહવત (એસ્તેહબાબી) આવી સ્થિની વચ્ચે એ છે કે હવે જે નમાઝ બજાવી લાવે તેને ખાસ મુકરર કર્યા સિવાય ઝોહર કે અસર માત્ર કસદે માફીલઝીમ્માં બજાવી લાવે.



(૧) જો હજુ નમાઝ ખલાસ નથી કરી, પરંતુ ફરવાનો સમય બાકી નથી, જેવી રીતે કે નમાઝે ઈશામાં ચોથી રકાતની રૂકુઅમાં યાદ આવી ગયું કે નમાઝે મગરીબ નથી પડી, તો એવી હાલતમાં મજકુર નમાઝને ઈશાની નિય્યતે ખતમ કરે, અને એ પછી નમાઝે મગરીબ બજાલી લાવે, અને અહતયાતન (વજુબી) નમાઝે મગરીબ પછી ફરીથી નમાઝે ઇશા પણ પડે.(મન્કુલ અઝ ઉરવંતુલ વુસ્કા, મોહશા, ઇસ્ફહાની મદઝીલ્લહ)

**મસઅલો**

એ જાયેઝ નથી કે કોઇ માણસ નમાઝનો સંપુર્ણ વખત જવા દે અને નમાઝ ન પડે, પુર્ણ નમાઝને નમાઝના વખતમાંજ બજાવી લાવ્વી વાજીબછે, અલબત્તા જો કોઈ વ્યકિત નાફરમાની કરે, અથવા ભુલથી નમાઝ માટે એટલી વેળ લગાડે કે માત્ર નમાઝની બિલકસદ એક રકાતનો સમય બાકી રહી જાય તો તુરતજ નમાઝ બજાવી લાવ્વી વાજીબ છે. અને અકવા એ છે કે આવી હાલતમાં પણ એની નમાઝ અદા છે.

**મસઅલો**

અકવા એ છે કે નવાફીલે યવમીય્યા સિવાય બીજી સુન્નત નમાઝો પણ વાજીબ નમાઝોના વખતમાં બજાવી લાવ્વું વાજીબ છે.

## કિબ્લાની ઓળખ

વાજીબ નમાઝોને કિબ્લા તરફ રહીને બજાવી લાવ્વી વાજીબ છે, બલ્કે સુન્નતી નમાઝોમાં પણ કિબ્લાનું ઇસ્તેકબાલ કરવું અગત્યનું છે, અલબત્તા કેમ કે સુન્નત નમાઝને સફરમાં અર સફરમાં કે દરેક હાલતમાં માર્ગ ચાલતામાં બજાવી લાવ્વી જાયેઝ છે. એટલા માટે આવી હાલતમાં કિબ્લાનું ઇસ્તેકબાલ કરવું અગત્યનું નથી, કિબ્લાનાં અર્થ (મુરાદ) જગા છે. જ્યાં કાબા મોજુદ છે, જમીનની નિચેથી લઇને આસ્માન લગી એ સર્વ જગા કિબ્લા કિબ્લા છે. કિબ્લાની ઇઝઝતમાં માત્ર એટલુંજ પુરતું છે કે ઉરફી (જે જગ્યા મશકુરપણે હોય) હેસીયતમાં નમાઝ પડનાર કિબ્લાની સામે હોય, અહીયાં બે ભારી મસઅલા છે.

**મસઅલો**

શકય સ્થિતીમાં નમાઝ પડનારને કિબ્લાના ઇસ્તેકબાલસબંદી યકીની(સંતોષકારક) જાણ કરવી વાજીબ છે. જોઇએ તો કોઇ ખાસ વ્યકિત મક્કામાં હોય, અથવા દુરના આધેના કોઈ શહેરમાં, અને જો કદી સંતોષપણે કિબ્લાની જગા જાણ કરવી શકય ન હોય તો ઝને ગાલીબ ઉપર અમલ કરે. એટલે જે તરફ કિબ્લા હોવાનો વધુ ગુમાન થાય એ દિશાએ નમાઝ બજાવી લાવે, અને ઇલ્મે હયઅત ( સિતારાની જાણ ) માં વિવિદ શહેરો સબંદી કિબ્લાની જાણ કરવાની જે નિશાનીઓ મોજુદ છે. જે ગુમાન ઉસુલે ઝનની સામગ્રીઓમાં દાખીલ છે, મુસલમાનોએ પોતાના શહેરમાં જે કિબ્લો મુકર્રર કરી રાખ્યો હોય, એની પર ભરોસો કરવો જાએઝ છે, ત્યાં લગી કે એ જાણ ન થાય કે આ ખોટી રીતે મુકર્રર કરવામાં આવેલ છે. જે જગાએ કિબ્લાનું મુકર્રર અથવા ગુમાન કોઈપણ રિતે શકય ન હોય તો અહવત (વજુબી) એ છે કે સમયના વધારાની હાલતમાં ચાર નમાઝો ચારે દિશામાં બજાવી લાવે અને જો સમય ઓછો હોય તો જેટલી દિશાએ નમાઝ પડવાનો વખત હોય એટલીજ દિશા તરફ બજાવી લાવે; અને જો માત્ર એકજ નમાઝ પડવાનો વખત હોય તો માત્ર એકજ વખત જે તરફ ઇચ્છે મોઢું રાખી નમાઝ બજાવી લાવ્વું પુરતું છે.

### મસઅલો

જો કોઈ માણસે કિબ્લાની જાણ કરીને નમાઝ પડી હોય,અને એને નમાઝ પછી જાહેર થાય કે મેં કિબ્લા તરફ મોં રાખીને નહિ પણ પિઠ રાખીને નમાઝ પડી છે, જો સમય (હાજર) હોય તો બીજી વખત, અને જો વખત ન હોય તો કઝા બજાવી લાવે અને જો એ ખબર પડે કે કિબ્લો જમણાકે ડાબી બાજુ નમાઝ પડતા વખતે હતો, અને વખત બાકી હોય તો પણ બીજી વખત પડે,અને જો વખત ખલાસ થઇ ચુકેલ હોય તો પણ અહવત (વજુબી) એ છે કે એ નમાઝની કઝા બજાવી લાવ્વી જોઇએ. અને જો એ ખબર પડે કે કિબ્લાથી ફરેલો તો હતો. પરંતુ એટલી હદે નહિ કે કિબ્લો જમણી કે ડાબી બાજુની હદમાં પહોંચી જાય, પસ જો કોઇને નમાઝમાંજ જાણ થઈ જાય કે હું કિબ્લાથી એટલો વેગળો છુ તો તુરતજ કિબ્લા તરફ ફરી જાય, અને નમાઝ ખતમ કરે, એની નમાઝ દુરૂસ્ત છે, અને જો નમાઝ પછી જાણ થાય તો એજ નમાઝ પુરતી છે.

### ૩ શરીર અને વસ્ત્રોનું પાક કરવું

નમાઝ પડનારનું બદન અને વસ્ત્રોનું નમાઝમાં પાક હોવું અગત્યનું છે. સિવાય એ ચીઝોના જેની નજાસત નમાઝમાં માફ છે. એવીજ રીતે હદસથી પણ તહારત જરૂરી છે. જેવી રીતે કે તહારતનાં મામલામાં એ સર્વ વસ્તુઓ બયાન થઇ ચુકી છે.

### ૪ મકાને નમાઝ

નમાઝના મકાનનું મુબાહ હોવું જરૂરનું છે. વળી સિજદાની જગા, ઉભા રહેવાની જગા (ઝમીન) થી એક ઇંટની મોટાઇ કરતાં ઓછું કે વધુ પણ ન હોવી જોઇએ. આ જગાએ થોડાએક મસાએલ ધ્યાન કરવાં જોગ છે.

### મસઅલો

વાજીબ છે કે નમાઝની જગા ગઝબી ન હોય કેમ કે ગઝબી મકાનમાં નમાઝ બાતીલ છે. બલ્કે મકાન ધણીની રજા લઇને નમાઝ પડવી જોઇએ. જોઇએ (૧)તો ઇઝને સરીહી હોય, અથવા ઇઝને ઝમની અથવા ફહવાઈ અથવા શાહેદે હાલથી માલીકની રઝાની જાણ થઈ જાય. અને જો કોઈ ઝમીન કોઇના ઇજારામાં હોય તો ઇજારદારની રજાની જરૂર પડશે.



(૧) **ઇઝને સરીહી** જેમ કે માલીક (ઘરધણી) કોઇ ખાસ જગ્યા નક્કી કરીને ત્યાં નમાઝ પડવાની રજા આપે. **ઇઝને ઝમની,** જેમકે માલીક (ઘરધણી) કોઇ મકાનમાં નમાઝ પડવાને માટે રજા આપે તો એ મકાનની દરેક જગ્યામાં નમાઝ પડવાની ઝમનન રજા મળે છે. **ઈઝને ફહવાહી** જેમકે કોઈ માણસ કોઇને પોતાને ત્યાં મ્હેમાન નોતરે અને મહેમાનને, ત્યાં દરેક જાતના વપરાસની છુટ આપે તો એ રજા સર્વ કરતા શ્રેષ્ટ આપે **શાહેદેહાલ** ની રીત એવી છે કે, જેમકે કોઇ જગલમાં માર્ગ કાપતો માણસ નમાઝ પડી લ્યે તો કરાઇન બતાવે છે કે જંગલના માલીકને સારૂ નહિ લાગે.

## મસઅલો

મુસલ્લીની સર્વ જગા, નમાઝની જેમ પાક હોવી જરૂરતું છે.જે નમાઝ ગુઝાર ના બદન કે વસ્ત્ર માટે શરત ધરાવનારી હોય અને જો નમાઝની જગા સુકી હોય અને એની નજાસત નમાઝ ગુઝારના બદન કે કપડાને લાગી ન શકતી હોય તો એ જગાએ નમાઝ સહીહ છે, અલબત્તા સિજદાની જગા નજીસ હોય તો નમાઝ સહીહ નથી. ભલે પછી સુકી કેમ નથી હોતી, પરંતુ સુન્નત છે કે નમાઝ પડવાની સઘળી જગા બીલકુલ પાક હોય.

## મસઅલો

અહવત ( એસ્તે હબાબી ) એ છે કે પુરૂષ અને સ્ત્રિ બન્ને એક બીજાની બરાબર નમાઝ ન પડે. એવીજ રીતે નમાઝની હાલતમાં સ્ત્રિ આગળ અને પુરૂષ એની પાછળ ન હોય, જો કે અકવા એ છે કે બન્નેની નમાઝ જાએઝ અને સહીહ છે. પરંતુ ( ૧ ) મકરૂહ છે, આ મસઅલામાં મહરમ પુરૂષ અને સ્ત્રિ અને નામહરમ (૨) બન્નેનો એકજ હુકમ છે. અને જો મધ્યમાં કોઇ વસ્તુ સ્થાઇ હોય જેને અંગે એક બિજાને જોઇ ન શકે, અથવા બન્નેની વચ્ચે દસ હાથનો ફાસ્લો હોય તો કરાહત પણ નથી.

## મસઅલો

નમાઝ મસ્જીદમાં પડવી મુસ્તહબ ( સુન્નત ) છે. હદીસમાં છે કે મસ્જીદુલ હરામમાં એક રકાત નમાઝનો સવાબ ત્રણ હજાર નમાઝોની બરાબર છે. અને મસ્જીદુન્નબી સ: અ: વ: માં એક નમાઝનો સવાબ દસ હઝાર નમાઝોના બરાબર છે. અને મસ્જીદે કુફા અને મસ્જીદે અકસા દરેકમાં એક નમાઝ હજાર નમાઝની બરાબર છે. અને દરેક શહેરની મસ્જીદે જામેઅમાં નમાઝનો સવાબ એકસો નમાઝની બરાબર છે. અને મોહલ્લાની મસ્જીદમાં એક નમાઝનો સવાબ પચ્ચીસ નમાઝોનો સવાબ અને બજારની મસ્જીદમાં એક નમાઝનો સવાબ બાર નમાઝોની બરાબર છે. અને અમીરૂલ મોઅમેનીન અ: સ: ની કબ્ર મુબારકની નજીક નમાઝ પડવી બે લાખ નમાઝોનો સવાબ રાખે છે,



( ૧ ) એટલે સવાબ ઓછો મળશે, પ્રાર્થનામાં મકરૂહથી એજ અર્થ હોય છે.
( ૨ ) નામહરમ પુરૂષ અને સ્ત્રિ નાજાએઝ પણે એક બીજા પ્રત્યે દ્દષ્ટી કરે તો હુરમતની જરૂરત છે. ( ઉર્દુ અનુવાદક. )

અલબત્તા સ્ત્રી જાતીને માટે સુન્નત છે કે નમાઝ પોતાના ઘરમાં બજાવી લાવે, એને માટે એનું ઘર મસ્જીદ કરતા ઉત્તમ છે. બલ્કે અફ્ઝલ એ છે કે ઘરમાં સર્વ કરતા વધુ છુપી જગ્યાએ બજાવી લાવે.

### મસઅલો

હમામની અંદર નમાઝ પડવી મકરૂહ છે બલ્કે ઉત્તમ એ છે કે જામાકન(હમામમાં કપડા ઉતારવાની જગા) માં પણ નમાઝ ન પડવામાં આવે, એવીજ રીતે કીસ્તી (હોડકુ, બોટ, આગબોટ) ની બાહેર જઇને નમાઝ પડવી શકય હોય તો કિસ્તીમાં નમાઝ પડવી મકરૂહ છે, એવીજ રીતે એવી જગાએ પણ નમાઝ પડવી મકરૂહ છે કે જયાં કોઇ માણસ અને ખાસ કરીને સ્ત્રિ બરાબરમાં ઉભી હોય અથવા સામે બત્તી, કે આગ સળગતી હોય, અથવા ખુલ્લુ કુરઆન કે, કોઇ પુસ્તક કે કાગળ જેનું લખાણુ દેખાતું હોય, સામે રાખેલુ હોય, એવીજ રીતે એ ઘરમાં પણ નમાઝ પડવી મકરૂહ છે, જયાં કોઇ નિશાવાળી વસ્તુ અથવા કુતરૂ, અથવા મુર્તિ રાખેલ હોય, વળી કબ્રસ્તાનમાં પણ નમાઝ પડવી મકરૂહ છે.

### મસઅલો

સુન્નત છે કે નમાઝ પડનારની સામે કોઇ પર્દો મોજુદ હોય, એટલે કોઇ દિવાલ હો, કે કોઇ બીજી રોક મોજુદ હોય, જે નમાઝ પડનારથી સામે બે અથવા ત્રણ હાથથી વધુ છેટુ નહોય, અને જો સામે હાથની લાકડી રાખી લ્યે તો પણ પુરતું છે.

## ૫ પરદો

નમાઝમાં શરમની જગાઓને છુપી રાખવી પણ જરૂરનું છે. પુરૂષની શરમગાહમાં પેશાબની જગા, પયખાનાની જગાનો ભાગ (આગળ પાછળનો ભાગ) અને સ્ત્રિ જાતીને આખું શરીર છુપાવ્વું જરૂરનું છે, અલબત્તા ચ્હેરો અને કાંડા લગી બન્ને હાથ અને પેની લગી બન્ને પગ ખુલ્લા રહી શકે છે. પરંતુ કનીઝ અને નાબાલીગ બાળકીને માથું અને ગરદનને છુપાવ્વું વાજીબ નથી.

જરૂરી છે કે નમાઝ પડનારનું કપડુ ગઝબી ન હોય, અને મુરદાર ચામડાનું ન હોય, અને હરામ જાનવરનાં કોઈ ભાગોમાંથી બનાવેલું પણ ન હોય, બલ્કે મુરદાર અને હરામ ગોસ્ત જાનવરનું કોઇપણ ભાગ નમાઝની સાથે પણ ન હોય,અલબત્તા,(૧) ખઝવ સંજાબનું ચામડું અને વાળથી નમાઝ જાએઝ છે. વળી પુરૂષોને ચોખ્ખુ રેશમ અને ઝરીવાળા લીબાસ વિગેરે નમાઝ અને ગ્યર નમાઝ બન્ને હાલતમાં જાએઝ નથી. બલ્કે સોનાની વિંટી હાથમાં પ્હેરવી બલ્કે દરેક રીતે સોનાથી ઝીનત (શોભા) કરવી નમાઝ અને ગ્યર નમાઝ બન્ને હાલતમાં જાએઝ નથી. પરંતુ આ સર્વ બાબદો દરેક હાલતમાં સ્ત્રિ જાતીને માટે, અહીં લગી કે નમાઝમાં પણ જાએઝ છે.



(૧) એક પ્રકારનું જાનવર જે ઇરાનમાં થાય છે.

પુરૂષને લાચારીની હાલતમાં અને લડાઇમાં ખાલીસ રેશમના વસ્ત્રો પહેરવા જાએઝ છે. એવીજ રીતે પુરૂષને ખાલીસ રેશમની ગોટ (પ્રીત અથવા કિનાર) કોઇ કપડા-પર લગાડવી પણ જાએઝ છે, જોકે અહવત (એસ્તેહબાબી) એ છે કે ગોટ (કિનાર) ચાર આંગળથી વધારે પુખ્તી ન હોય, જો નમાઝ પડનારના પગમાં કોઇ મોજા હોય, જેનાથી પગના આગળ(ઉપર)નો ભાગ અથવા પીંડલી છુપાતા ન હોય તો અહવત (એસ્તેહબાબી) એ છે કે એને ઉતારી નાખે, પરંતુ અકવા એ છે કે એને પેરીને નમાઝ પડવી જાએઝ છે.

## અઝાન અને એકામહ

નમાઝના સમયે અઝાન કહેવી સુન્નત છે. અઝાનની રીત આ પ્રમાણે છે, **અલ્લાહો અકબર** ચાર વખત, **અશહદોઅન્લા એલાહ ઇલ્લલ્લાહ** બે વખત **અશહદોન્ન મોહમ્મદૂર રસુલુલ્લાહ** બે વખત, **હય્યા અલસ્સલાહ** બે વખત, **હય્યાઅલલ ફલાહ** બે વખત, **હય્યા અલાખયરીલ અમલ** બે વખત, **અલ્લાહો અકબર** બે વખત, **લાએલાહ ઇલ્લલ્લાહ** બે વખત, અઝાનની પછી એકામત છે એનો વખત પણ એજ છે જે અઝાનનો છે. અલબત્તા શરૂઆમાં બે વખત **અલ્લાહો અકબર** અને આખરમાં એક વખત **લાએલાહ ઇલ્લલાહ** એકામાહ પડવામાં ઓછૂ થઇ જાય છે. અને **હય્યા અલાખયરીલ અમલ** પછી બે વખત **કદ કામતી** સ્સલાહનું પડવું છે. અહવત (વજુબી) એ છે કે પુરૂષોને જ્યાં એકામહ સાબીત છે એ ઉપરાંતની જગાએ એકામહ મુકવી ન જોઇએ. અકવા એ છે કે એકામતને વખતે પાક હોવું શરત છે, પરંતુ ઉભા રહીને પડવી અને વચ્ચે વાત ન કરવી એ કંઇ શરત નથી. જો કે અહવત ( એસ્તેહબાબી ) છે.

## વાજીબાતે નમાઝ.

વાજીબાતે નમાઝ અગ્યાર છે.

### ૧ નિય્યત

નિય્યતમાં કસદે ( ઇરાદે ) કુરબત. અને અમલનું મુકરર કરવું જરુરનું છે. જેવી રીતે કે વઝુમાં વર્ણન થઈ ચુકયું છે. જો કોઈ માંણુસ નમાઝમાં નમાઝ તોડવાનો ઇરાદો કરે, અથવા નમાઝ ચાલુ રાખવા ન રાખવા સબંદી એને શક પેદા થાય, અને નમાઝનો કોઈ ભાગ એ વખતમાં ન બજાવી લાવે અને બીજી કોઈ આડ નમાઝમાં ન આવી હોય અને એ પોતાની ઇચ્છાને અંગે બાઝ આવે તો નમાઝને પુરી કરે એની નમાઝ દુરુસ્ત રહેશે.



(૧) શહાદતે ઇમામતને ઇસ્તેહબાબની નિય્યતે ( સુન્નત નિય્યતે કહેવું જોઇએ.) કેમ કે એ ભાગ અઝાનનો નથી પરંતુ ઇમાનનો ભાગ છે. ( ઉર્દુ અનુવાદક )

## ૨ તકબીરતુલ અહેરામ

એટલે નિય્યત પછી અલ્લાહોઅકબર કહેવું. તકબીરતુલ એહેરામને સહીહ અદા કરવું વાજીબ છે.

## ૩ કયામ

નમાઝ પડનાર જો શકિતવાન હોય તો ઉભો રહીને નમાઝ પડે અથવાં કોઇ ચીઝનો ટેકો લઇને ઉભો થઇ જાય, અને જો એ કરતાં પણ લાચાર હોય તો બેસી જાય, બેસવાથી પણ લાચાર હોય તો જેવી રીતે કબ્રમાં મુરદાને કિબ્લા તરફ સુવરાવ્વામાં આવે છે એવી રીતે જમણે પડખે લેટી જાય, એ પણ શકય ન હોય તો ડાબા પડખે કિબ્લા તરફ મોંઢુ કરી લેટી જાય, જો એ પણ મુશ્કેલ હોય તો મૃત્યુ હાલતની પેઠે ચત્તો સુઇ જાઇ પણ નમાઝ અદા કરે.

તકબીરતુલ એહરામને વખતે અને (૧) મુતસીલ બ રૂકુઅ, કયામે રૂકન છે અને હાલતે કરાતમાં કયામ વાજીબ છે, પરંતુ રુકન નથી, અને કુનુતની હાલતમાં સુન્નત છે. શકય હોય તો વાજીબ છે કે, કયામમાં એસ્તકરાર (૨) રહે, અને કોઇ પણ વસ્તુનો ટેકો ન લ્યે.

## ૪ કરાઅતે હમ્દ અને સુરાહ

નમાઝની પહેલી બેરકાતમાં હમ્દ અને એક (બીજો) સુરો પડવો વાજીબ છે, અલબત્તા બિમાર અને એ માણસ જેને કોઈ અગત્યને કારણે ઉતાવળ હોય, અથવા કોઇ માણસ એ વખતે નમાઝ પડે જ્યારે વખત તંગ થઈ ગયો હોય તો એવી હાલતમાં માત્ર સુરે હમ્દ પડી લેવું પુરતું છે. અને છેલ્લી બે રકાતમાં એખ્તયાર છે, જોઇએ તો માત્ર હમ્દ પડે અથવા અકવા પ્રમાણે એક વખત અથવા એહયાત પ્રમાણે **એસ્તેહબાબી** ત્રણ વખત **સુબ્હાનલ્લાહે, વલહમ્દો લીલ્લાહે વલા એલા-હ ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર** (પડે)

બાજે બાતે કરાઅત થોડી એક વાતો છે.

૧ શબ્દો મખરજથી એવી રીતે અદા કરે કે એક શબ્દ બીજા શબ્દથી સારા લાગે, અને એ શબ્દ દુરૂસ્ત થઈ જાય.

(૨) ઝેર, ઝબર કે તસદીદને સાફ રીતે સંભાળીને પડે. (અદા કરે.)



(૧) એટલે કરાઅત ખલાસ કર્યા પછી રૂકુઅમાં જતા જરા થોભીને જવું (તુરતજ ઉતાવળે ન જવું)

(૨) એસ્તે કરારના અર્થ એ છે કે ઉભા થવાની હાલતમાં નમાઝ પડવાવાલો સુકુન (સ્થિર હાલત)ની સાથે ઉભો થાય. બેકરાર ન હોય એટલે હલાજુલી ન કરી રહયો હોય.

(૩) અહતયાત (વજુબી) વકફ બહરકત અને વસ્લ બ સુકુન પણ ન કરે.

(૪) સુરેહમ્દ અને બીજા સુરા પ્હેલા **બિસ્મીલ્લા હિર્રહમાનીર રહીમ કહે**, જે માત્ર સુરેબરાત સિવાયના દરેક સુરાનો ભાગ છે. અને લાઝીમ છે કે બિસ્મીલ્લાહ કહેવા પ્હેલાં સુરાને મુકરર કરે, ભલે પછી ઇજમાલન (૨) મુકરર કરી લ્યે.

(૫) જો નમાઝ પડનાર કોઇ સુરાના અર્ધા કરતાં આગળ ન વદ્યો હોય, બલ્કે એહતયાત (એસ્તેહબાબી) જો અર્ધા લગી પણ ન પ્હોચ્યો હોય, અને એ (સુરો) એને મુકી બીજો સુરો પડવા ઇચ્છે તો પડી શકે છે. અલબત્તા સુરે **કુલ્હોવલ્લાહોઅહદ** અને સુરે (૨) **જહદથી** ફરવું (મુકી દેવું) જાએઝ નથી. પરંતુ જો સુરાનો કોઇ શબ્દ અથવા આયત ચુકી જાય તો દરેક સુરાને દરેક વખતે ફરી પડી શકે છે.

(૬) એ સુરા જેમાં સીજદો વાજીબ હોય, એને વાજીબ નમાઝમાં પડવું ન જોઇએ, અલબત્તા સુન્નત નમાઝમાં પડવું જાએઝ છે, અને એમાં સીજદાની આયત પડવા પછી સિજદો કરે, અને પછી ઉભો થઇને નમાઝ પુરી કરે, પરંતુ વાજીબ નમાઝમાં જો કોઇ માણસ આયતે સિજદાને સાંભળે અથવા સહવન (અચાનક) પોતે પડી જાય તો નમાઝ પછી સિજદો કરે, અને અહવતે (એસ્તેહબાબી) એ છે કે નમાઝમાં ઇશારાથી સિજદો કરે, અને નમાઝ ખતમ કરીને સિજદો બજાવી લાવે અને અહવત [એસ્તેહબાબી] એ છે કે નમાઝને પણ બીજી વખતે પડે.

(૭) જો બની શકે તો સર્વ કરાઅત હમ્દ, અને સુરા અને તસ્બીહાતે અરબા અને ચુકતે રકાતોમાં એસ્તેકરારની સાથે ઉભો થઇને પઢે.

(૮) પુરૂષ, મગરીબ, ઇશા અને સવારની નમાઝમાં, પહેલી અને બીજી રકાતમાં હમ્દ અને બીજો સુરો મોટેથી પડે. અને નમાંઝે ઝોહર અને અસરમાં ધીમેથી પડે. અને નમાઝની ત્રીજી અને ચોથી રકાત ધીમે પડે, જોઇએ તો માત્ર સુરે હમ્દ કે તસ્બીહાતે અરબાઅ પડે, બુલંદી અને આહેસ્તગીનો દારોમદાર જે દરેક અવાઝના જાહેર થવા ન થવા પર છે. પરંતુ સ્ત્રિ મવાઝેએ અખફાત (ધીમેથી પડવાની જગાએ) ધીમેથી પડે અને



(૧) **વકફ બહરકત**, જેવી રીતે કે કોઇ માણસ બિસ્મીલ્લાહિર રહમાનીર રહીમ માં, રહીમ પર થોભી જાય, પરંતુ રહીમનાં મીમને સાકીન પડવાને બદલે જો ઝેરથી પડે. **વસ્લબસુકુન** જેવી રીતે, કોઇ માણુસ અર્રહમાનીર રહીમ, અને માલેકે યવ્મીદ્દીન બન્ને ભેળવી દેવા માંગે અને રહીમના મીમને સાંકીન કરીને મેળવે, એ પ્રકાર, નાદુરૂસ્ત છે.

(૨) ઇજમાલન, તઅઇનની રીત એ છે કે, જેવી રીતે કે કોઇ માણસને બીજી રકાતમાં હમેશા કુલ્હોવલ્લાહોઅહદ પડવાની આદત છે.તો એ જ્યારે કોઇ બીજા સુરાનો કસદ કર્યા વિના, બીજી રકાતમાં બિસ્મીલ્લાહ કહેશે તો કુલ્હોવલ્લાની ઇજમાલન તઅઇન થઇ જશે. [એટલે નિય્યત કુલ્હોવલ્લાહનીજ લેખાશે]

(૩) સુરેજહદથી મુરાદ, સુરે કુલ્યાઅય્યોહલકાફેરૂન છે.

મવાઝેહ જહર ( જોરથી પડવાની જગાએ ) માં મુખ્ત્યાર છે, જોઇએ તો મોટેથી પડે. જોઇએ તો ધીમેથી પડે. પરંતુ જો કોઈ અજાણ્યો માણસ એના અવાજને સાંભળતો હોય તો ધીમેથી પડવું જોઇએ. ( પુરૂષને માટે ) ખાસ કરીને બિસ્મીલ્લાહને મકામે અખફાતમાં જે નમાઝ ધીમે પડાય છે તેની જગાએ પણ મોટેથી પડવું સુન્નત છે.

( ૯ ) સુરે હમ્દ પહેલે અને બીજો સુરો એ પછી પડવો, એવીજ રીતે એમના ભાગોમાં તરતીબનું ધ્યાન રાખવું,

( ૧૦ ) મવાલાત, એટલે એક પછી એક બજાવી લાવ્વું, અને એની વચ્ચે કુરઆનના ભાગો, ઝીક્ર અને દુઆમાં ફાસ્લો ન રાખે.

( ૧૧ ) કરાઅતને સહી રીતે અદા કરે, અને કોરાએ સબ્અમાંથી કોઇ એક રીત, પ્રમાણે હોય અને જો ન જાણતો હોય તો શીખે.

( ૧૨ ) સુરે વઝ્ઝોહા, અને અલમનસ્રહ, એવીજ રીતે સુરે અલમતર કયફ, અને લેઇ લાફ એ બબ્બે, સુરાને એકેક સુરો લેખવો,

વાજીબ નમાઝમાં હમ્દ અને સુરાને કુરઆનમાં જોઇને પડવું ઇશ્કાલ છે, અહવત ( વજુબી ) એ છે કે, જો યાદ રાખવું શકય ન હોય અને જમાતનો પણ સંભવ ન હોય, અથવાં એ રીતે પણ અશકય હોય કે કોઈ પડતો જાય અને નમાઝ પડનાર એને પડતો જાય, તો એવે વખતે કુરઆનમાં જોઇને પડી શકે છે. બલ્કે અહવત ( વજુબી ) એ છે કે, નમાઝની સર્વ બાબદો કુરઆનમાં જોઇને ન પડે, અલબત્તા કુનુત, અને બીજા ઝીક્ર, અને દુઆઓ કિતાબમાં જોઇને પડવામાં કોઈ વાંધો નથી.

## ૬ રૂકુઅ

રૂકુઅ સબબથી પાંચ હુકમો વાજીબ છે.

( ૧ ) એટલી હદે જુકે કે હાથની હથેળીઓ ગુંટલ લગી પહોંચે.

( ૨ ) રુકુઅની હદમાં પહોંચી ઝિક્ર કરવું. અહવત ( વજુબી ) એ છે કે **સુબ્હાન અલ્લાહ** ત્રણ વખત, અથવા **સુબ્હાન રબ્બીયલ અઝીમે, વબે હમ્દેહ** એક વખત કહેવું જોઇએ.

( ૩ ) ઝીક્રની હાલતમાં ઇત્મીનાન.

( ૪ ) રૂકુઅથી માથું ઉચું કરવું (રાખવું.)

( ૫ ) રુકુઅ પછી ઇતમીનાનથી ઉભૂ થવું.



(૧) કોરા, કારીનું બહુ વચન છે. અરબમાં સાત મોટા મોટા કારી થઇ ગયા છે, જેઓએ કુરઆને મજીદની તરઝ ( રીત ) માં ક્યાંક કયાંક કંઇ કંઇક મતભેદ દર્સાવ્યો છે. કુરઆને મજીદને એ સાતકારીઓમાંથી એક કારીની કરાઅત (ઢબ) પ્રમાણે પડવું જોઇએ. કુરઆને મજીદની રાએજ અને મશ્હુર કરાઅત એ હુકમોને જોતા જારી થઇ છે, જો કે મોટી વિટંબળાંમાં ઘેરાવાની જરૂરત નથી.

## ૭ સિજદા

સિજદામાં વાજેબાત સાત છે.

(૧) એટલી હદે જુકે કે પેશાની, ઉભા રહેવાની જગ્યાની બરાબર થઇ જાય, અલબત્તા સીજદાની જગ્યા. ઉભા રહેવા (પગ રાખવા) ની જગ્યાથી એક ઇંટ જેટલી ઉંચી નિચી હોવી વાંધા જેવું નથી.

(૨) સાતે ભાગ, એટલે પેશાની, બન્ને હથેલીઓ બન્ને ગુંટળ અને બન્ને પગના અંગુઠાને ઝમીન પર રાખે (લગાડે.)

(૩) પેશાની (કપાળ) ને એવી ચીઝપર ટેકાવે કે જેની ઉપર સિજદો જાએઝ છે. એ અને ઝમીન અને ઝમીનમાંથી ઉગવાવાળી ચીઝો છે. જે ખાણથી નિકળેલી ન હોય, ખાવાની અને પહેરવાની પણ ન હોય, કાગળપર પણ સીજદો કરવો જાએઝ છે. પરંતુ એવી હાલતમાં સિજદાની જગાનુ પાક અને મુબાહ હોવું જરુરનું છે.અને એટલી હદમાં પાક હોવું જરુરનું છે કે જેટલા ભાગમાં કપાળનું [૧] ઝમીન પર રાખવું વાજીબ છે. ભલે પછી આજુબાજુનો ભાગ નજીસ પણ હોય. જો સિજદગાનો એક ભાગ પાક હોય, અને થોડો ભાગ નજીસ હોય તો કંઈ વાંધો નથી, જો કે અહવત અસ્તેહબાબી એ છે કે એ સર્વ ભાગ જેની ઉપર કપાળ (પેશાની) રાખવામાં આવ્યું હોય. પાક હોવું જોઇએ.

(૪) "ઝીક્રે સીજદહ' અહવત (વજુબી) એ છે કે સિજદામાં ત્રણ વખત **સુબ્હાન અલ્લાહ** અથવા એક વખત **સુબ્હાન રબ્બેયલ અઅલા વબેહમ્દેહ** બોલે.

(૫) ઝીકની હાલતમાં ઇતમીનાન.

(૬) સાતે ભાગોને ઝીક્ર ખતમ થવા લાગી ઝમીનપર બાકી રાખવું અલબત્તા, ઝીક્રની હાલત વગર પેશાની ઉપરાંત;બીજા ભાગોને હરકત આપવી અને ઉપાડીને પાછું રાખી દેવું જાએઝ છે.

(૭) પહેલો સિજદો કરીને ઉઠીને બેસવું જરુરનું છે. બનાબર અકવા પહેલા અને ત્રીજી રકાત જેમાં તસ્હુદ નથી હોતું, બીજા સિજદા પછી પણ બેસવુ જરૂરનું છે અને એ વસ્તુને જલ્સએ ઇસ્તિરાહત કહે છે.



(૧)ફિકકાહનાં પુસ્તકોમાં દાખલ્વામાં આવ્યું છે કે. ઓછામાં ઓછુ એક દીરમ જેટલી કપાળની જગા ઝમીન વિગેરે પર ટેકવી જોઇએ. (ઉર્દુ અનુવાદક)

## ૮ તશહુદ

તશહુદમાં વાજેબાત છ, છે,

(૧) શહાદતયન, અહવત (વજુબી) એ છે કે એ રીતે શહાદતયનને બજાવી લાવે જે રીત જાહેર છે. (૨) શહાદતયન પછી સલવાત મોકલવી. આ સર્વ બાબદોને સહીહ અદા કરવી વાજીબ છે. (૩) શહાદતયન, અને સલવાતમાં એજ તરતીબ (રીત) રહે, જે ચાલુ જાહેર છે. (૪) એના શબ્દો એક પછી એક ઝબાનપર જારી થાય. (૫) તશહુદ બેશીને પડે. (૬) તશહુદ પડતી વખતે મુતમઇન બેઠો હોય.

## ૯ સલામ

સલામની વાજીબાત ચાર છે.

(૧) **અસ્સલામો અલયનાં વ અલા એબાદિલ્લાહિસ્સાલેહીન** (એ પછી) **અસ્સલામો અલયકુમ** કહે, અને ઉત્તમ એ છે કે, **અસ્સલામો અલયકુમ** ની સાથે, **વરહમતુલ્લાહે વબરકાતોહ**, ને પણ વધારો કરે અને એ પણ જાએઝ છે કે, માત્ર **અસ્સલામો અલયકુમ વરહમતુલ્લાહે વબરકાતોહ** પર પુર્ણ કરે, જો કે ઉત્તમ એજ છે કે બન્ને સલામ બજાવી લાવે, અને એ બન્ને સલામો પહેલાં **અસ્સલામો અલયક અય્યોહન્નબીય્યો વરહમતુલ્લાહે વબરકાતોહ** કહેવું પણ સુન્નત છે, (૨) સલામ બેઠા બેઠા પડે, (૩) સહીહ રીતે પડે, (૪) સલામ પડતી વખતે મુતમઇન બેઠો હોય.

## ૧૦ તરતીબ

નમાઝના કામોમાં તરતીબનું હોવું જરૂરનું છે. જો કોઇ માણસ કોઇ એવા નમાઝનાં કામને કે જે પછીથી બજાવ્યા જોઇએ. ખાસ કરીને પ્રથમ બજાવી લાવે તો એની નમાઝ બાતીલ છે. અને સહુનું બ્યાન હવે પછી વર્ણવ્વામાં આવશે.

## ૧૧ મવાલાત

એટલે નમાઝના કામોને એક પછી એક બજાવી લાવે અને એ વચ્ચે એટલી વધુ વેળ ન લગાડે કે જેને કારણે નમાઝ પડવાવાળો મુસલ્લી (નમાઝ પડનાર) ની હય્યતથી બાહેર થઈ જાય, (એટલે કોઇ એમ ન કહે કે આ નમાઝ પડતો નથી).

## અરકાને નમાઝ

અરકાને નમાઝ પાંચ છે. (૧) તકબીરતુલ અહેરામ. (૨) તકબીરતુલ એહેરામ કહેતી વખતે ક્યામ ( સિધુ ઉભા રહેવું ) (૩) ક્યામે મુત્તસીલ બ રૂકુઅ. (૪)રૂકુઅ (૫)બે સિજદા (૬) જો કદી ખાસ કરીને અથવા ભૂલેથી અરકાને નમાઝનો કોઈ ભાગ ઓછો થઇ જશે તો નમાઝ બાતીલ થઇ જશે. અલબત્તા નમાઝે જમાતનો હુકમ આથી જુદો છે, [ જેની વિગત હવે પછી ]

## મુબ્તલાતે નમાઝ (નમાઝને તોડનારી બાબદો)

મુબ્તલાતે નમાઝમાં થોડીએક ચીઝો છે, [૧] હદસ, હદસે અસગર અને હદસે અકબર બન્નેથી નમાઝ બાતીલ થઇ જાય છે. [૨]અમદન [જાણીબુજીને] અથવા સહવન, અંજાણપણે. આખા શરીરનું કિબ્લાથી એ રીતે ફરી જવું કે નમાઝ પડનારની પીઠ કિબ્લા તરફ થઈ જાય. અથવા ફર્ક એટલી હદે પહોંચે કે કિબ્લો જમણીકે ડાબી બાજુ જાહેર થાય. પરંતુ સહવન. (અંજાણપણે) એટલો થોડો ફર્ક, જેનાથી કિબ્લો જુજ જમણી કે ડાબી બાજુ થઇ જાય તો વાંધો નથી. (૩) તકય્યાની હાલત વગર સુરેહમ્દ પછી આમીન કહેવું. (૪) ઝીક્ર, કે દુઆ, અને કુરઆન વીના બે શબ્દો અથવા વધારે, કસદન ઝબાનપર જારી કરવું બલ્કે અર્થવાળા એક શબ્દને ઝબાનપર જારી કરવાથી પણ નમાઝ બાતીલ (૧) થઈ જાય છે. (૫) મોટેથી હસવું (૬) ખૌફ઼ા ખુદા સિવાય કોઇ બાબદ સબંદી રડવું, અને ખુદાના ખોફને અંગે આજેઝી કરવી સર્વ ઇબાદ કરતાં શ્રેષ્ઠ છે. (૭) ખાવું કે પીવું (૮) દરેક, નમાઝને રદ કરનાર અમલ જે નમાઝની રીતોને તોડી નાખે છે. જેવી રીતે કે કોઈ વસ્તુને નમાઝમાં શોધવી અથવા તાળી વગાડવી વિ. વિ. (૯) તકય્યાની હાલત વગર હાથ બાંધીને નમાઝ પડવી. (૧૦) ઉપરાંત એ સંજોગોના કે જે હવે પછી બ્યાન થશે. નમાઝની રકાતમાં શક હોવું, અથવા નમાઝના કોઈ ભાગને શકની હાલતમાં બજાવી લાવ્વી. (૧૧) નમાઝના કોઈ અમલને ખાસ કરીને જુઝીય્યત (ભાગો) પોતાના તરફથી વધારે કરવા, અથવા નમાઝના કોઇ કામને ઓછા કરવા ભલે પછી એ રૂકન ન પણ હોય.



[૧] ઉર્દુમાં એનો દાખલો મુશ્કેલ મળશે. પરંતુ અરબ્બીમાં એવી રીતના શબ્દો ઘણાં મળશે. જેવી રીતે કે –કાફ–શબ્દ જેના અર્થ રક્ષણકર.

[૨] નમાઝમાં કોઇ વ્યકિત દુઆ, માત્ર એ ઇરાદે પડે કે આ એક દુઆ છે, અને ઝિક્રે ખુદા છે. એટલા માટે એને હું સવાબ હાંસીલ કરવાની ઇચ્છાએ પડુ છુ. અને એ સમજુ છુ કે આ દુઆ નમાઝનો ભાગ નથી તો, એ રીતે પડવામાં બાદ નથી. અને રજા છે. પરંતુ જો કોઇ વ્યકિત નમાઝમાં મુકરર કરેલ સિવાય કોઇ દુઆ વિ; એ વિચારે પડે કે નમાઝના ભાગમાં છે, તો નમાઝ બાતાલ થઇ જશે.

# શકયાતે નમાઝ

નમાઝમાં બે રીતે શક થઈ શકે છે. એક એ સંશય, જે નમાઝના કામો સાથે સબંદીત હોય, બીજું એ જે નમાઝની રકાત બાબદમાં હોય.

## કામો સબંદી શક

જો કોઇ માણસને નમાઝના કોઇ કાર્ય સબંદી ત્યારે શંકા પેદા થાય, જયારે કે, એ, એજ પછીના બીજા કાર્ય (ફઇલ) ને અદા કરી રહયો હોય, ભલે પછી મોજુદ ફૈલ મુસ્તહબ (સુન્નત) કેમ ન હોય, તો એને આગલા ફેલ [કામ] તરફ ધ્યાન કરવું ન જોઇએ. જેવી રીતે કે કોઇ માણસ હમ્દ અને સુરામાં મશ્ગુલ હોય, અને તેને શક ઉતપન્ન થાય કે મેં તકબીરતુલ અહેરામ કહયું હતું કે નહિ, અથવા જેવી રીતે કે કુનુત અથવા રૂકુઅમાં દાખલ થવા પછી સંશય ઉતપન્ન થાય કે મેં હમ્દ અને સુરો પડયો કે નહિ. તો આવા સંશય તરફ કોઇ લક્ષ ન આપે. પરંતુ જો કોઇ માણસ એક આયત પડી રહયો હોય અથવા એક શબ્દ ઝબાનપર જારી કરી રહયો હોય,અને એને પહેલાંની આયત અથવા શબ્દના અદા થવા સબંદી શંકા ઉતપન્ન થાય તો અહવત [વજુબી] એ છે કે એ આયત, અથવા શબ્દ, કે જેના સબંદી શંકા ઉદભી હોય, કુરબતની ઇચ્છાથી [નિય્યત] મુતલકહ બજાવી લાવે. અલબત્તા જો કોઈ માણસ સિજદાને માટે જુકી રહયો હોય, અને હજુ સિજદાની હદમાં પહોંચ્યો ન હોય, ને, એને રૂકુઅ સબંદી શંકા થાય તો અહવત [વજુબી] એ છે કે ત્યાંથી પલટી જઇ પ્રથમ ઉભો થઇ રૂકુ કરી લ્યે, અને એ પછી સિજદામાં જાય. અને નમાઝ ખતમ કરવા પછી નમાઝને અઆદહ [ફરી બજાવી લાવે] પણ કરે. અને જો કોઇ માણસને ઉભા થઇ જવા, અથવા તશહુદમાં મશ્ગુલ થઇ જવા પછી સિજદા સબંદી શક થાય તો એ સંશય પ્રત્યે લક્ષ ન આપે. પરંતુ જો એ સંશય ઉભા થતા થતા ઉદભવે તો અકવા એ છે કે ત્યાંથીજ ફરીને બેસી જાય. અને તશહુદ બજાવી લાવે.

જો નમાઝના કોઇ કામ સંબંદી સંશય ઉતપન્ન થાય. અને હજુ એના પછીનું કામ શરૂ કર્યું ન હોય તો જે ફઇલ સબંદી સશય ઉતપન્ન થયેલ હોય એને બજાવી લાવ્વું વાજીબ છે.

## રકાત સબંદીની શંકા

જો વાજીબ નમાઝમાંજ રકાત સબંદી સંશય ઉદભવે અને વિચારથા પછી પણ શક બાકી રહે તો, જો એ શક બેરકાતી નમાઝ અથવા ત્રણ રકાતી નમાઝમાં

ઉતપન્ન થાય તો એ નમાઝ બાતીલ છે. અને જો ચાર રકાતી નમાઝમાં એ શક પેદા થાય તો પણ નિચે પ્રમાણેની નવ રીતો ઉપરાંત તમામ રિતોમાં નમાઝ બાતીલ થઇ જશે.

[૧] નવ રીતો આ છે. બીજા સિજદાથી માથું ઉપાડવા પછી શક ઉતપન્ન થાય કે આ રકાત બીજી છે કે ત્રીજી તો આવી હાલતમાં એને ત્રીજી રકાત સમજી નમાઝ પુરી કરે. અને નમાઝ ખતમ કરીને એક રકાત ઉભા થઇને અથવા બે રકાત બેસીને નમાઝે એહતયાત બજાવી લાવે અને જો બીજા સિજદાનું વાજીબ ઝીક્ર તમામ થવા પછી એ શક ઉતપન્ન થાય તો અહવત [વજુબી] એ છે કે મજકુર હુકમપર અમલ કરે. અને નમાઝે એહતયાત બજાવી લાવ્વા પછી, અસલ નમાઝને પણ અઆદહ [ફરી બજાવે] કરે. અને આ એહતયાતી હુકમ એ સર્વ મજકુર વિસ્તાર બાર જગાએ ચાલુ રહેશે, જ્યાં શકની જાણ નો હુકમ પુરતી રીતે બન્ને સિજદા ઓ પુરા થઇ જવાની હાલતપર મોકુફ (મુલતવી) છે (૨)

[૨] ત્રીજી અને ચોથી રકાતમાં શક પેદા થાય, એ શકને માટે કોઇ મહલ મુકરર નથી. કયામનની હાલતમાં હો કે રૂકુઅમાં, અથવા સિજદાઓ પછી અથવા સિજદાઓ વચ્ચે બહર સુરત એ રકાતને ચોથી રકાત નક્કી કરીને નમાઝને પુરી કરે, અને પછીથી બે રકાત નમાઝે એહતયાત બેસીને અથવા એક રકાત ઉભા થઇને બજાવી લાવે.

(૩) પુર્ણ સિજદાઓ (કર્યા) પછી શક ઉદભવે કે આ રકાત બીજી છે કે ચોથી તો એને ચોથી રકાત કરાર દઇને નમાઝને ખતમ કરે, અને પછીથી બે રકાત નમાઝ અહતયાત ઉભા થઇને બજાવી લાવે.

(૪) પુર્ણ સિજદાઓ (કર્યા) પછી શક પૈદા થાય કે આ રકાત બીજી છે કે ત્રીજી કે ચોથી, તો એવી હાલત વચ્ચે એને ચોથી રકાત કરાર દઇને નમાઝ ખતમ કરે, અને પછીથી બે રકાત નમાઝ અહતયાત ઉભા થઇને અને બેરકાત બેસીને બજાવી લાવે.



(૨) પુર્ણ સિજદાઓ એટલે બન્ને સિજદાનું પુર્ણ થઇ જવું, બન્ને સિજદાઓનું પુર્ણ થઇ જવાની એક રીત તો એ છે કે નમાઝ પડનાર બીજા સિજદાથી ફારેગ થઇને માથું ઉપાડી ચુકયો હોય, આ રીત પુર્ણ સિજદાઓની બિલ્કુલ બરાબર છે. બીજી રીત એ છે કે બીજા સિજદાથી હજુ માથુ ઉપાડયુ ન હોય; પરંતુ સિજદામા જેટલું ઝિક્ર વાજીબ છે. એટલે ત્રણ વખત સુબ્હાન અલ્લાહ અથવા એક વખત, સુબ્હાન રબ્બેયલ અઅલા વબેહમ્દે, ખતમ થઇ ગયું હોય. કેટલાએક ફોકહાઓએ બીજા સિજદાના ઝિક્રે વાજીબને ખતમ થવા ન થવા ને પુર્ણ સિજદાઓનું દારોમદાર કહ્યું છે. એટલા માટે આ રિસાલામાં પુર્ણ સિજદાઓની પ્રથમ જણાવેલ રિતનો હુકમ દાખવ્વા પછી બીજી રીત સંબંદી અહેતયાતનો હુકમ આપવામાં આવ્યો છે.

( ૫ ) પુર્ણ સિજદાઓ (કર્યા) પછી શક પૈદા થાય કે આ રકાત ચોથી કે પાંચમી છે તો એને ચોથી રકાત કરાર દઇને નમાઝને ખતમ કરે. અને સલામ પછી માત્ર બે સિજદા સહુના બજાવી લાવે.

( ૬ ) કયામની હાલતમાં શક પૈદા થાય, કે આ રકાત ચોથી છે કે પાંચમી તો ત્યાંથી તુરતજ બેસી જાય, હવે એનો શક બીજી અને ચોથી રકાતના શક તરફ ફેરવાઇ જશે. અને એજ હુકમ અહી લાગુ પડશે. અહવત ( વજુબી ) એ છે કે કયામ વધારે અને વ્યર્થ બજાવી લાવવાને કારણે જે એ બજાવી લાવ્યો છે, એ બદલ બે સિજદા સહુ કરે, આ સિજદા સહુનો હુકમ, પછીની બે રીતોમાં પણ લાગુ પડે છે જ્યાં કયામને તોડીને બેસવાનો હુકમ આપવામાં આવ્યો છે.

( ૭ ) હાલતે કયામમાં શક પૈદા થાય કે આ રકાત ત્રીજી છે કે પાંચમી તો એને તુરતજ ત્યાથી બેસી જવું જોઇએ. હવે એનો એ શક બીજી અને ચોથી રકાત તરફ ફેરવાઈ જશે. અને એજ હુકમ (બીજી અને ચોથીના) અહીયા લાગુ પડશે.

( ૮ ) કયામની હાલતમાં શક પૈદા થાય કે આ રકાત ત્રીજી છે કે ચોથી કે પાંચમી તો એને તુરતજ ત્યાથી બેસી જવું જોઇએ. હવે એનો આ શક બીજી, ત્રીજી અથવા ચોથી રકાતના શક તરફ ફેરવાઈ જશે, અને એજ હુકમ અહીઆ પણ લાગુ પડશે.

( ૯ ) કયામની હાલતમાં શક પૈદા થાય કે આ રકાત પાંચમી-કે છઠ્ઠી છે તો એ વખતે એને તુરતજ બેસી જવું જોઇએ. હવે એનો આ શક, ચોથી અથવા પાંચમી રકાતના પુર્ણ સિજદાઓ વાળી રીત ( પાંચમી રીત ) તરફ ફેરવાઈ જશે. અને એજ હુકમ અહીયાં લાગુ પડશે.

સમજવું જોઇએ કે જે માણસ નમાઝના ભાગ, કામો, અથવા રકાતમાં વધુ શકની હદ લગી પહોંચી ચુકયો હોય તો એ જે સ્થળે કસીરૂસ્શક થઇ ચુકયો હોય એ મોકાનાં શંકાની તરફ રજુ ન થાય. અને હમેશા શેહતનાં ભાગપર બીના ( નમાઝ સહી થવાના ભાગપર)કરે, અને નમાઝે એહતયાત એની ઉપર વાજીબ નથી,એવીજ રીતે મામુમ (ઇમામની પાછળ નમાઝ પડનાર) અને ઇમામ બન્નેમાંથી એકને શક પૈદા થાય, જો બીજાને યાદ હોય તો પણ એના શકનો પણ કંઇ ભરોસો નથી,તેવીજ રીતે નમાઝથી ફારેગ થવા પછી, અથવા નમાઝનો વખત ખલાસ થવા પછી કોઇ માણસને નમાઝના કોઇ હુકમ સંબંદી શંકા ઉતપન્ન થાય તો એ શકનો પણ કોઇ ભરોસો નથી નમાઝના સહેત (સહી) ભાગપર બીના કરવી જોઇએ બલ્કે નમાઝથી ફારીગ થઇ જવા અને નમાઝનો વખત ખલાસ થઇ જવા પછી જો સંશયના બન્ને ભાગોમાંથી નમાઝના સહેત (સહી) વિરૂદ્ધ ભાગ સંબંદી ઝન (એક તરફી ગુમાન) પણ કાયમ થઇ જાય તો એ પણ શકના હુકમમાં છે, એનો પણ કંઇ લેહાઝ કરવો ન જોઇએ.

## નમાઝે અહેતયાત

મજકુર શંકાઓમાં જે નમાઝે અહેતયાત દાખવ્વામાં આવી છે. એની રીત એ છે કે, જે નમાઝમાં શંકા ઉતપન્ન થઇ હતી, અને જે રકાતની સંખ્યા ફરઝી રીતે મુકરર કરીને ખતમ કરી છે, એ પછી કોઇ મુનાફીએ (૧) નમાઝના સાદીર (લાગુ) થયા વગર તુરતજ નમાઝે અહતયાત શરૂ કરવી વાજીબ છે. નમાઝે અહતયાતમાં નિય્યત, તકબીરતુલ અહેરામ અને કરાઅતે હમ્દ, અને રૂકુઅ કે સિજદા, તશહુદ અને સલામનું તરતીબ પ્રમાણે બજાવી લાવ્વું વાજીબ છે. પરંતુ નમાઝે અહેતયાતમાં બીજો સુરો અને કુનુત નથી હોતુ, અને અહવત (વજુબી) એ છે કે હમ્દને ધીમેથી પડે અહીં લગી કે બિસ્મીલ્લાહને પણ.

અગર કોઇ માણસને નમાઝે નફલની રકાતમાં શંકા ઉતપન્ન થાય તો એને એખ્તયાર છે કે વધારે કે ઓછા ભાગો, બન્નેમાંથી જેનીપર ચાહે બીના કરે. પરંતુ જો વધારાના પહેલું પર બીના કરવાથી નમાઝ બાતીલ થઈ જતી હોય તો ઓછા પર બીના કરે, જેવી રીતે કે કોઇ માણસ ને શંકા ઉતપન્ન થાય કે આ રકાત પહેલી છે કે બીજી, તો એને અખતયાર છે, કે જોઇએ તો એને પહેલી રકાત નક્કી કરે અથવા બીજી. પરંતુ જો આ રીતે શંકા ઉતપન્ન થાવ કે આ રકાત બીજી છે કે ત્રીજી તો એને બીજી રકાત કરાર દઇને નમાઝને તમામ કરે.

જો કોઈ માણસને ખુદ નમાઝે અહતયાતમાં શંકા ઉતપન્ન થાય તો જો કે ઓલ્માઓ વચ્ચે દરમ્યાનમાં કૌલ મશ્કુર એ છે. એનો હુકમ એજ છે જે નફલને માટે છે. પરંતુ આ હુકમ મહલે અશ્કાલ છે, અહવત (વજુબી) એ છે કે વધુ કે ઘટુ, જોઇએ તેના પર બીના કરે, નમાઝને પુરી કરે, અને એ પછી ફરી પાછી નમાઝે અહતયાત પડે. અને અસલ નમાઝ પણ ફરીથી પડે.

જો કોઈ ને નમાઝે નાફેલા કે નમાઝે અહતયાતના કોઇ ભાગમાં શંકા ઉતપન્ન થાય, તો એનો હુકમ વાજીબ નમાઝ પ્રમાણે છે, એટલે એ કે એ ભાગને બજાવી લાવ્વાનો મહલ મોજુદ હોય તો એને બજાવી લાવે, અથવા જો એ પછીના ભાગોમાં દાખલ થઇ ચુકયો હોય તો આગળ વધે.

## ઝન્નીય્યાત

નમાઝમાં ઝન (૨)બે ચીઝો સબંદી થઇ શકે છે, એક તો ફઇલે.(કામ) નમાઝથી, અથવા રકાતથી, બન્નેને અલગ અલગ બ્યાન કરવામાં આવે છે.



(૧) મુનાફીએ નમાઝ એટલે નમાઝને બાતીલ કરવાવાળી ચીઝો.

(૨) ઇન્સાનના મગજમાં કોઇ હાલત સબંદી જો એક વિચાર કાયમ થઈ જાય છે એની થોડી એક રિતો છે. પ્રથમ તો એકે જે હાલત સબંદી જે વિચાર કાયમ છે એની વિરૂધ્ધ સ્થાનને મગજ બીલ્કુલે નક્કી કરે છે. અથવા એ કે તદ્દન નક્કી નથી કરતો, પરંતુ મગજની હાલત એ સ્થિતી નજીક છે અથવા એ કે એની બરાબર અથવા વિરૂધ્ધ દરેક બે ભાગો સબંદી બરાબર છે. અને કોઈ ભાગને આગળ નથી ધરતો, પ્રથમ સુરતને યકીન કહે છે, બીજીને ઝન અને ત્રીજી હાલતને શક કહે છે.

## નમાઝ સંબંદીનું ઝન

ચાર રકાતી નમાઝમાં છેલ્લી બેરકાતમાં રકાત સંબંદી જે ઝન પેદા થાય એ યકીનનાં હુકમોમાં છે, જેવી રીતે કે કોઇને એ ખબર ન હોય કે મારી આ ત્રીજી રકાત છે કે ચોથી, અને બન્નેમાંથી એક પર ઝન કાયમ થઇ જાય, તો એ ઝનપર બીના કાયમ કરે, એની નમાઝ સહીહ છે, એને નમાઝે અહેતયાત લાઝીમ નથી. પરંતુ બે રકાતી અને ત્રણ રકાતી નમાઝમાં અને ચાર રકાતી નમાઝની આગલી બેરકાતમાં ઝનનો ભરોસો કરવો મુશ્કીલ છે. અહેવત (વજુબી) એ છે કે ઝનના હુકમપર પણ અમલ કરે, અને પછીથી અસલ નમાઝ પણ ફરીથી બજાવી લાવે. પરંતુ જો શુરૂમાંજ કોઇને શંકા થાય અને વિચાર કર્યા પછી શંકાની જગાએ કોઇ એક બાજૂ પર ઝન કાયમ થઇ જાય તો જે જગા સબંદી ઝનનો ભરોસો કરવામાં આવ્યો છે, ત્યાં એજ પ્રમાણે અમલ કરે, અને જો એની વિરૂદ્ધ આ સ્થિતી થાય કે પ્રથમ બન્ને બાજુ (રકાત) માંથી કોઇ એક બાજુ સબંદી ઝન કાયમ થઇ જાય, અને એ પછી કોઇ એક હિસ્સા સબંદી વિચાર જતો રહે અને શંકા સ્થાન લ્યે તો અહિં શંકાનોજ હુકમ લાગુ પડશે. ગરજ કે શંકા અને ઝનની સ્થિતી વચ્ચે ફેરફારોની હાલતમાં બીજી હાલતનો એઅતેબાર કરવો પડશે. ભલે પછી બીજી હાલત જોઇએ તો શંકાની હોય કે ઝનની બલ્કે જો કોઇ માણસ ને પ્રથમ તો કોઇ એક બાજુ પ્રત્યે ઝન કાયમ થઇ જાય, અને એ પછી એ બાજુને મુકી એનું ઝન બીજી બાજુ તરફ ફરી ગયું હોય, તો બીજા ઝનપર બીના (કાયમ) કરવી જોઇએ. તેવીજ રીતે શંકાનો પણ એજ હુકમ છે. જેવી રીતે કે કોઇ માણસને પ્રથમ બીજી અથવા ત્રીજી રકાતમાં શંકા ઉતપન્ન થઇ અને તેણે એ રકાતને ત્રીજી નકકી કરી એ પછી એની શંકા બદલાઇ ગઇ અને એ શંકા ઉતપન્ન થઇ કે આ રકાત ત્રીજી છે કે ચોથી, અથવા જેવી રીતે કે પહેલી છે કે બીજી તો ત્રીજી અને ચોથી રકાતનાં શકની હાલતમાં ચોથી પર બીના કરે. અને એજ શકના હુકમપર અમલ કરે, અને પહેલી અને બીજી રકાતના શકની હાલતમાં નમાઝને બાતીલ સમજે. તેવીજ રીતે ઝન અને શંકાની સર્વ ફેરબદલીઓનો હુકમ છે. એટલે બીજી હાલતપર અમલ કરે. અને અથવા કોઇ માણસને માટે તરદ્દુદ ની હાલત પૈદા થાય અને એ યકીન ન કરી શકે કે આ વખતે જે હાલત મારા મગજમાં છે, એ શંકા છે કે ઝન, તો એ બાબદને શંકાજ સમજે. અને શંકાનો હુકમ જારી કરે. જેવી રીતે કે કોઇ માણસને ખબર ન હોય કે આ મારી રકાત ત્રીજી છે કે ચોથી અને શંકા ઉતપન્ન થાય કે જે ત્રીજી રકાત સબંદી મારૂ ધારવું છે, એ ઝન છે કે નહિ તો એજ સમજે કે ઝન નથી, અને ત્રીજી અને ચોથી રકાતની શંકાનો હુકમ લાગુ પાડે, બાકી આજ સર્વ સ્થિતીના હુકમો છે

## કાર્યો સબંદીનું ઝન

ધારો કે કોઇ માણસને ખબર ન હોય કે આ મારો પહેલો સિજદો છે કે બીજો અને એને એ ઝન થઇ જાય, કે જાણે પહેલો સિજદો છે, અથવા સમજે કે એ ઝન કાયમ થઇ જાય કે આ બીજો સિજદો છે, અથવા કોઇ માણસને ખબર ન હોય કે હું હમ્દ પડી ચુકયો છુ કે નહિ. અને એનું ઝન એક બાબદ પર કાયમ થઇ જાય.

તો એ ઝન યકીનનાં હુકમમાં નથી, પરંતુ અહેતયાતની તરફદારી કરવી જોઇએ. જેનાં અર્થ એ છે કે, કેટલીક રીતોમાં એ ઝનને શંકાની ગણત્રીમાં આપવામાં આવશે, અને કેટલીક રીતોમાં યકીનની, અને નમાઝને ફરીથી પડવી પડશે. એનો હાંસીલ મતલબ એ કે ઝન, કાં તો મસલન એવા કામોથી સબંદમાં હશે, જેનો વધારો નમાઝમાં નુકસાન કરતાં નથી, જેવી રીતે કે, કરાઅતે, હમદ, સુરા, તસ્બીહાતે અરબાઅ ઝીક્રો અથવા એવા કામોથી સબંદીત હશે,અને જેનો વધારો નમાઝમાં નુકસાન કરતા છે એ જેવી રીતે કે રૂકુઅ સિજદા, વિગેરે.

પ્રથમ સુરતનો હુકમ એ છે કે એ કામનો મહલ (સમય) બાકી હોય તો ઝન જોઇએ તે હિસ્સો હોય એ કામને બજાવી લાવે, અને જો મહલ બાકી ન હોય અને ઝન પણ એજ હોય કે હું એને બજાવી ચુકયો છું તો ત્યાંથી આગળ વધી જાય, જેવી રીતે કે શંકાની હાલતમાં હુકમ આપવામાં આવ્યો હતો, અને જો ઝન એ હોય કે હું એ કામને નથી બજાવી લાવ્યો તો ત્યાંથી. પાછો ફરી એ કામને બજાવી લાવે, જેવી રીતે કે જો કોઈ માણસને શંકા ઉતપન્ન થાય કે મેં હમ્દ પડયું છે. કે નહિ, અને હજુ (બીજા) સુરાતે શરૂ ન કર્યું હોય તો હમ્દ ને પડવું જોઇએ. ભલે ઝન એ હોય કે હું હમ્દ પડી ચુકયો છું, અથવા ન પડયા સબંદી ઝન કાયમ હોય. અને જો સુરો અથવા કુનુત શરૂ કરવા પછી શંકા ઉદભવે કે મેં હમ્દ પડી છે કે નહિ અને એનો ઝન એ હોય કે હું હમ્દ પડી ચુકયો છું તો ત્યાંથી આગળ વધે, અને એ સમજે કે હું પડી ચુકયો છુ. અને જો એનું ઝન એ હોય કે હું હમ્દ નથી. પડયો તો ત્યાથી પાછો ફરી હમ્દ પડે, એજ હુકમ સર્વ જગાએ છે. જે એના જેવાં છે

બીજી રીત સબંદી એ હુકમ છે. કે જો હજુ એ કામનો મહલ (સમય) બાકી છે અને એ માણસનું ઝન એ છે કે હું એ કામને નથી બજાવી લાવ્યો તો એને બજાવી લાવે, જેવી રીતે કે શંકાની જગાએ હુકમ આપવામાં આવ્યો હતો. અને જો એનું ઝન એ હોય કે હું એ કામને બજાવી ચુકયો છુ તો અહતયાત (વજુબી) એ છે કે ઝનપર અમલ કરે અને ત્યાંથી આગળ વધીને નમાઝને પુરી કરે, અને એ પછી ફરીથી નમાઝને બજાવી લાવે અને જો એ કામનો મહલ (સમય) ગુજરી જાવા પછી શંકા ઉદભવે, અને એનું ઝન એ હોય કે હું એ કામને બજાવી ચુકયો છુ, તો ત્યાંથી આગળ વધે, અને જો ઝન એ હોય કે મેં એ કામને નથી કર્યું તો ત્યાથી પાછો ફરી એ કામને બજાવી લાવે, અને નમાઝને પુરી કરી, ને ફરીથી પણ નમાઝ પડે. ધારો કે કોઈ માણસને એ ખબર ન હોય કે મેં એક સિજદો કર્યો છે કે બન્ને સિજદા કરી ચુકયો છુ અને હજુ લગી તશહુદ કે કયામમાં દાખલ ન થયો હોય, અને એનું ઝન એ હોય કે મેં માત્ર એકજ સિજદો કર્યો છે, તો એક સિજદો બીજો બજાવી

લાવે. એની નમાઝ સહી છે. જેમ કે શંકાની બાબદમાં હુકમ આપવામાં આવ્યો હતો, અને જો એનું ઝન એ હોય કે બન્ને સિજદા કરી ચુકયો છુ, તો ઝનપર અમલ કરે, અને નમાઝ ખતમ કર્યા પછી ફરીથી નમાઝ બજાવી લાવે. અને જો એ શંકા કયામ અથવા તશહુદમાં દાખલ થવા પછી ઉતપન્ન થાય અને એનું ઝન એ હોય કે, બન્ને સિજદા કરી ચુકયો છું. તો ત્યાંથી આગળ વધે એની નમાઝ સહી છે. અને જો એનું ઝન એ હોય કે, એકજ સિજદો કર્યો છે. તો ત્યાથી પાછો ફરી એક સીજદો બીજો બજાવી લાવે. અને નમાઝ ખતમ કરવા પછી, ફરીથી નવેસર નમાઝ બજાવી લાવે. એજ હુકમ આ સર્વ કામો સબંદી છે, જે રૂકુઅ વિગેરે પ્રમાણેનાં રુકન છે,

## સહવિય્યાત

સહવીય્યા, તો રકાત જોડે સબંદીત થશે અથવા નમાઝના કામોથી અને નમાઝના કામોમાં પણ અરકાને નમાઝ જોડે સબંદીત થશે અથવા ગ્યર અરકાન જોડે. વળી સહવન કોઈ કામ વધુ થયું હશે કે, ઓછુ દરેકની વિગત અત્રે વર્ણવ્વામાં આવે છે.

### સહવ રકાત સબંદી

જો કોઈ માણસ એક અથવા એકથી વધુ રકાત સહવન (ભૂલથી) નમાઝમાં વધારે પડી જાય તો નમાઝ બ્હર સુરત બાતીલ છે. અને જો સહવન એક અથવા એકથી વધુ રકાત, ઓછી પડે, અનેસલામ પછી યાદ આવે, પસજો હજુ લગી એ કામોમાથી જે કસદન અથવા સહવન,મનાફીએ નમાઝ છે ( જેમકે હદસ, અથવા કિબ્લા બાજુ પીઠ થઈ જવું ) કોઇ હુકમ અમલમાં ન આવ્યું હોય, અને એને યાદ આવી જાય તો તુરતજ ઉભો થઈ બાકીની નમાઝને બજાવી લાવે. અને મધ્યમાં જે વધુ સલામ બજાવી લાવ્યો છે. એને માટે બે સિજદા સહુના બજાવી લાવે, નમાઝ સહી થઇ જશે. એવીજ રીતે એનાથી કોઇ એવી બાબદ બની ગઇ હોય જેનુ અમદન (જાણીબુજીને) બજાવી લાવ્યું નમાઝમાં ખિલાફ છે. પરંતુ સહવન થઇ જવું વાંધો નથી. જેવી રીતે કે નમાઝમાં વાત કરી લેવી (જેવી રીતે તફસીલ બ્યાન થઇ ગઇ છે.) તો પણ ઉભા થઇને બાકીની નમાઝ બજાવી લાવે, અને બે સિજદા સહુના વચ્ચે વાત કરવાને કારણે બજાવી લાવે, અને જો હદસ જાહેર થયું હોય અથવા કિબ્લો તરફ પીઠ થઇ ગઈ હોય કિંવા એ પ્રકાનું વધારે કામ થઈ ગયું હોય. જેને અગે નમાઝ તુટી જાય છે, અને એ વખતે એને યાદ આવે તો નમાઝ બાતીલ છે.

## સહુવ, અજઝા (ભાગો) સબંદી

જો કોઇ માણુસ કોઇ રૂકનને નમાઝમાં સહવન (અંજાણુપણે) વધારે બજાવી લાવે તો નમાઝ બાતીલ છે. અને જો કોઇ જુઝવ (ભાગ) ગયરરૂકની જેમકે કરાઅત,અથવા એક સિજદો, કે તશહ્હુદને ભુલથી વધારે બજાવી લાવે તો એની નમાઝ સહી છે. પરંતુ જો સહવન કોઇ નમાઝના ભાગને બજાવી લાવ્વાથી સહવન રહી જો કોઇ અને હજુ એ પછીના રૂકનમાં દાખલ ન થયો હોય, તો ત્યાથી પાછો ફરી એ ભાગને બજાવી લાવે, ભલે પછી એ સહવવાળા અરકાનમાંથી હોય. કે ગયર રૂકની હોય, જેવી રીતે કે કુનુત પછી અને રૂકુઅમાં દાખલ થવા પહેલા કોઇ માણુસને યકીન થઇ જાય કે મેં હમ્દ નથી, પડયું તો ત્યાંથી પાછો ફરી હમ્દ પડે. (૧) ધારો કે કોઇ માણુસને (રૂકુઅમાં, પહોંચવા પહેલા) યકીન થઇ જાય કે એક સિજદો અથવા બે સિજદા બજાવી લાવ્વા રહી ગયા છે, તો ત્યાંથીજ પાછો ફરીને બજાવી લાવે. અને જો પાછલા રૂકનમાં દાખલ થઇ ચુકયો હોય અને સહવસુદહ જુઝવ, અરકાને નમાઝમાંથી હોય તો નમાઝ બાતીલ છે. જેવી રીતે કે કોઇ માણુસ ને રૂકુઅમાં દાખલ થવા પછી યકીન થઇ જાય કે આગલી રકાતના બન્ને સિજદા બજાવ્વા હું ભુલી ગયો છુ તેવીજ રીતે જો કોઇ માણુસ રૂકુઅ કરવા ભુલી જાય અને બીજા સિજદામાં પ્હોંચી જઇને એને યાદ આવે તો નમાઝ બાતીલ છે. અલબત્તા જો કોઈ માણુસ રૂકુઅ કરવું ભુલી જાય અને પહેલાજ સિજદામાં અથવા પહેલા સિજદા પછી અને બીજા સિજદામાં દાખલ થવા પહેલા એને યાદ આવી જાય તો, બનવા જોગ છે કે નમાઝ સહીહ થઇ જાય,એને જોઇએ કે ત્યાંથીજ પાછોફરી, ઉભો થાય અને રૂકુઅ કરે, (અને રૂકુઅ પછી સિજદા બજાવી લાવે) અને સિજદા વધારે થવાને કારણે બે સિજદા સહુના બજાવી લાવે, આ બાબદ સબંદી નમાઝ સહી થવાની આશા આ બિનાપર છે કે સિજદાથી પાછા ફરવું અને રુકુઅ કરવાથી રૂકુનનો વધારો લાઝીમ નથી આવતો પરંતુ આ જોતા અહવત (એહતેહબાબી) એ છે કે બીજી વખત નમાઝ બજાવી લાવે. પરંતુ સહવવાળા ભાગો વિ: રુકન હોય અને બીજા રૂકનમાં દાખલ થવા પછી યાદ આવે તો નમાઝ બાતીલ નથી. અને કંઈ કરવું પણુ નહિ પડે. અલબત્તા જો કોઇ માણુસ તશહુદ, અથવા એક સિજદો ભુલી ગયો હોય, અને બીજી રકાતના રૂકુઅમાં દાખલ થવા પછી યાદ આવે તો નમાઝ ખલાસ કરવા પછી સહવવાળુ તશહુદ, અથવા સિજદાને બજાવી લાવે. અને પછી બે સિજદા સહુના બજાવા લાવે નમાઝ દુરૂસ્ત થઇ જશે

આ જગાએ ત્રણુ મસઅલા વર્ણુવ્વા જોગ છે.



(૧) હમ્દ પછી બીજો સુરો પડે અને એ પછી કુનુત અને એ પછી રૂકુઅમાં જાય એટલે નમાઝની તરતીબને દુરૂસ્ત કરી લ્યે. એ પહેલા જે સુરા અને કુનુત પડી ચુકયો છે એ વધારાના થયા એનો બદલો, સિજદે સહુથી કરવો જોઇએ.

### મસઅલો

જો કોઈ માણસ રૂકુઅ અથવા સિજદામાં ઝીક્ર (પડવું) કરવું ભુલી જાય અને રુકુઅ કે સિજદામાથી માથું ઉપાડવા પછી યાદ આવે, તો એની નમાઝ સહી છે. બીજી વખતે રૂકુઅ કે સિજદામાં જઈને ઝીક્ર બજાવી લાવ્વાની જરૂરત નથી. ભલે પછી પાછળનાં રુકનમાં દાખલ નથી થયો. પરંતુ ઝીક્રનો ખાસ મહલ વહી ગયો છે.

### મસઅલો

જો કોઇ માણસ એક સિજદો અથવા તશહુદને ભૂલી જાય અને સલામ ફેરવ્વા પછી યાદ આવે, તો હવે બીજી વખતે (ફરીને) નમાઝમાં દાખલ નથી થઈ શકતો, બલ્કે એજ હાલતમાં સિજદો અથવા તશહુદની કઝા કરે અને બે સિજદા સહુના બજાવી લાવે, પરંતુ જો છેલ્લી રકાતનાં બે સિજદા કરવા ભુલી જાય અને સલામ પછી યાદ આવે તો અહવત એ છે કે ત્યાથીજ પાછો ફરી સિજદા બજાવી લાવે, અને પછી તશહુદ અને સલામ એ પછી નમાઝને ખતમ કરે. અને બે સિજદા સહુ આગલો તશહુદ વધારે થઈ જવાને કારણે અને બે સિજદા સહુ આગલા મહલ વગરના સલામ ને કારણે બજાવી લાવે અને પછી નમાઝ પણ બીજી વાર પડે.

### મસઅલો

જો કોઈ માણસ સુન્નત નમાઝમાં કોઇ ભાગ સહવન વધારે કરી નાખે તો એની નમાઝ બાતીલ નહિ થાય, ભલે પછી વધારો રુકનનો ભાગ કેમ ન હોય, અને સિજદે સહુ પણ એને માથે નહિ થાવ, અને જો કોઇ માણસ સુન્નત નમાઝમાં કોઈ ભાગને બજાવનાં ભુલી જાય, અને નમાઝમાંજ યાદ આવી જાય, તો ત્યાંથી પાછો ફરી એ ભાગને પુરૂ કરે, અને એ ભાગથી પાછો નમાઝનો સિલસિલો શરૂ કરે, ભલે પછી એ ભાગની પછી રૂકનમાં દાખલ થઇ ચુકયો હોય. અને આ વધારાને કારણે, જે એ ભાગને મુકી આપવાને કારણે વધારે અમલમાં આવ્યા છે, સિજદે સહુ લાઝીમ નહિ આવે. અનેજો સલામ પછી યાદ આવે, તો જો એ ભાગ નમાઝનું રુકન છે, તો નમાઝ બાતીલ છે. અને જો ગ્યર રૂકન છે તો નમાઝ દુરૂસ્ત છે. અને હવે કંઇપણ એને કરવું ન જોઇએ.

જો કોઈ માણસ ને તશહુદ પડતામાંજ એ શંકા થાય કે આ તશહુદ અસ્લ નમાઝનું છે કે હું સિજદે સહુ સબંદી તશહુદ પડી રહયો છુ, જે માટે બજાવી લાવ્વાનું હતું, તો એ એજ નક્કી કરે કે આ તશહુદ અસ્લ નમાઝનું છે અને નમાઝને પુરી કર્યાં પછી સિજદે સહુ બજાવી લાવે, એવીજ રીતે જો સિજદામાં શંકા થાય કે હું આ સિજદો નમાઝનો પડું છુ કે જે સિજદે સહુ મારે જોખમે હતા એના સબંદી આ સિજદો કરી

રહ્યો છું તો એ સિજ્દાને નમાઝનો સિજ્દો સમજી નમાઝને પુરી કરે, અને એ પછી સીજ્દે સહુ બજાવી લાવે, અને જો તઅકીબ (દુઆ તસ્બીહ વિ:) પડતામાંજ કોઇ માણુસને શંકા ઉત્પન્ન થાય કે સહુના સિજ્દા મારે માથે હતા, તે મે બજાવી લીધા કે નહિ, તો લાઝીમ છે કે સિજ્દે સહુ બજાવી લાવે

## સિજ્દે સહુ

બે સીજ્દા સહુ થોડીએક ચીઝો માટે વાજીબ છે.

(૧) નમાઝમાં સહવન મહલ વગર કલામ (વાત) કરવાને કારણે. (૨) બે મહલ સલામ ફેરવી લેવાને કારણે, (૩) ચોથી અને પાંચમી રકાતનાં (સીજ્દાપુરા કરી લીધા પછી) શંકાને કારણે. જેમકે બયાન થઇ ચુકયું છે. (૪-૫) તશહુદ અને એક સીજ્દાને ભુલી જવાને કારણે. આ બન્ને જગ્યાએ વાજીબ છે કે પ્રથમ ભુલાઇ ગયેલી તશહુદ અને સિજ્દાની કઝા કરે, અને ફરીથી દરેકને માટે બે સીજ્દા સહુનાં બજાવી લાવે. એમ પણ શકય છે કે કોઇ માણુસથી એકજ રકાતનો એક સિજ્દો ભુલાઇ ગયો હોય અથવા અનેક રકાતમાંથી એકેક સીજ્દો ભુલી ગયો હોય, તો જો કોઇ માણુસ બે અથવા ત્રણ રકાતોમાંથી એકેક સિજ્દો ભુલી ગયો હોય તો, નમાઝ પછી ભુલી ગયેલા સિજ્દાઓની કઝા કરે, અને પછી દરેક સિજ્દાઓને કારણે બે, બે, સિજ્દા સહુના બજાવી લાવે. સિજ્દે સહુને નમાઝ પછી, તુરતજ બજાવી લાવવું જોઇએ. અલબત્તા ભુલાઇ ગયેલા નમાઝના ભાગોની કઝા પણ કરવી હોય તો કઝા પ્રથમ બજાવી લાવે, અને પછી સિજ્દે સહુ બજાવી લાવે. તેવીજ રીતે નમાઝે એહતયાત પણ પડવાની હોય તો પ્રથમ નમાઝે અહતયાત પડે, પછી સિજ્દે સહુ કરે, અને જો ભુલાઇ ગયેલા નમાઝના ભાગોની કઝા પણ કરવાની હોય અને નમાઝ અહતયાત પણ પડવાની હોય તો અખ્તયાર છે, કે બન્નેમાંથી જેને ચાહે પહેલે અદા કરે. જોકે અહતયાત (એસ્તેહબાબી) એ છે કે નમાઝે અહતયાત પ્રથમ બજાવી લાવે, અને જો કોઇ માણુસ સિજ્દે સહુ કરતા ભુલી જાય તો જયારે પણ યાદ આવે બજાવી લાવે, ભલે પછી કોઇ મનાફીએ નમાઝ પણ અમલમાં લાવી ચુકયો હોય, પરંતુ નમાઝને કંઇ આંચ નહિ પહોંચે.

સિજ્દે સહુમાં થોડીએક બાબદ વાજીબ છે.

(૧) નિય્યત, (૨) બે વખત બે સીજ્દા બજાવી લાવે, (૩) બન્ને સિજ્દામાંથી દરેકને માટે ઝીક્ર કરે, અથવા તો, **બીસ્મીલ્લાહે વ બીલ્લાહે, વ સલ્લલ્લાહે અલામોહમ્મદીન, વઆલે મોહમ્મદ,** કહે અથવા **બિસ્મીલ્લાહે વબીલ્લાહે, અલ્લાહુમ્મા સલ્લેઅલ્લા મોહમ્મદીન વ આલે મોહમ્મદ** અથવા **બિસ્મીલ્લાહે વ બીલ્લાહે, અસ્સલામો અલયક અય્યોહન્નબીયો વ રહમતુલ્લાહે વબરકાતોહ,** (૪) એહતયાત પ્રમાણે (વજુબી) જેટલી વાતો નમાઝનાં સિજ્દામાં

શરત છે, એ સર્વને ધ્યાનમાં રાખે, (૫) સિજ્દા પછી નમાઝની જેમ તશહુદ પડે (૬) તશહુદ પછી સલામ, એટલે, **અસ્સલામો અલયકુમ** પડે, અને અહવત (વજુબી) એ છે કે **વરહમતુલ્લાહે વબરકાતોહ**, પણ એની સાથે પડે.

## નમાઝે આયાત

આ નમાઝ ચંદ્રગ્રહણ, અને સુર્યગ્રહણ ને કારણે વાજીબ થાય છે. ભલે પછી (સુર્ય કે ચંદ્રના) થોડા ભાગને ગ્રહણ લાગ્યું હોય, અને એટલું ગ્રહણ ભયનું કારણ પણ ન હોય, અથવા જલજલો (ધરતીકંપ વિ.) થાય અને ભયનું કારણ પણ ન હોય. એવીજ રીતે સખત પવન, અથવા ગરમ પવનના ચાલવાને કારણે, અથવાં સખત તારીકી ફેલાઇ જાવાને કારણે, અથવાં ચ્યર મામુલી ગરજ (ગર્જના) ની ચમકને કારણે, અને તેવીજ રીતે અન્ય આસ્માની મુસીબતો (ભય)ને કારણે વાજીબ થાય છે. જે સર્વ પ્રકારે મનુષ્ય માત્રને માટે ભયનું કારણ હોય છે. ભલે પછી કોઇ માણસ પોતે ન પણ ડરે.

નમાઝે આયત બે રકાતી નમાઝ છે. દરેક રકાતમાં પાંચ રૂકુઅ અને બે સિજદા હોય છે. જેની વિગત આ પ્રમાણે છે, નિય્યત કરિને તકબીર (અલ્લાહો અકબર) કહે. અને અલ્હમ્દ અને બીજો એક સુરો પડયા પછી રૂકુઅમાં, જાય, રૂકુઅમાં ઝીક્ર કર્યા પછી માથું ઉપાડી, પછી (ઉભો થઇ) હમ્દ અને બીજો સુરો પડી એસ્તેહબાબન કુનુત પડે, પછી રૂકુઅમાં જાય. અને ઝીક્રે રૂકુઅ પછી પાછો ઉભો થઇ જઇ સુરે હમ્દ અને બીજો સુરો પડી પાછો રુકુઅમાં જાય, અને રૂકુઅથી માથું ઉપાડયા પછી ઉભો થઇ પાછો સુરે હમ્દ અને બીજો સુરો પડી એસ્તેહબાબન કુનુત પડે. અને રૂકુઅ કરે રૂકુઅ પછી પાછો ઉભો થાય અને હમ્દ અને બીજો સુરો પડી પાછો રુકુઅમાં જાય, એ પછી ઉભો થઇ જાય અને પછી સિજદામાં જઇ બે સિજદા કરે, અને પછી ઉભો થઇને હમ્દ અને બીજો સુરો પડયા પછી એસ્તેહબાબન કુનુત પડી રૂકુઅમાં જાય, અને એવીજ રીતે પાંચ રૂકુઅ પુરા કરે અને પાંચમી રૂકુઅ પછી ઉભો થઇ ત્યાંથી સિજદામાં જાય અને બે સિજદા પછી તશહુદ પડી સલામ ફેરવે.

આ નમાઝને બીજી આ રીતે પણ બજાવી જાએઝ છે, કે તકબીરતુલ એહરામ પછી સુરેહમ્દ પુરૂ પડે અને એક આયત, (જેવી રીતે કે) સુરેઇન્ના અન્ઝલનાની પડે, અને રૂકુઅમાં જાય, અને રૂકુઅથી પાછો ઉભો થઇ ઇન્ના અન્ઝલનાની માત્ર બીજી આયત પડે, (અને કુનુત એસ્તેહબાબન પડે) એવી રીતે પાંચ રૂકુઅ બજાવી લાવે, અને દરેક રૂકુઅની પહેલાં માત્ર એકેક આયત, ઇન્ના અન્ઝલનાની પડતો જાય. અહીં લગી કે

પાંચ રૂકુઅ ખતમ કર્યા લગી એક સુરે હમ્દ અને જેમકે એક સુરે ઇન્ના અઝલનાં પુરી ખતમ કરી લ્યે. અને પાંચમી રૂકુઅ પછી બે સિજદા બજાવી લાવે. એવીજ રીતે બીજી રકાતમાં પણ રૂકુઅ પહેલા એક સુરે હમ્દ પડે અને બીજા એક સુરાને કટકે કટકે પાંચ રૂકુઅપર વ્હેંચી દે અને નમાઝને પુરી કરે. આ બીજી રીતે પણ થઈ શકે છે.

ચંદ્રગ્રહણ, અને સુર્યગ્રહણની નમાઝનો વખત ગ્રહણ લાગવાની શરૂઆતથી થાય. છે, અને ત્યાં લગી બાકી રહે છે, જ્યાં લગી એ પુર્ણ સાફ થાય, પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે એટલી વેળ ન લગાડે કે અસર સાફ થવી શરૂ થઇ જાય.

ઝલ્ઝલહ (ધરતીકંપ) અને બીજી ભયંકર આસ્માની મુસીબતોને કારણે જે નમાઝે આયાત પડવામાં આવે છે, એ જીંદગીના છેડા લગી અદા (થઇ શકે) છે. પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે એ મુસીબતનાં વખતમાંજ બજાવી લાવ્વામાં આવે. અને જો કોઇ માણસને બરાબર વખતે ચંદ્રગ્રહણ કે સુર્ય ગ્રહણના વખતની ખબર થાય. અને એ ખાસ કરીને કે ભુલેથી નમાઝે આયાત બજાવી ન લાવે તો એના પર એની કઝા કરવી વાજીબ છે. ભલે પછી પુરા ભાગને ગ્રહણ ન પણ લાગ્યું હોય, પરંતુ કોઇ માણસ બીલકુલ જાણતો ન હોય, અહી લગી કે પુરો ભાગ સાફ થઇ જાય, તો જો પુરા ભાગને ગ્રહણ લાગ્યુ ન હતું તો એની પર કઝા લાઝીમ નથી. જો ગ્રહણ આખા ભાગને લાગ્યું હતું તો એની કઝા વાજીબ છે.

નમાઝે આયાતને જમાતની સાથે અદા કરવી જાએઝ છે. જો કોઇ માણસ ઇમામને પ્હેલી રકાતની રૂકુઅમાં જુએ તો દરરોજની નમાઝની પેઠે ત્યાં (રૂકુઅ) થી જમાતમાં શરીક થઇ જાય, હમ્દ અને બીજા સુરાની કરાઅત એને માટે સાકીત છે. એવીજ રીતે કોઈ માણસ ધારે કે બીજી રૂકુઅમાં ઇમામને જુએ તો ત્યાંથી સાથે થઇને ઇમામની પાંચમી રૂકુઅ લગી ઇમામની સાથે રહે. અને જ્યારે ઇમામ સિજદામાં જાય તો મામુમ (પાછળ નમાઝ પડનાર) હમ્દ અને બીજા સુરાની કરાઅતની સાથે પોતાની બાકીની રૂકુઅ પુરી કરે. અને પોતાની પાંચમી રૂકુઅ પછી સિજદામાં જાય, અને સિજદામાં અથવા બીજી રકાતમાં ઇમામના ભેગો થઇ જાય, અને જો ચાહે તો ત્યાંથીજ જમાતથી જુદો પણ થઇ શકે છે.

નમાઝે આયાત બે રકાત લેખવામાં આવે છે, પણ જો કોઇ માણસને એની રકાતની સંખ્યામાં શંકા ઉતપન્ન થઇ જાય તો એની નમાઝ બાતીલ છે. અને જો કોઇ રકાતના રૂકુઅની સંખ્યામાં અથવા નમાઝના બીજા ભાગ સબંધી શંકા પેદા થાય તો એની બાબદ એ સર્વ હુકમો છે જે બ્યાન થઇ ગયા છે, તે નમાઝે યવ્મીય્યાહ (દરરોજની નમાઝ) પ્રમાણે છે. તેવીજ રીતે અમ્ર (હુકમ) સહવ અથવા મહલ પર અથવા મહલ પછી યાદ આવ્વા સબંધી જે હુકમો દરરોજની નમાઝમાં બ્યાન થયેલાં છે, અહીયાં પણ લાગુ પડશે. તેવીજ રીતે નમાઝે આયાતમા કોઈ અમ્રનો વધારો કે ઘટારાના હુકમો પણ એજ છે જે દરરોજની નમાઝમાં બ્યાન થયેલા છે.

# બીજી વાજીબ નમાઝો

દરરોજ (પાંચ વખત)ની નમાઝો અને નમાઝે આયાત ઉપરાંત બીજી વાજીબ નમાઝો થોડી એક છે. જે વિસ્તારવાર વર્ણવવામાં આવે છે.

## નમાઝે કઝા

જો કોઇ માણુસ વાજીબ શરતો મોજુદ હોવા છતાં, વાજીબ નમાઝોને અસ્યાનન (ગુનેહગાર રીતે) તરક કરી દયે, અથવા કોઈ માણુસ નમાઝને વખતે સુઈ ગયો હોય, અથવા સહુવન ન પડે અથવા નમાઝને વખતે વઝું કે તયમ્મુમ ને માટે પાણી કે ખાક કંઈ પણ ન હોય, અથવા કોઇ વસ્તુનો પોતે ઉપયોગ કર્યો હોય જેને કારણે નમાઝને વખતે બેહોશ થઇ ગયો હોય, તો એ સર્વ સંજોગો ને માટે નમાઝની કઝા વાજીબ છે. પરંતુ જો કોઇ નમાઝને હયઝ નિફાસને કારણે મુકાણી હોય, તો એની કઝા લાઝીમ નથી. એ શરતે કે નમાઝના પુરા વખતમાં હયઝ કે નિફાસનો સંજોગ કાયમ રહયો હોય. પરંતુ જો કોઈ સ્ત્રિને હયઝ કે નિફાસથી પાક થવાની હાલતમાં નમાઝ અદા કરવાને માટે પ્રથમ કે આખરમાં પુરતો વખત મલી જાય, અને એ વખતે નમાઝ બજાવી ન લાવે તો એની પર એની કઝા કરવી વાજીબ છે બલ્કે જો હયઝ કે નિફાસથી પાક થઇને નમાઝના આખરી વખતમાં તેણીને એક રકાત નમાઝનો પણ વખત મળી જાય તો એની પર નમાઝ પડવી વાજીબ છે. અને એની એ નમાઝ અદામાં લેખાશે. અને જો ગુનોહ કરે અને એ વખતે નમાઝ ન પડે તો એની પર એ નમાઝની કઝા વાજીબ છે. અકવા એ છે કે દરરોજની નમાઝોની કઝા તરતીબ પ્રમાણે બજાવી લાવી વાજીબ નથી, જો કે વિતી ગયેલા દિવસોની નમાઝ પહેલાં, એના પછીના દિવસોની કઝા નમાઝ બજાવી લાવ્વી જાયેઝ છે. બલ્કે જો એકજ દિવસ સવારની કે ઝોહરની નમાઝ કઝાં થઇ ગઇ હોય, તો નમાઝ પડનારને અખ્તયાર છે કે જે નમાઝની કઝા જોઇએ તે પહેલે બજાવી લાવે. અલબત્તા એકજ દિવસની ઝોહરયન (ઝોહર અસર) અથવા મગરીબયન (મગરીબ ઇશા) ચુકી જવાયું હોય તો ઝોહરની કઝા પહેલે અને અસરની કઝા પછી પડે, તેવીજ રીતે મગરીબ પહેલા અને ઈશાની પછી કઝા બજાવી લાવ્વી જોઇએ. એ વિરુદ્દ પડવી જાએઝ નથી. પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે સબંદીત સર્વ ચુકી ગયેલ નમાઝોની કઝા તરતીબ પ્રમાણે બજાવી લાવે. અને જો તરતીબ ખબર ન હોય તો એ રીતે પડે કે તરતીબ ઉતપન્ન થઇ જાય એ શરતે કે દુસ્વારી કે મુસ્કેલીનું કારણ ન હોય જો કોઇ માણુસ સમજતો હોય કે મારાથી પાંચ દિવસમાં, દરરોજ એકેક નમાઝ ચુકી જવાઇ છે. (અને એ ખબર ન હોય કે કયા દિવસની કઇ નમાઝી ચુકાણી છે) તો

પાંચે દિવસની કઝા બજાવી લાવે. તેવીજ રીતે એનાથી ઘણી એક નમાઝો ચુકી જવાણી હોય, અને એની તરતીબ ખબર ન હોય, તો એટલી હદે કઝા નમાઝો પડે કે એને યકીન થઈ જાય કે મારી સર્વ ચુકાયેલી નમાઝો તરતીબ પ્રમાણે અદા થઇ ગઇ,

કઝા નમાઝને અદા નમાઝ પહેલા પડવી વાજીબ નથી, જો કે કઝાને પ્રથમ પડવી અહવત (એસ્તેહબાબી) છે, ખાસ કરીને જો કઝા નમાઝ માત્ર એકજ હોય અને ખાસ કરીને જો એ નમાઝ તેજ દિવસનીજ હોય. "પુરી અને કસર નમાઝ" સબંદી એ ધ્યાન રાખવું પડશે કે, એ નમાઝો જે હાલતમાં ચુકી જવાઇ હોય એ રીતની એની કઝા બજાવી લાવી જોઇએ. જેમકે કોઇ માણસથી કોઇ નમાઝ હાલતે હઝર (વતનમાં) ચુકી જવાઇ છે, અને એ આ વખતે મુસાફર છે. તો પુરી નમાઝની કઝા બજાવી લાવી જોઇએ, અને જો કોઇ માણસથી જે નમાઝ ચુકી જવાઈ છે, એ એના શરૂ વખતમા તો હાલતે સફરમાં હતો, અને આખરી વખત હાલતે હઝર (વતનમાં) અથવા એથી ઉલ્ટુ તો આખરી વખતની હાલત પર દારો મદાર રહેશે. (૧)

## નમાઝે વાલે દયન

બાપથી બલ્કે અહવત (વજુબી) પ્રમાણે, માંથી પણ જે નમાઝ કોઈ વાંધાને કારણે ચુકી જવાણી હોય, એની મર્હુમના વલી પર કઝા બજાવી લાવી વાજીબ છે. વલીના અર્થ મર્હુમનો મોટો દિકરો છે. પરંતુ જો મોટી ઔલાદ દિકરી છે તો એની પર વાજીબ નથી, અને એ શરત નથી કે બાપના મરણ સમયે દિકરો મોજુદ હોય, અને બાલેગ હોય, જો મય્યતના બાળકો ન હોય અથવા હોય, પરંતુ નમાઝ એના (મુરદા)થી કોઇ કારણ વગર ચુકાઇ હોય તો અહવત (એસ્તેહબાબી) એ છે કે મય્યતનો બાલીગ વારસ મય્યતના તરકામા (મુકેલી મિલ્કતમાં) થી, પોતાના ભાગમાંથી કોઇને બદલો (મજદુરી) આપીને મય્યતની નમાઝો અદા કરાવે, જો મય્યતે પોતાની નમાઝોને મજદુરીથી અદા કરાવવાની વસિય્યત કરી હોય તો એની મીલ્કતના ત્રીજા ભાગમાથી બદલો કાઢવામાં આવશે, પરંતુ જો વારસ રાઝી હોય તો અસલ (૨) મિલ્કતમાંથી મજદુરી લેવામાં આવશે. અને અહવત (એસ્તેહબાબી) એ છે કે બાલીગ મર્હુમનો વારસ પોતાના હિસ્સા સબંદી રઝામંદી આપી દે, જો મય્યતનો વલી મય્યતની



(૧) ધારો કે કોઇ માણસ સફરમાં હોય અને કઝા નમાઝો બજાવી લાવવા માંગતો હોય તો જો એનાથી વતનની (પુરી) નમાઝો કઝા થયેલી બજાવવા માંગે તો પુરી નમાઝો અદા કરે, તેવીજ રીતે વતનમાં સફરના હાલતની કઝા નમાઝો કસર (કઝા) બજાવી લાવે.

(૨) તફાવત એટલો છે કે ત્રીજા ભાગમાંથી રોઝા, નમાઝ અદા કરવામાં આવશે, તો રકમ ત્રીજા ભાગની અંદર રહેશે. અને અસલ મિલ્કતમાંથી જો આપવામાં આવે તો બનવા જોગ છે કે ત્રીજા ભાગ કરતાં પણ વધી જાય, તો પણ અદા થઇ જશે.
(ઉર્દુ અનુવાદક)

નમાઝોની કઝા બજાવી લાવ્વા પહેલાં પોતે મરી જાય તો મય્યતના બીજા વારસ પર પ્રથમ નમાઝોની કઝા બજાવી લાવીવાજીબ નથી, અને મય્યતના બાકીના વલીયો પર પણ વાજીબ નથી.

મય્યતના વલીએ નમાઝો અદા કરાવ્વા બદલ કોઈ માણસને મજદુરી પર મુકરર કરવું પણ જાએઝ છે.

## નમાઝે એજારહ, (ઈજારાની નમાઝ)

જે માણસ કોઈ મુરદાની નમાઝો બજાવી લાવ્વા માટે અજીર થયો હોય,થયો એની પર વાજીબ છે કે મુસતહબાત (સવાબી) અને કયફયાત (બાબદો) નમાઝ સબંદી જે કંઇ પોતાને જોખમે લઇ લીધી હોય, એને બજાવી લાવે. એ શરતે કે મજદુરીમાં એ સર્વ કયદો લગાડી દેવામાં આવી હોય, જો એ આ બાબદોને બજાવી નહિ લાવે તો મજદુરીનો હક્કદાર નહિ થાય, જોકે મુરદુ અને મુરદાનો વારસ પોતાની ફરઝથી સબક દોશ (મુકત) થઇ જાશે.

સ્ત્રિ, પુરૂષની નમાઝોની અજીર (ઇજારદાર) થઇ શકે છે, તેવીજ રીતે પુરૂષ, સ્ત્રિની નમાઝોને માટે અજીર (ઇજારદાર) થઇ શકે છે. જો કે અજીર સ્ત્રિ, મુરદાની મોટે થી પડવાની નમાઝો, મોટેથી કે ધીમેથી પડવા માટે મુખ્તાર રહેશે, ભલે પછી પુરૂષ (મુરદા)ની નમાઝો અદા કરતી હોય તેવીજ રીતે પુરુષ પર લાઝીમ છે કે મોટેથી પડવાની નમાઝો મોટે બજાવી લાવે ભલે પછી સ્ત્રિ (મુરદા)ની નમાઝો અદા કરી રહયો હોય.

## નમાઝે જમાઅત

વાજીબ નમાઝોને જમાતની સાથે બજાવી લાવ્વી મુસ્તહબ (સુન્નત) છે. અને દરરોજની નમાઝોને મ ટે જમાતની તાકીદ છે. મગરીબ, ઇશા અને સવારની નમાઝોમાં ખાસ કરીને વધારે તાકીદ છે. મન્કુલ છે કે એક નમાઝ આલમની સાથે બજાવી લાવ્વી હજાર નમાઝોની બરાબર છે. અને જેટલી હદે ફઝીલતની જહાત વધતી જશે એટલી હદે સવાબમાં પણ વધારો થતો જશે. અને જેટલી હદે મામુમન (પાછળ નમાઝ પડનારાઓ) ની સંખ્યા વધતી જશે, સવાબમાં વધારો થતો જશે.

જુમ્માની શરતો મોજુદ હોવાથી નમાઝે જુમ્મામાં જમાત વાજીબ છે. અને જે માણસનો હમ્દ અને બીજો સુરો બરાબર ન હોય એ નમાઝના વખતમાં પોતાની કરાઅતને સહી કરી શકતો હોય તો બરાબર કરી લ્યે. અને એને અખ્તયાર છે કે જુદી નમાઝ પડે, અથવા જમાઅતની સાથે. પરંતુ વખત તંગ હોવાને કારણે અથવા એવા બીજા કારણને અંગે, વખતમાંજ કરાઅત (પડવું) બરાબર કરી શકતો ન હોય તો એને માટે માત્ર એજ માર્ગ છે, કે જમાતની સાથે નમાઝ પડે, અને જો એ કોઇ પણ રીતે કયારેય પણ બરાબર ન કરી શકતો હોય તો એવી હાલતમાં એને માટે જમાત વાજીબ

નથી. જે પ્રમાણે કરાઅત કરી (પડી) શકતો હોય, તે પ્રમાણે નમાઝ બજાવી લાવે. પરંતુ અહવત (એસ્તેહમાબી) એ છે કે આવો માણસ જમાઅતની સાથે નમાઝ પડયા કરે.

ઓછામાં ઓછી સંખ્યામાં જમાત થઇ શકે છે. એ–બે-છે. એક ઇમામ બીજો મામુમ. જો મામુમ માત્ર એક પુરૂષજ હોય, તો મુસ્તહબ છે કે એ ઇમામની જમણી બાજુ ઉભો થઇ જાય. અને જો મામુમ સ્ત્રિ હોય તો તેણીને ઇમામની પાછળ ઉભુ થઇ જવું જોઇએ.

ઇમામ અને મામુમની નમાઝ હય્યત (એક રીત) અને કયફીયતમાં બન્ને એક બીજા પ્રમાણે હોવું જરૂરનું છે. એવી રીતે થઇ શકતું નથી કે, ધારો કે, ઇમામ નમાઝે મય્યત, યા ઇદૈયન, કે નમાઝે આયાત પડી રહયો હોય અને મામુમ એની પાછળ દરરોજની નમાઝ પડવા માંડે. એવી રીતે એથી ઉલ્ટુ એ કે ઇમામ દરરોજની નમાઝ પડી રહયો હોય, અને મામુમ એની પાછળ નમાઝે મય્યત અથવા ઇદની નમાઝ કે નમાઝે આયાત શરૂ કરી દે. પરંતુ નમાઝની રકાતની સંખ્યામાં બન્નેની નમાઝોનું એકજ પ્રમાણ હોવું જરૂરનું નથી. જો કે જાએઝ છે કે હાજર, મુસાફરની, અને મુસાફર, હાજરની પયરવી કરે, અથવા ઇમામની નમાઝ અદા હોય અને મામુની કઝા, યા ઇમામની કઝા અને મામુમની અદા અને એક હાલત હોય કે ઇમામ દરરોજની (પંચગાનાહ) નમાઝ પડતો હોય અને મામુમ એની પાછળ નમાઝે તવાફ પડવા માંડે, અથવા એથી ઉલ્ટુ જેમ કે ઇમામ નમાઝે તવાફમાં મશ્ગુલ હોય અને મામુમ નમાઝે યવમીય્યાહ (દરરોજની નમાઝ)માં, એ શક ભર્યું છે. બલ્કે નમાઝે તવાફમાં જમાતનું સહીહ હોવું પણ મુસ્કીલથી ખાલી નથી, જે માણસ પોતાની નમાઝ અલગ પડી ચુકયો હોય તો એ એજ નમાઝને જમાતની સાથે બીજી વખતે પડી શકે છે. બલ્કે એમ કરવું મુસ્તહબ છે. પરંતુ જો ઇમામ, કોઇ નમાઝ બસુન્ત અદા, અથવા કઝા અહતયાતન બજાવી લાવતો હોય તો એહતયાત પ્રમાણે, બલ્કે અકવા પ્રમાણે એ નમાઝમાં એની પયરવી કરવી જાએઝ નથી. ભલે પછી મામુમ પણ કોઇ એહતયાતી નમાઝ પડવા માંગતો હોય.

### શરાયતે ઇમામે જમાઅત
### જમાતમા ઇમામ (માટેની) શરતો

(૧) આકીલ (અકલમંદ) હોવું. (૨) બાલીગ (પુખ્ત વય) હોવું (૩) મોમીન હોવું (૪) પાક પૈદા થયેલ હોય (હલાલ ઝાદો હોવું) (૫) જો મામુમ (પાછળ નમાઝ પડનાર) પુરુષ હોય તો ઇમામ પણ પુરૂષ હોય, અહવત (એસ્તેહબાબી) એ છે કે ઇમામ પુરૂષજ હોય, ભલે પછી પયરવી કરનાર માત્ર સ્ત્રિયોજ હોય. (૬) અદાલત જે એક મલેકા (૧) છે. એની સાબેતીને માટે એટલુ પુરતું છે કે કોઇ માણસની જાહેર હાલત



(૧) મલેકા એ હાલતને કહે છે કે જે ઇન્સાનના નફસમા મળી જાય, ઉર્દુમાં મલેકાની તા'બીર ઢબ અથવા આદતથી સમજી શકાય છે. એટલે જે માણસને ગુનાહોથી બચવાની ઢબ પડી ગઇ હોય એટલે આદત થઇ ગઈ હોય, એ આદીલ છે.

એવી સારી હોય, જેને જોઇને એ માણુસપર ભરોસો અને ઇત્મીનાન થઇ જાય. (૭) જો મામુમીન ઇસ્તાદાહ (ઉભો થઇને) નમાઝ પડતા હોય તો ઈમામ પણ ઇસ્તાદહ (૧) નમાઝ પડે. (૮) ઇમામની કરાઅત દુરૂસ્ત હોય, જો ઇમામ વાજીબ કરાઅતને બરાબર અદા કરી શકતો ન હોય, અથવા કેટલાએક શબ્દોને કરાઅતમાં એક બીજાથી બદલી નાખતો હોય, અને મામુમ એ ભુલથી જાણકાર હોય તો એને એવા ઇમામની પયરવી કરવી જાયેઝ નથી. (૯) મામુમ અને ઈમામના મધ્યમાં અથવા મામુમ અને એની આગલી સફની વચ્ચે કોઇ એવી વસ્તુ પરદારૂપી ન હોય, જે જોવાને માટે રોકતી હોય, પરંતુ જો મામુમ સ્ત્રિ હોય, તો પરદો દુરૂસ્ત છે. (૧૦) મામુમ ઇમામથી છેટે ન હોય, એટલે મામુમના સીજદાની જગ્યા (ઇમામની જગાને ઉભા રહેવાની જગાથી) અને ઇમામને ઉભા રહેવાની જગ્યા, અથવા મામુમથી આગલી સફ એક પગલાથી વધારે ફાસ્લાપર ન હોય અથવા એમ હોય કે મામુમ પોતાના જમણી અથવા ડાબી કોઈપણ બાજુએ સફથી મળેલ હોય જે ઇમામથી મુત્તસીલ (સરખી) (૨) છે. (૧૧) ઇમામની જગા મામુમની જગાથી વધુ બુલન્દ (લેહાઝ પ્રમાણે) હદમાં "બુલન્દ" ન હોય, વેંતભર અને એનાથી વધારે બુલન્દી વિચારવા જોગ છે. જો સરવાળે પાછળની બુલંદ જગ્યા હોય તો એમાં કંઇ વાંધો નથી, પરંતુ મામુમની જગા ઈમામથી જેટલી પણ ઉંચી હોય, તેમાં વાંધો નથી, પરંતુ એટલી પણ વધુ ઉંચી ન હોય કે જેથી બન્નેનો મેળ ન જામે, અને જમાઅતમાં ન લેખાય.

(૧૨) મામુમ ઇમામથી આગળ ન હોય, બલ્કે અહવત (એસ્તેહબાબી) એ છે કે મામુમ ઇમામથી (ભલે પછી) થોડું પણ પાછળ રહે.

મામુમપર નમાઝનાં કામોમાં ઈમામની પયરવી કરવી વાજીબ છે એટલે એ કે નમાઝના કામો ઈમામની પ્હેલાં બજાવી ન લાવે. બલ્કે અહવત (એસ્તેહબાબી) એ છે કે ઇમામની પાછળ પાછળ રહે. રહયા નમાઝના કોલો તો તકબીરતુલઅહેરામમાં તો જરૂરનું છે કે મામુમ ઈમામની પછી બોલે, પરંતુ તકબીરતુલ અહેરામ ઉપરાંત બીજા કોલોમાં પાછળ રહેવું વાજીબ નથી. જો કે અહવત (એસ્તેહબાબી) એ છે કે ખાસ કરીને સલામ ફેરવામાં મામુમ ઇમામથી પાછળ રહે.

જો મામુમ ઇમામને રૂકુઅમાં જુએ તો જમાતમાં શામીલ થઇ શકે છે. ભલે પછી ઇમામ ઝીક્રે રૂકુઅ કરી ચુકયો હોય, અને એ રકાત મામુમની પહેલી રકાત લેખાશે

અખફાતી (ધીમે પડવાની) નમાઝમાં જ્યારે કે ઇમામ હમ્દ અને બીજા સુરાની કરાઅત કરી રહયા, હોય ઉત્તમ એ છે કે મામુમ ઝીક્રમાં મશ્ગુલ થઇ જાય, બલ્કે અકવા એ છે કે મોટેથી પડવાની નમાઝમાં પણ ઈમામની કરાઅત હમ્દ અને બીજો સુરો પડે ત્યારે મામુમ પણ ઝીક્ર કરી શકે છે. અલબત્તા જો ઈમામની કરાઅત (પડવા) ની અવાઝ મામુમના કાને પડતી હોય, અથવા માત્ર ગુંજ (સાધારણ અવાજે) સંભળાતી



(૧) જો મામુમ કયામ પર (ઉભો ન રહી શકે) કાદીર ન હોય અને ઇમામ પણ કયામ (ઉભા રહેવા) પર કાદીર ન હોય, તો બેસીને જમાતે નમાઝ દુરૂસ્ત થઇ જશે.

(૨) નમાઝની પહેલી સફમા (ઇમામની પાછળ) બે માણસની જગ્યા ખાલી ન રહેવી જોઇએ, નહિ તો ઈત્તેસાલ (જોડ, સરખાઈ) નહિ રહે.

હોય, તો મામુમ પર વાજીબ છે કે પોતે હમ્દ અને સુરાની કરાઅત ન કરે. અને જો કોઇ પણ રીતે કંઈ પણ ન સંભળાય તો અકવા એ છે કે મામુમને ધીમેથી હમ્દ અને સુરાની કરાઅત કરવી સુન્નત છે.

જો ઇમામ કુનુતમાં મશ્ગુલ હોય, અને મામુમ તકબીરતુલ અહેરામ કહીને ત્યાંથી જમાઅતમાં સાથે થઇ જાય તો સુન્નત છે કે ઇમામની સાથે કુનુત પડે. એવીજ રીતે જ્યારે ઇમામ તશહુદ પડે તો તશહુદમાં પણ એનો સાથ આપે પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે ઇમામના તશહુદ પડતા વખતે મામુમ તજાફી (જુદા થયેલ)ની હાલતમાં બેસી જાય. તજાફી (૧) ની રીતએ છે કે પોતાના બન્ને ઝાનુઓને ઝમીનથી બુલન્દ કરે, અને જ્યારે મામુમ પોતાની બીજી રકાતમાં હોય તો પોતાની કરાઅત ધીમે ધીમે કરે. ભલે પછી બુલંદ અવાઝની નમાઝ પડતો હોય અને ઇમામની જ્યારે છેલ્લી રકાત હોય અને એ સલામ લગી ઇમામની સાથેજ રહેવા ઇચ્છતો હોય તો તજાફી (જુદાઇ) ની રીત પ્રમાણે બેસી જાય. અને જો ઇમામની સાથે રહેવા ન ઇચ્છતો હોય તો જ્યારે ઇમામ બીજા સીજદાથી માથું ઉપાડે, ત્યાંથી ઉભો થઇ જાય અને પોતાની નમાઝને પુરી કરે. તેવીજ રીતે મામુમ નમાઝમાંજ પોતાની કોઈ નડતરને કારણે, જે જગ્યાએથી પણ જમાતથી વિખુટો થવા ચાહતો હોય. જુદો થઇ શકે છે. બલ્કે નડતર વગર પણ વિખુટુ પડવું જાએઝ છે. ભલે પછી ખિલાફે, અહતયાત (એસ્તેહબાબી) છે.

જો મામુમ, ઇમામને પ્રથમથી આદીલ સમજતો હોય, અને નમાઝ પછી ખબર પડે કે ઇમામ કાફર, અથવા ફાસીક હતો, અથવા બાતહારત નહતો તો મામુમની નમાઝ સહી છે. અને જો નમાઝમાંજ, મામુમને એ ખબર પડે, તો ત્યાંથી જુદા નમાઝ પડવાની નિય્યત કરે.

જો મામુમ સહવન (ભુલેથી) ઇમામ પ્હેલા રૂકુઅમાં ચાલ્યો જાય, તો એહતયાતન ઝીક્રે રૂકુઅ બજાવી લાવે, અને જો એ ઝીક્ર કરવાં પછી ઉભો થવા જાય, અને હજુ કયામમાં ન પ્હોંચ્યો હોય, કે ઇમામ રૂકુઅમાં ચાલ્યા જાય, તો મામુમ કયામ કરીને પાછો રૂકુઅમાં જાય, અને પાછળથી એહતયાતન (એસ્તેહબાબી) બીજી નમાઝ બજાવી લાવે, જોકે બીજી વખતે નમાઝ પડવી વાજીબ નથી. (૨) અને જો કોઇ માણસ સહવન ઇમામ પ્હેલા રૂકુઅમાંથી માથુ ઉપાડે, તો પાછો રૂકુઅમાં ચાલ્યો જાય. અને જો મામુમ કંઇક હદમાં જુકેલો હોય, કે ઇમામ માથુ ઉપાડી લ્યે તો એ પણ ત્યાંથી પાછો ફરી જાય, ઉપરાંત એજ હુકમ ઇમામની તાબેદારીમાં સીજદા સબંદી પણ છે.



(૧) તજાફીના બેસવાની રીત એ છે કે બન્ને હાથ ઝમીનપર ટકાવી રાખે અને પગોપર બોજો આપી, બન્ને ઝાનુને જરા ઉંચા કરે. (ઉર્દુ અનુવાદક)

(૨) જમાઅત નમાઝમાં સહવન રૂકનની વધ, ઘટથી નમાઝ બાતીલ નથી થતી.

# કસર અને પુર્ણ
## નમાઝ

સફરની હાલતમાં ચાર રકાતી નમાઝમાં કસર કરવી જોઇએ, એટલે ચાર રકાતની જગાએ બે રકાત નમાઝ પડવી જોઇએ. એ શરતે કે એમાં સાત શરતો દિઠામાં આવે.

પ્રથમ એકે મુસાફરી શરઅઇ હિસાબ પ્રમાણે આઠ ફરસખ હોય,ભલે પછી માત્ર જતાંમાંજ આ હદ પુરી થઇ જાય જેવી રીતે કે એક માણુસના બે દેશ હોય અને બન્ને દેસ વચ્ચે આઠ ફરસખનો રસ્તો હોય. અથવા આવતા જતા બન્ને મેળવીને આઠ ફરસખ થતા હોય, એ શરતે કે જતાની મુસાફરી ચાર ફરસખથી ઓછી ન હોય. ધારો કે કોઇ માણુસ પોતાને દેશથી ચાર ફરસખના રસ્તે જાય, અને તેજ દિવસે અથવા એ દિવસ પછી પાછો આવી જાય.

એક ફરસખ (૧) ત્રણ માઇલ (શરઅઇ) અને દરેક માઇલિ ચાર હઝાર હાથનો થાય છે. જો કોઇ માણુસની મુસાફરી આ હદથી ઓછી હોય, ભલે પછી બહુ ઓછી હોય, તો કસર નહિ થાય. તેવીજ રીતે કોઇ માણુસને શંકા હોય કે મારી મુસાફરી, મુસાફત (હદ) પ્રમાણે છે કે નહિ, તો એ પણ કસર ન કરે.

(૨) મુસાફત ની આ હદ કસદ કરીને નક્કી કરે. જો કોઇ માણુસ ભાગવાવાળા માણુસની પાછળ જઇ રહયો હોય, અને એને એ કંઇ ખબર ન હોય કે મુસાફત લગી જવું પડશે કે નહિ તો કસર ન કરે. ભલે પછી એની મુસાફરીની હદ મુસાફતથી વધી જાય. અલબત્તા જો પલટતી વખતે હદ મુસાફતની બરાબર હોય તો કસર કરવી જોઇએ.

(૩) મુસાફત મજકુરની કસદ ( નિય્યત ) કાયમ રહે, મુસાફતના ખતમ થવા લગી, વચ્ચે શંકા ઉતપન્ન ન થાય. પસ જો કોઇ માણુસ મુસાફરીનો એક ભાગ, જે મુસાફતે શરઅઇ પ્રમાણે ન હોય ને કસદ કરીને નકકી કરે, અને એ પછી એને આગળ વધવાનું કે પાછા ફરવામાં શંકા પૈદા થાય તો કસર નહિ થાય અને બીજી વખતે આગળ વધવાનો જો વિચાર નકકી કરે,અને બાકીની સફર મુસાફત પ્રમાણે હોય તો કસર કરે. નહિ તો અહવત (વજુબી) એ છે કે કસર અને તમામ (પુર્ણ) બન્નેના હુકમોપર અમલ કરે, ખાસ કરીને આવી હાલતમાં કે એણે મુસાફતનો અલ્પ ભાગ એ શંકાની હાલતમાં કાપી પણ ચુકયો હોય.

(૪) નિચે પ્રમાણેની ત્રણ વસ્તુમાંથી એક પણ વસ્તુથી પોતાની મુસાફરીને તોડી ન નાખે.(૧) દસ દિવસ લગી કોઈ જગ્યાએ કયામ (થોભવું) કરવુ (૨) પોતાના દેશમાં પહોંચી જવું, (૩) વિના દસ દિવસની સ્થાઈ રહેવાની નિય્યત કરીને કોઇ જગાએ ત્રીસ



(૧) કસરની હદ અંગ્રેજી હિસાબે આસરે $27\frac{1}{4}$ માઇલ ૪૦ ગજ થાય છે.

દિવસ લગી આજકાલ કરતા વિચારમાં થોભી જવું.એ શરતે કે આ મુદ્દત એકજ જગાએ તરદ્દુદ(ગડમથલ) ની હાલતમાં વિતી જાય,પરંતુ જો કોઇ માણુસ ત્રીશ દિવસમાંથી,થોડા એક દિવસ કોઈ એક જગાએ થોભે,અને થોડા દિવસ પછી બીજી જગાએ તો આ હુકમે સફર એટલે કસર બરાબર જારી રહેશે. પરંતુ જો કોઇ માણુસ એ જગાએથી દિવસ-માંને દિવસમાં અથવા દિવસ આથમી જવા પછી રાત્રમાં પાછા ફરવાની નિય્યતથી ક્વાંક બાહર ચાલ્યો જાય, પરંતુ એ વચ્ચેની સફર શરઅઈ મુસાફતની હદ પ્રમાણે ન હોય.ગરજ કે રીવાજ પ્રમાણે એજ કહે કે એ ત્રીસ દિવસ તરદ્દુદ (ગડમથલ)ની હાલતમાં એક જગાએ સ્થાઇ રહ્યો તો એને ત્રીશ દિવસ પછી તમામ (પુર્ણ) કરવી જોઇએ.

ટુંકમાં એટલુજ કે ત્રણ હાલતમાં સફરનો હુકમ એટલે કસર બાકી નહિ રહે. અને નમાઝ પુરી પડવી પડશે. પરંતુ જો કોઈ માણુસે, એક જગાએ દસ દિવસ થોભવાની નિય્યત કરી હોય,અને એક ચાર રકાતી અદા નમાઝ અહી પુરી પડી પણ લ્યે એ પછી એની ઇચ્છા દસ દિવસ પહેલાં પાછા ફરવાની થઇ જાય. અથવા થોભવા સંબંદી તરદ્દુદ (૧) ઉત્પન્ન થઇ જાય, તો જ્યાં લગી ત્યાં રહે પુરી નમાઝ પડતો રહે. ભલે પછી ખાસ એજ દિવસે પાછો ફરવા ઇચ્છે,અથવા એ રીતે કે એણે કોઇ ચાર રકાતી નમાઝ ત્યાં પડયા વગરજ, ત્યાંથી ચાલવાનો ઇરાદો કરી લીધો, અથવાં થોભવામાં એને તરદ્દુદ (ગલમથલ) પેદા થાય, તો કસર કરવી જોઇએ. ભલે પછી ત્યાં કસદ કર્યા વિનાં દસ દિવસ લાગી જાય. અને જે માણુસે કોઈ જગ્યાએ દસ દિવસ થોભવાની નિય્યત કરી હોય, જો દસ દિવસ દરમ્યાનમાં એને એ જગ્યાની અતરાફમાં જે શરઅઇ મુસાફતથી ઓછી ફાસ્લાપર હોય,ત્યાંથી માત્ર જાવા આવ્વા માંગે અથવા એકરાત્ર અથવા એથી કંઇક વધારે ત્યાં રહીને પોતાની અસલ જગ્યા પર પાછો આવી જાય તો એના થોભવાને કંઇ વાંધો નહિ આવે, ત્યાં એ પુરી નમાઝ પડે.

બલ્કે જો થોભવાની નિય્યતની શરૂઆતથીજ એની નિય્યત બાહર જઇને તેજ દિવસે તુરતજ રાત્ર વિતાડયા વિના પાછા આવ્વાની હતી તો પણ કંઇ વાંધો નથી. અકવા એ છે કે આવી હાલતમાં પણ નમાઝ પુરી બજાવી લાવે. ભલે પછી એ માણુસ ત્યાંથી બાહેર જઇ ત્યાં રાત્ર વિતાડે, અલબત્તા અવલા કે અહૃવત (એસ્તેહબાબી)



(૧) જ્યાં જ્યાં તરદ્દુદ (ગડમથલ) લખેલ છે ત્યાં જાણુવાનું કે, વિચારો અસ્થીર થઈ જાય. (અમીન)

આવી હાલતમાં બલ્કે આ પહેલાની હાલતમાં (૧) પણ એજ કે કસર અને તમામ (પુરી) બન્નેના હુકમ પર અમલ કરે. પરંતુ જો કોઇ માણસની કસદ અને થોભવાની પહેલાથી નિય્યત હતી કે હું પોતાની જગાએથી મુસાફત શરઅઇથી ઓછી સફર કરીશ, અને ત્યાં જઈ રાત્ર વિતાડીશ, તો આવી હાલતમાં અહતયાત (વજુબી) એ છે કે કસર પણ પડે અને પુરી નમાઝ પણ પડે.

(૫) સફર કોઇ માણસનો શોખ અને ધંધો ન હોય. જેવી રીતે કે સારબાન (ઊંટ હાંકનાર,) અને ભાડેથી સ્વારીઓ ચલાવનાર, મલ્લાહ (કીસ્તી બાન,) અને કાસીદ (સંદેશો લાવ, લઈ જનાર) વિ: કેમકે એ લોકોને નમાઝ પુરી પડવી જોઇએ. અલબત્તા જો એ લોકો પોતાના ધંધા ઉપરાંત કોઇ બીજા કામથી, જેવી રીતે કે, જ્યારત કરવાં માટે જાય, તો કસર થશે. આ હુકમનો દારોમદાર એ છે કે જ્યારે એ લોકોમાં એ સ્થિતી ઉતપન્ન થઇ જાય. કે સફરના કામમાં લાગેલ કે ધંધો કહેવામાં આવે તો નમાઝની હાલત, સફરમાં પુરી પડવાનો હુકમ થઈ જશે. ભલે પછી આ બાબદ એમને પોતાની પ્રથમ મુસાફરીમાં પેદા થઇ જાય. અને જો આવો માણસ દસ દિવસ પોતાના શહેરમાં ભલે પછી કસદ કર્યા વગર થોભે, અથવાં બીજા કોઇ શહેરમાં દસ દિવસ કસદ કરીને કયામ કરે. તો હવે પહેલો હુકમ ભાંગી જશે, અને જો કોઇ માણસને કોઇ જરૂરત પડી જાય. જેને કારણે એને એક પછી એક એમ ત્રણ મુસાફરી કરવી પડે, એણે મુસાફરીને પોતાનો ધંધો ન માન્યો હોય, તો એને માટે સફરમાં તમામ (પુરી) નમાઝનો હુકમ લાગુ નહિ પડે.

(૬) સફર હરામ ન હોય, જેવી રીતે કે કોઇ ગુલામ પોતાના આકા (માલીક) ને ત્યાંથી નાસી જાય, અથવા જેમ કે કોઇ માણસ ચોરી કરવાં અથવા કોઇ ઝાલીમને મદદ કરવાને માટે સફર કરે, અથવા એ કે આ સફરને કારણે એને કોઇ વાજીબના તરક કરવાની ઇચ્છા હોય, આ સર્વ બાબદોમાં, સફરમાં તમામ નમાઝ પડવી જોઇએ. તેવીજ રીતે જો કોઈ માણસ માત્ર ફરવાને (બ્હાને) શિકાર કરવાને માટે સફર કરે, તો એને પણ તમામ પડવી જોઇએ. આવા માણસોપર તમામ નમાઝનો હુકમ ત્યાં લગી ચાલુ રહેશે કે જ્યાં લગી કે એ ગુનાહના કામોમાં હોય, [૨] અથવા અને જે વખતમાં કે ગુનાહથી છુટો થાય તો કસર કરવી જોઇએ. ભલે પછી બાકીની સફર મુસાફત (૩) પ્રમાણે ન હોય.



(૧) એટલે થોભવાની જગ્યાથી કોઇ એવી જગાએ, જે બકસદ મુસાફતે શરઅઈ ન હોય. જઇને રાત્ર વિતાડવી.

(૨) મતલબ એ કે, જો કોઇ માણસ ધારો કે જે જગ્યાએ ગુનાહની નિય્યતથી ગયો હતો, હવે ત્યાથી પાછો આવી રહયો છે, હવે એ જગ્યાએથી આગળ કોઇ બીજી ઇચ્છાએ જવા ચાહે છે, તો, પાછુ ફરવું અને આગળ જવા સબંદી સફર હરામ નથી.

(૩) એ શરતે કે આખી મુસાફરી મળીને મુસાફત જેટલી હોય.

(૭) મહલ્લે તરખ્ખુસથી બાહર થઇ જવું, એટલે શહેરથી એટલે દુર પહોંચી જાય કે શહેરની દિવાલો નજરથી ગાયેબ થઇ જાય. અથવા શહેરની અઝાનની અવાજ ન સંભળાય. અને અહવત (એસ્તેહબાબી) એ છે કે જ્યારે બન્ને હુકમો પ્રાપ્ત થઈ જાય, એ વખતથી કસર શરૂ કરે. જોઇએ તો એ શહેરથી ક્યાંક બાહેર જઈ રહયો હોય, અથવા ક્યાંયથી એ જગ્યાએ પાછો આવતો હોય, અલબત્તા ત્યાંથી ક્યાંક જતી વખતે, કોઈ જગ્યાએ પહોંચે અને એને શંકા ઉત્પન્ન થાય કે હું હદે તરખ્ખુસથી બાહેર થઇ ગયો કે નહિ, તો એ જગાએ તમામ પડે, અને જો ક્યાંયથી એ શહેર તરફ પાછો આવતો હોય તો હવે એજ જગ્યાએ કસર કરે અને અહવત (એસ્તેહબાબી) એ છે કે બન્ને હાલતમાં કસર અને તમામ બન્નેના હુકમોપર અમલ કરે. જોઇએ તો આ શહેર એનું વતન હોય અથવા દસ દિવસ ત્યાં થોભયો હોય.

ઉપરની મજકુર શરતો સફરમાં જોવામાં આવે તો કસર કરવી વાજીબ છે. અલબત્તા ચાર જગ્યા એનાથી મુસ્તસ્ના (જુદી છે.)

(૧) મક્કએ મોઅઝ્ઝમા
(૨) મદીન એ મુનવ્વરા
(૩) મસ્જીદે કુફા
(૪) હાએરે હઝરતે સય્યદુશ્શોહદા

આ ચારે જગ્યાએ કસર, કે તમામમાં અખ્તયાર છે જો કે કસર અહવત (એસ્તેહબાબી) અને તમામ અફઝલ છે. પરંતુ આ હુકમ માત્ર નમાઝને માટે છે. રોઝા આ જગ્યોએ ન રાખવા જોઇએ.

જો કોઇ માણસ સફરમાં જાણી જોઇને પુરી નમાંઝ પડે તો બાતીલ છે. અલબત્તા જો કોઇ માણસ અંજાણ હોય કે કસર કરવી વાજીબ છે (કે કેમ) તો નમાઝ દુરૂસ્ત છે. પરંતુ જો કોઇ માણસ કોઇ શહેરમાં દસ દિવસ કયામ કરે, અને હુકમથી અજ્ઞાત હોવાને કારણે તમામની જગ્યાએ કસર કરે, તો અહવત બલ્કે અકવા એ છે કે એ બીજી વાર નમાઝ બજાવી લાવે. અને જો કોઇ માણસ કસરના હુકમથી વાકેફ હતો અને વખત ઉપર કસરનો હુકમ ભુલી ગયો; અથવા પોતે મુસાફર હોવાની હાલતથી ગાફીલ થઇ ગયો અને નમાઝ પુરી પડી લીધી પછી યાદ આવ્યું, પસ વખતની અંદર યાદ આવી ગયું તો નમાઝને અદા કરી લ્યે. અને વખત વહી ગયો હોય તો કઝા લાઝીમ નથી. અને જો નમાઝનો વખત દાખલ થઇ ચુકયો હોય અને કોઈ માણસ નમાઝ

પડયા વિના સફર કરે અને હદ્દે તરખ્ખુસથી બાહેર પહોંચી જાય તો કસર કરવી જોઇએ. અને જો કોઇ માણસ સફરથી પોતાના વતન અથવા એ દિવસે કયામગાહ પર આવી રહયો હોય અને હજુ સફરની હાલતમાં હોય અને વખત શરૂ થઇ જાય, અને સફરમાં નમાઝ ન પડે, તો વતન અને દસ રોઝના કયામગાહની હદે તરખ્ખુસની અંદર દાખલ થઇને એને પુરી નમાઝ પડવી જોઇએ. અને જો એ હાલતમાં કોઈ નમાઝ એનાથી છુટી જાય તો અકવા એ છે કે પહેલી શિકલમાં નમાઝે કસર અને બીજી હાલતમાં પુરી નમાઝની કઝા બજાવી લાવે.

## બાબુસ્સુમ ( રોઝાનો વિભાગ )

સવાર થવાથી લઇને ગુરૂબે શરઅઇ લગી, એ ચીઝોથી જે હવે પછી બ્યાન થશે, પરહેઝ કરવાને, રોઝો કહેવાય છે. રોઝાના હુકમો થોડાએક સંવાદમાં બ્યાન થશે જે નીચે મુજબ છે.

### રોઝાની શરતો

રોઝા રાખવા સબંદી થોડીએક બાબદો શરત છે. (૧) અકલ, જો કોઇ માણસ દિવસના ભાગમાં દિવાનો થઇ જાય, તો એનો રોઝો સહી નથી. અને કઝાપણ એને જોખમે [માથે] નથી. [૨] મુસ્લીમ હોવું, [૩] મોમીન હોવું. [૪] આખો દિવસ હયઝ અને નિફાસથી પાક હોવું. [૫] કોઇ એવી સફરમાં ન હોય જેમા નમાઝ કસર થઇ જાય છે. અલબત્તા જો કોઈ માણુસ ઝવાલ પહેલાં પોતાના વતનમાં અથવા દસ રોઝના કયામની જગાએ દાખીલ થઇ જાય, અને હજુ લગી કાઇ ખાધું ન હોય તો એનો રોઝો સહી થશે. એવીજ રીતે જો કોઇ માણસ ઝવાલ પછી સફર શરૂ કરે તો એનો પણ રોઝો સહી થશે.

માહે મુબારકે રમઝાનમાં અખ્તયારન સફર કરવી જાયેઝ છે, પરંતુ બીજી રીતનાં મુકરર [૧] વાજીબ રોઝામાં, જેમકે કઝાએ મુઅય્યક અથવા નઝરે મુઅય્યન વિગેરેમાં અહવત બલ્કે અકવા એ છે કે સફર કરવી નાજાયેજ છે અને જો કોઇ માણુસ સફરમાં હોય, અને કોઇ મુકરર રોઝા એને માથે ફરજ હોય તો અકવા એ છે કે દસ દિવસ કયામનો કસદ કરવી એને માટે વાજીબ છે. અલબત્તા જો કોઇ માણસે કોઈ ખાસ દિવસ સફરની હાલતમાં રોઝા રાખવાની નઝર કરી હોય, અથવા નઝરમાં એ નિય્યત કરી લીધી હોય કે સફર કે હઝરમાં, જે હાલત હોય બન્ને હાલતમાં રોઝા રાખીશ, તો એને માટે સફરમાંજ રોઝો વાજીબ અને દુરૂસ્ત છે, અને દસ દિવસ કયામની નીય્યત કરવી વાજીબ નથી.



[૧] જે રોઝાને અદા કરવાનો જમાનો મુકરર હોય, એ વાજીબે મોઅય્યન છે, અને જે રોઝાને અદા કરવામાં રોઝાદારને અખ્તયાર હોય કે જ્યારે ઇચ્છે ત્યારે અદા

(૬) ઝરર (નુકસાની) થી બેખૌફ (નિર્ભય) હોવું, જો કોઇ માણસને ઝન હોય કે રોઝાથી નુકસાન પહોંચશે, અથવા માત્ર નુકસાનીનો અંદેશો હોય, જેવી રીતે કે, ભય હોય કે રોઝાથી બિમારી પૈદા થઇ જશે, અથવા બિમારીમાં વધારો થઇ જશે, તો એનો રોઝો સહીહ નહિ થાય. બલ્કે જો દુધ પિવરાવવા વાળી સ્ત્રિને ભય હોય કે દુધ ઓછું થઇ જશે, અને બાળકને એના કારણે નુકસાન પહોંચશે, તો એને ઇફતાર કરવું (ખાવું) જોઇએ. એવીજ રીતે જો હામેલા સ્ત્રિને બાળક જણવાનો સમય નજીક હોય, અને એને પોતાને અથવા પોતાના બચ્ચા સબંધી તશનગી (પ્યાસ) કે ભુખ સબંદી ભય હોય તો એનો રોઝો પણ સહીહ નથી. એવીજ રીતે મોટી ઉમરની સ્ત્રિ અથવા પુરૂષ જો રોઝો રાખવાથી આજીઝ હોય તો એમનાપર પણ રોઝો ફરઝ નથી. તેવીજ રીતે કોઇ માણસને તરસની એવી બિમારી હોય કે એ ક્યારે પણ તૃપ્ત થઇ શકતો ન હોય અને એ પાણી મુકી શકતો ન હોય તો એને જોખમે ક્યારેય રોઝો લાઝીમ નથી. આ સર્વ હાલતેમાંથી પહેલી હાલત એટલે પોતાના જીવન ભયની હાલત ઉપરાંત અન્ય હાલતમાં દરેક રોઝા બદલ એક મુદ (૧) અનાઝ આપવું (સદકો કરવો) જોઇએ. અને મજકુર રીતોના એકહીત માણસોએ જ્યારે વાંધો (ભય) દફે થઇ જાય, અને રોઝા રાખવા શકિતવાન થાય તો રોઝાની કઝા કરવી જોઇએ.

અકવા એ છે કે બાલીગપણું રોઝાને માટે શરત નથી પણ રોઝાનું વાજીબ બાલીગ હોવા પર મોકુફ છે. અકવા એ છે કે જે રીતે સર્વ અન્ય જુદી ઇબાદતો છોકરાની દુરૂસ્ત થાય છે તેવીજ રીતે રોઝા પણ દુરુસ્ત છે.

## રોઝાની નિય્યત

રોઝાની નિય્યતમાં શરત છે કે જે મુફતેરાત (રોઝાને તોડનાર) હવે પછી બ્યાન કરવામાં આવશે એનાથી પરહેઝ કરવાની નિય્યત કરે, અને આટલી હદે નિય્યત પુરતી છે કે હું કુરબતન એલલ્લાહ રોઝો રાખીશ. અને જો રોઝો મોઅય્યન હોય તો ખૈર જેવી રીતે કે રમઝાનનો મહિનો હોય, અને જો મોઅય્યન ન હોય તો રોઝાનું મોઅય્યન કરવું જરુરનું છે. એટલે નિય્યતમાં એ ખુલાસો હોવું જોઇએ. કે આ કેવો રોઝો છે. અને એ કે રોઝો માત્ર તઅમીલે હુકમે ખુદાને માટે રાખે. અલબત્તા જો મજદુરી ઇજારા) થી બીજા તરફથી રોઝો બજાવી લાવતો હોય તો બીજા માણસની વતીનો ઇરાદો કરવો



કરે, તો એ વાજીબે ગ્યર મોઅય્યન છે. જેવી રીતે કે જો કોઇ માણસથી રમઝાનમા કોઇ રોઝો ચુકી જવાય, તો આગલા રમઝાન લગી જે દિવસે ચાહે રોઝો બજાવી લાવે, પરંતુ આગલા રમઝાનને માત્ર એક દિવસ બાકી રહી જાય તો હવે આ રોઝા વાજીબે મોઅય્યન થઇ જશે, તેવીજ રીતે જો કોઇ ખાસ દિવસ રોઝો રાખવાની નઝર કરી હોય તો એ વાજીબે મોઅય્યન છે, નહિ તો ગ્યર મોઅય્યન. (પાનું ૭૯ નું ચાલુ)

[૧] એંસી રૂપયાના શેરના હિસાબે એક મુદ આસરે ૧૨ છટાંક થાય છે. (આસરે ૧॥ રતલ) [ઉર્દુ અનુવાદક]

જરૂરનું છે. અને જો એ દસ મુફ્તેરાત (રોઝાને તોડનાર) ને જે હવે પછી બ્યાન થશે વિગતવાર યાદ ન લાવી શકતો હોય, તો ઓછામાં ઓછું માત્ર એટલુ યાદ રાખવું પુરતું છે કે હું મુફ્તેરાતે સુમને ઉપયોગમાં નહિ લાવીશ. માટે રમઝાનનાં રોઝા સબંદી અહવતે (એસ્તેહબાબી) એ છે કે પ્રથમ રાત્રીએ આખા મહિનાના રોઝાની પણ નિય્યત કરે, અને દરેક રાત્રે જુદી નિય્યત પણ કરે, અને જો કોઇ માણસ કોઇ દિવસ રોઝાની નિય્યત કરવી ભુલી જાય, અને ઝવાલ (૧) પહેલાં યાદ આવી જાય, તો તુરતજ નિય્યત કરી લેવું પુરતું છે. અને જો કોઇ માણસને ઝવાલ પછી યાદ આવે તો બાકીનો દિવસ ઇમ્સાક કરે (મુફ્તીરાતથી પરહેઝ કરે) પરંતુ એ દિવસનો રોઝો દુરૂસ્ત નહિ થાય. તેવીજ રીતે અન્ય સર્વ કઝા અને ન્યર કઝા અને વાજીબ રોઝાનો હુકમ છે કે જો કોઇ મુફ્તેરાતનો ઉપયોગ ન કર્યો હોય તો ઝવાલ પહેલાં રોઝાની નિય્યત કરી શકે છે. પરંતુ ઝવાલ પછી નિય્યતનો વખત જતો રહે છે, પરંતુ સુન્નતી રોઝાની નિય્યત સુર્ય આથમવા પહેલાં દરેક વખતે થઇ શકે છે.

શાઅબાન અને રમઝાનના યવ્મુલ શક (શંકા હાલત) માં શાઅબાનના ત્રીસ તારીખની નિય્યતથી રોઝા રાખે, અથવા જો કોઇ કઝા, નઝર કે કફ્ફારા વિગેરેના રોઝા એના જોખમે હોય તો એની નિય્યતથી રોઝા રાખે. અને રોઝાની હાલતમાં, જ્યારે પણ એ જાણ થઇ જાય કે મહિનો બદલાઇ ગયો છે અને આજે રમઝાનની પહેલી તારીખ છે તો તુરતજ નિય્યત બદલી નાખે, રોઝો દુરૂસ્ત થઇ જશે. અને જો એ રોઝો એ પહેલા તપાસ કર્યા અગાઉથી રમઝાનની નિય્યતથી રાખશે તો રોઝો બાતીલ થઇ જશે. તેવીજ રીતે જે માણસ આ રીતે ફેરફારની રીતની નિય્યત કરે કે જો આજે રમઝાનની પહેલી છે, તો આ રોઝો રમઝાનમાં ગણાય, અને જો શાઅબાનની (૩૦) મી છે, તો સુન્નતી રોઝો છે તો આ રીતે પણ રોઝો દુરૂસ્ત નહી થાય. ભલે પછી તપાસ કર્યાથી સાબીત થાય કે મહિનો બદલાઇ ગયો છે, અને રમઝાનની પહેલી તારીખ છે.

જો કોઇ માણસ રોઝામાં ઇરાદો કરે કે હું અત્યારે રોઝો તોડી રહયો-છુ અથવા રોઝાની નિય્યતમાં કોઇ વખતે દેખાવ (કરવો) સાથે થઇ જાય અને પછીથી એ વિચારથી ખસી જાય તો એનો રોઝો બાતીલ થઇ જશે. બલ્કે જો કોઇ માણસ એ ઇરાદો કરે કે હું કલાક પછી રોઝો તોડી નાખીશ તો પણ અહવત બલ્કે અકવા એ છે કે રોઝો બાતીલ થઇ જશે.

### મુફ્તેરાતે સવ્મ. (રોઝાને તોડનારી ચીઝો)

જે ચીઝોનો ઉપયોગ કર્યાથી રોઝો બાતીલ થઇ જાય છે, અને જેનાથી રોઝ-દારે પરહેઝ કરવું જોઇએ એ દસ છે.



(૧) ઝવ્વાલ, ખરો બપોર સુર્ય મધ્યમાં આવી સ્થિર થાય, અને ત્યાથી પશ્ચિમ તરફ ઢળવા માંડે એ વખત

(૧-૨) કસ્દન (ઇરાદાપુર્વક) ખાવું અને પિવું, ભલે પછી કોઇ માણસ એવી કોઇ વસ્તુ ખાય કે પીએ જે સાધારણ ખાવા-પિવામાં આવતી હોય, અથવા આદતપુર્વક ખાવા પિવામાં ન આવતી હોય. જેમકે ખોરાકનો ભાગ જે દાંતોના મુળમાં બાકી રહી જાય છે. કોઇ માણસ જો એને ગળી જાય અથવા દીમાગી રૂતુબત (બડખા-સેડા) ને પી જાય તો રોઝો બાતીલ છે. પરંતુ જો કોઇ માણસ દાંતોના મુળમાં જે ખોરાકનો ભાગ રહી ગયો હોય, ભુલેથી એને ગળી જાય તો રોઝો બાતીલ નહિ થાય. ભલે પછી એણે પોતે ઢીલ કરીને દાંતોમાંથી કાઢ્યું ન હોય. પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે જો દાંતોને સાફ ન કર્યાં હોય, અને રોઝામાં ભુલેથી ખોરાકનો બાકીનો ભાગ ગળી જાય તો રોઝાની કઝા કરે,

રોઝામાં પોતાના બાળકોને માટે અથવા જાનવરોને ખવરાવ્વાને માટે, અનાઝ ચાવીને દેવું જાએઝ છે. એવીજ રીતે, શાકનું મીઠું ચાખવું પણ અને તેવીજ રીતોના બીજા કામો પણ જાએઝ છે. એ શરતે કે એનો કોઈ ભાગ ગળા નિચે ન ઉતરી જાય બલ્કે અહવત (એસ્તેહબાબી) એ છે કે રોઝામાં આવા પ્રકારનું કોઈ કામ ન કરે.

રોઝામાં વઝુને માટે કોગળા કરવા જાએઝ છે, બલ્કે મોઢુ ઠંડુ કરવા માટે પણ જાએઝ છે. પરંતુ મુસ્તહબ છે કે કોગળા પછી ત્રણ વખત મોઢામાંનું થુંક જમા કરી થુકી નાખે. બીલા અખ્ત્યાર અથવા ગફલતમાં અથવા ભુલથી કોગળાનું પાણી ગળામા ઉતરી જાય, પસ જો વાજીબ નમાઝને માટે કોગળા કરતો હોય તો વાંધો નથી, અને જો વાજીબ નમાઝ વિના બીજા કોઈ કારણસર કોગળા કરી રહયો હતો તો અહવત (વજુબી) એ છે કે રોઝાની કઝા બજાવી લાવે.અને જો માત્ર જરૂરત વગર અથવા મોં થંડુ કરવાની ગરજથી વઝુ કરી રહયો હતો તો રોઝાની કઝા લાઝીમ થશે.

રોઝદારને મીસ્વાક (દાંતણ) કરવું જાએઝ બલ્કે મુસ્તહબ છે. પરંતુ મિસ્વાક કરતામાં મિસ્વાક [દાંતણ] ને મોઢાથી બાહર ન કાઢે, અને જો બાહર કાઢે તો એને સુકવી (નિચોળી) નાખી, બીજી વખતે મોઢામાં નાખે. અને જો વગર સુકવે પાછુ મોઢામાં નાખે તો એમાનાં પાણીને ગળી ન જાય.

છાતી અને મગજની રુતુબત (બડખાં) જ્યાં લગી કે હોંઠોથી બાહેર ન નિકળ્યા હોય. એના ગળી જવા સબબે રોઝો બાતીલ થવો ખબર નથી. પરંતુ અહવત એ છે કે એને ન ગળે. બલ્કે છાતી અથવા મગજની રૂતુબત, મોઢામાં આવી ગઇ હોય તો આ અહતયાત તરક ન કરવું જોઇએ.

## ૩ જીમાઅ-સંભોગ

સંભોગ કરવાથી રોઝો બાતીલ થઈ જાય છે અને કઝા અને કફફારો બને લાઝીમ થઈ જાય છે. જોઇએ તો સંભોગ આગળ કે પાછળના (ભાગમાં) કરવામાં આવે. ફાએલ અને મફઉલ બન્નેનો (સ્ત્રિ પુરૂષ) હુકમ એકજ છે એ શરતે કે સંભોગ

જાણી જોઇને કરવામાં આવે. પરંતુ જો ભુલેથી અથવા ગફલતમાં થઈ જાય તો કંઇ વાંધો નથી. અલબત્તા યાદ આવી જાય તો તુરતજ પોતાને બચાવી લેવું વાજીબ છે. એવીજ રીતે જો રોઝામાં એહતેલામ (વિર્યપાત) થઈ જાય તો પણ રોઝો બાતીલ નહિ થાય. અને મોહતલીમ (વિર્યપાત થનાર) ને મ ટે ગુસલ માટે થોભવું પણ જાએઝ છે. એવીજ રીતે વિર્યપાત પછી પેશાબને અંગે વિર્યનું એસ્તેબરા કરવું પણ જાએઝ છે. અને પેશાબની જગાને એસ્તેબરા કરવું પણ જાએઝ છે.

(૪) ખુદા, રસુલ અને અઇમ્મએ હોદા પર ખોટું બોલવું. અહવત (વજુબી) એ છે કે હઝરત ફાતેમાં સલામુલ્લા અલયહા અને બીજા અંબીયા અને અવસીયા અ: સઃ પણ આ હુકમમાં શામીલ છે. પરંતુ રોઝો એ હાલતમાં બાતીલ થશે કે જ્યારે કોઇ જાણીબુજીને જુઠું બોલે, નહિ તો બાતીલ નહિ થાય. ભલે પછી ખરેખર જુઠ હોય. અને ભૂલેથી દુઆ કે કુરઆનને ખોટી રીતે પડાઈ જવામાં કોઇ વાંધો નથી.

(૫) પાણીમાં ડુબકી મારવી, બનાબર એહતયાત (વજુબી) આ રીતે પણ રોઝો બાતીલ થઈ જાય છે, અને કઝા અને કફ્ફારો બન્ને લાઝીમ આવે છે. ભલે પછી કોઇ માણસ આખા શરીર અને માથાને પાણીમાં ડુબાવી દે, અથવા માત્ર માથાને ડુબકી આપે.ભલે પછી માથાના વાળ પાણીની બાહેર હોય,જોઇએ તો નાક અને કાનપણ પાણીથી બાહેર હોય કે પાણીની અંદર હોય, અને જોઇએ તો રોઝો વાજીબ હોય કે સુન્નતી દરેક રીતે બાતીલ છે, અને જો કોઈ માણસ આખા માથાને એ રીતે ડુબકી દે કે એક વખત માથાના થેડા ભાગને ડુબાડે અને બીજી વખતે માથાના થોડા ભાગને તો કંઈ વાંધો નથી. પરંતું જો કોઇ માણસ બીલાઅખ્તયાર રોઝાથી ગાફીલ (અંજાણ) રહીને ડુબકી મારે અથવા એ વિચારમાં હોય કે ડુબકી નહિ મારૂ, પરંતુ ડુબકી ખાઇ જાય, અથવા કોઈ એટલુ બધું પાણી પોતાનાં માથા પર નાખે જેના કારણે આખુ માથુ છુપાઇ (ભિંજાઇ) જાય, તો કંઇ વાંધો નથી. અથવા કોઇ માણસ આબે મુઝાફ જેમકે ગુલાબ વિગેરેનું પાણીમાં ડુબકી મારે તો અકવા એ છે કે રોઝો બાતીલ નહિ થાય. પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે એવું ન કરે.

જો કોઇ માણસ ગુસલનાં ઇરાદાથી માહે રમઝાનનાં રોઝામાં પાણીમાં ડુબકી મારે તો રોઝો અને ગુસલ બન્ને બાતીલ થશે બલ્કે જો ડુબકી મારવા પછી, પાણીમાં હોવાની હાલતમાં, અથવા પાણીમાંથી બાહર નિકળતા પણ જો ગુસલની નિય્યત કરે તો પણ અકવા એ છે કે ગુસલ સહી નહિ થાય, પરંતુ માહે રમઝાન ઉપરાંત બીજો કોઇ વાજીબે મોઅય્યન રોઝો હોય તો એમાં પાણીમાં ડુબતી વખતે તો ગુસલ દુરુસ્ત નહિ થાય, પરંતુ પાણીમા હોવાની હાલતમાં, અથવા બાહર નિકળતાં, જો ગુસલની નિય્યત કરે તો ગુસલ દુરૂસ્ત થઇ જશે. પરંતુ ગ્યરે મોઅય્યન વાજીબ રોઝામાં જો ડુબકી કરે તો રોઝો બાતીલ થઈ જશે. પરંતુ ગુસલ ત્રણે રિતે સહી રહેશે. બાકીના આજ હુકમ સુન્નત રોઝા માટે પણ છે. એવીજ રીતે વાજીબ મોઅય્યન રોઝામાં, જોઇએ તો એ

રમઝાનનો હોય અથવા ગ્યર રમઝાનનો, કોઈ માણુસ બીલા કસદ (કસદ કર્યા વગર) ડુબકી મારી દે તો યાદ આવતાંજ અને અખ્તયાર હોતાંજ, તુરતજ માથું પાણીથી બાહેર કાઢે. અને માથુ કાઢતાં જો એ ગુસલની પણ નિય્યત કરે તો ગુસલ દુરૂસ્ત થઇ જશે. પરંતુ જો પાણીમાં થોભશે તો રોઝો બાતીલ થઇ જશે.

(૬) ગુબારને ગળામાં એટલે (ખય) ના મખરરજની જગ્યા લગી પહોંચાડવું, એનાથી રોઝો બાતીલ થઇ જશે. અને કઝા અને કફ્ફારો બન્ને લાઝીમ થશે. પરંતુ શરઅત એ છે કે જો ગુબાર ઘાટું ન પણ હોય તો પણ રોઝો બાતીલ થઇ જશે, ભલે પછી ગુબાર હલાલ પ્રકારનું હોય, જેમકે લોટ અથવા હરામ, જેમકે ખાક ગુબારને ઉડાડવાનું કારણ ભલે પછી પોતેજ હોય, યા બીજો કોઈ. જેવી રીતે કે કોઇ માણુસ ગુબારની જગાએ ઉભો થઇ જાય. અને પોતાનો બચાવ ન કરે. પરંતુ જો કોઇ માણુસ જેમ બને તેમ પોતાનો બચાવ કરે. અને પાછળથી ખબર પડે કે ગુબાર હલક લગી પહોંચી ગઇ છે, તો કંઇ વાંધો નહિ

અહવત (વજુબી) એ છે કે ગલીઝ (ઘાટા) ધુંવાડા અથવા બાફથી પણ પરહેઝ કરવી જોઇએ. ભલે પછી એ ધુંવાડો હુક્કાનો હોય કે બીજી કોઈ વસ્તુનો, બલ્કે આ હુકમ વઝનદાર છે.

(૭) ઇરાદાપુર્વક ઉલ્ટી કરવી. એનાથી પણ બનાબર અકવા રોઝાની કઝા વાજીબ થાય છે. અને જો કોઇ માણુસ લાચારીએ ઉલ્ટી કરે તો કંઇ વાંધો નથી, અને જો કોઇ માણુસ જરુરતને કારણે ઉલ્ટી કરે તો એને માટે ઉલ્ટી કરવી હરામ નથી, પરંતુ રોઝો બાતીલ થઇ જશે. અને જો બે અખ્તયારીમાં અનાજ કે પાણી કોઇ માંણુસના હલક લગી આવી જાય અને ત્યાંથી પાછુ ઉતરી જાય તો કંઇ નુકસાન નથી. અને જો ફિઝા એ દહન (મોઢાના અંદર) પહોંચી (આવી) જાય તો એને બાહેર નાખી દે, રોઝાને આથી કંઇ નુકસાન નહિ પહોંચે. અલબત્તા કોઇ માણુસ એને ઇરાદાપુર્વક ગળી જાય તો રોઝો બાતીલ થઇ જશે. કઝા અને કફ્ફારો બન્ને લાઝીમ થશે.

(૮) સંભોગ કર્યા વિના ઇરાદાપુર્વક વિર્યપાત કરવું, ભલે પછી સ્ત્રિ જોડે મહોબ્બત કરવાથી પણ વિર્ય પાત થઇ જાય. એ શરતે કે એ પોતે વિર્ય કાઢવા પર રાજી હોય અથવા એરીતે મનીનું નિકળવું એની આદત હોય. બલ્કે એ બન્ને હાલતમાં ભલે પછી વિર્ય ખલીત ન પણ થાય, તો પણ રોઝો બાતીલ થઇ જશે. પરંતુ જો ન તો એની ઇચ્છા કે ઇરાદો વિર્ય ખલીત કરવાનો છે, અને ન એની આદત એવી હોય છતાં વિર્ય ખલીત થઇ જાય તો રોઝાની કઝા લાઝીમ નહિ થાય, પણ કઝા બજાવી લાવ્વી અહવત (એસ્તેહબાબી) છે.

જો કોઇ માણુસને રોઝામાં એહતેલામ (વિર્યપાત) થઇ જાય, તો એ વિર્યના એસ્તેબરા કરવાના ઇરાદાથી પેશાબ કરી શકે છે. એને યકીન હોય કે ઇંદ્રીયમાં જે બાત રહી ગઈ છે, એ પેશાબ કરવાથી નિકળી જશે.

(૯) જરૂરત વગર રકીક (પતલી) ચીઝથી હુકના લેવું (જુલાબ માટે પિચકારી લેવી) આવી હાલતમાં હરામજ થશે અને રોઝો પણ બાતીલ થઇ જશે, અને કઝા અને કફ્ફારો બન્ને લાઝીમ થશે, સુકી ચીઝથી પિચકારી લેવી મકરૂહ છે. બલ્કે અહવત (એસ્તેહબાબી) એ છે કે રોઝાની હાલતમાં સુકી ચીઝથી પણ પિચકારી લેવામાં ન આવે.

(૧૦) દિવસ નિકળવા લગી ઇરાદાપુર્વક જનાબતની હાલતમાં બાકી રહેવું, એમ કરવું હરામ છે. અને રોઝાની મુબ્તીલ (બાતીલ થશે) પણ અને કઝા અને કફ્ફારો બન્ને વાજીબ થાય છે. આ હુકમ માત્ર માહે મુબારકે રમઝાન અને માહે રમઝાનનાં કઝા રોઝા માટે ખાસ છે રોઝાની બાકી કિસમોમાં સાબીત નથી. એવીજ રીતે હયઝ અને નિફાસની હાલતમાં દિવસ નિકળવા લગી બાકી રહેવું પણ અકવા એ છે કે આવી હાલતમાં રોઝાની માત્ર કઝા કરવી પડશે. કફ્ફારો લાગુ નહિ પડે. અને આ હુકમ માત્ર માહે રમઝાનની સાથેજ મખસુસ છે. બર માહે રમઝાનના રોઝામાં હત્તા કે માહે રમઝાનનાં કઝા રોઝામાં પણ સાબીત નથી. અગરચે માહે રમઝાનના કઝા રોઝામાં એનું લેહાઝ કરવું અહવત (એસ્તેહબાબી) છે.

જો કોઇ માણસ, એ નક્કી કરીને સુઇ જાય કે હું ગુસલ નહિ કરૂં અથવા સુતી વખતે ગુસલ કરવાનો ઇરાદો રાખતો હોય અને સવાર લગી સુવાના વિચારથી સુઇ જાય, તો એ પણ જનાબતની રીત છે, પરંતુ જો કોઇ માણસ એ વખતે સુવા પછી જાગી જાય અને બીજી વખતે એ ઇરાદો કરીને સુઇ જાય કે હું સવાર પહેલા ગુસલ કરી લઇશ, અને સવાર લગીમાં એ, ન જાગે તો એની પર રોઝાની માત્ર કઝા વાજીબ આવશે; અને એ બન્ને વખતે સુવું એને માટે નાજાએઝ નહિ થાય. જો કે અહવત (એસ્તેહબાબી) એ છે કે બીજી વખતે ન સુવે. પરતુ જો કોઇ માણસ બીજી વખતે જાગે, તે પછી ત્રીજી વખતે એના માટે સુવું નાજાએઝ છે અને જો એ નાફરમાની કરે અને સુઈ જાય અને પાછો ન જાગે તો રોઝાની કઝા એના પર લાઝીમ છે. અને અહવત (વજુબી) એ છે કે કફ્ફારો પણ અદા કરે.

જો કોઇ માણસ, જુનુબ થઇ જાય, અને અસ્લ જનાબતથી ગાફીલ થઇ જાય, અથવા જનાબત યાદ હોય, પરંતુ ગુસલથી ગાફીલ થઇ જાય, અથવા એ હુકમથી ગાફીલ હોય કે આવતી કાલે મારે રોઝો રાખવો છે. અને ગુસલ ન કરે તો એને માટે કોઇ વાત લાઝીમ નથી. અગરચે અહવત (એસ્તેહબાબી) એ છે કે રોઝાની કઝા બજાવી લાવે.

જો જુનુબ, હયઝ અને નિફાસવાળા માટે ગુસલ કરવું શકય ન હોય, તો, તયમ્મુમ કરવું વાજીબ છે. અને તયમ્મુમ કરવા પછી સવાર લગી, જાગતું રહેવું અહવત (વજુબી) છે.

અને મોતહાઝઝહ ( જે સ્ત્રિને કાયદ: ઉપરાંત હયઝ આવતું હોય તે) ના રોઝા દુરૂસ્ત છે. સિવાય એ ગુસલોનાં, જે એની ઉપર ફરજ છે રોઝાને માટે એ સિવાય વધુ ગુસલની કંઇપણ જરૂરત નથી. બલ્કે એ ગુસલોપર પણ રોઝાની સહત મોકુફ હોવી વિચારવા જોગ છે. પરંતુ તેણીને આ ગુસલો એહતયાત ન (વજુબી) જરૂર બજાવી લાવ્વા જોઇએ, ખાસ કરીને, ખાસ રોઝાના દિવસે અને રોઝાની આગલી રાત્રીના ગુસલો અહતયાતન જરૂર બજાવી લાવે, અને અહવત (એસ્તેહબાબી) એ છે કે મોતહઝઝહ સ્ત્રિ, સવારનું ગુસલ દિવસ નિકળ્યાં પ્હેલા બજાવી લાવે, અગરચે અકવા એ છે કે એમ કરવું વાજીબ નથી.

### મુજીબાતે કઝાએ રોઝા (કઝા રોઝા)

કેટલીએક વસ્તુઓ એવી છે જેને કારણે રોઝાની માત્ર કઝા વાજીબ થાય છે. કફ્ફારો વાજીબ નથી થતો તે વિગતવાર છે.

(૧) કોઇ માણુસ એ જાણી ન લ્યે કે સવાર થઇ ગઇ છે કે નહિ અને એ જાણી લીધા વગર જો કોઇ મુફતર (રોઝાની તોડ) નો ઉપયોગ કરે, પછીથી ખબર પડે કે એ વખતે સવાર થઇ ગઇ હતી, તો એ રોઝાની કઝા વાજીબ છે. જો કોઇ માણુસે તપાસ કરી અને છતમીનાન કરીને પણ કે હજુ રાત્ર બાકી છે અને એણે કોઇ મુફતરનો ઉપયોગ કર્યો, પછીથી ઉલ્ટુ સાબીત થયું કે એ વખતે સવાર થઈ ગઇ હતી, તો કઝા લાઝીમ નથી, જો કે કઝા બજાવી લાવ્વી અહવત (એસ્તેહબાબી) છે.

(૨) કોઇ માણુસે એક બીજા માણુસને કહેતું કે અત્યારે રાત્ર છે. અને એણે એના કહેવા પર ભરોસો રાખી મુફતરનો ઉપયોગ કર્યો, પછીથી ખબર પડી કે એ વખતે સવાર થઇ ગયું હતું, તો એ રોઝાની કઝા લાઝીમ છે.

(૩) કોઇ માણુસે એકને ખબર આપી કે સવાર થઈ ગઇ છે અને એ એને મઝાક સમજયો, અને પછીથી ખબર પડી કે ખરેખર એ વખતે સવાર થઇ ગઇ હતી. તો પણ કઝા લાઝીમ છે. બલ્કે જો કોઇ માણુસને યકીન હોય કે હજુ રાત્ર છે, પછીથી સાબીત થાય કે એ વખતે સવાર થઇ ગયું હતું, તો પણ અહવત (વજુબી) એ છે કે એ રોઝાની કઝા બજાવી લાવે.

(૪) જો કોઇ માણુસે ખબર આપી કે મગરીબનો વખત થઈ ગયો; અને એ માણુસ પોતે જોઇ શકતો ન હતો, અને એણે કહેનારાનાં કહેવા પર ભરોસો રાખી રોઝો ઇફતાર કરી લીધો. પછીથી સાબીત થયું કે મગરીબનો વખત થયો ન હતો, તો એની પર રોઝાની કઝા વાજીબ છે. અને જો કોઈ માણુસે શક્તિવાન હોવા છતાં ન જોયું અને માત્ર બીજા માણુસનાં કહેવાથી રોઝો ઇફતાર કરી લીધો, તો એનીપર કફ્ફારો પણ સાથે લાઝીમ આવશે. પરંતુ જો મંગરીબનો વખત થઇ જવાની ખબર કોઈ એક આદીલ

અથવા બે આદીલોએ આપી હોય, એ કારણે એણે રોઝો ઇફ્તાર કર્યો હોય તો કફ્ફારો લાઝીમ નહિ આવે, અને જો વાદળાને કારણે કોઇ માણસને યકીન થઈ જાય, કે મગ-રીબનો વખત થઇ ગયો, અને એ રોઝો ઇફ્તાર કરી લ્યે; પછીથી ખબર પડે કે એ વખતે દિવસ હતો તો કઝા વાજીબ નથી.

## વાજીબ રોઝાના પ્રકારો

વાજીબ રોઝા સાત પ્રકારના છે. (૧) માહે મુબારકે રમઝાનનાં રોઝા (૨) માહે મુબારકે રમઝાનનાં કઝા રોઝા (૩) એઅતેકાફના ત્રીજા દિવસનાં રોઝા. (૪) હજજે તમત્તઅમાં હદીને (કુરબાની તર્ક કરવાને) બદલે કફ્ફારા પ્રમાણે દસ રોઝા(૫)ઉદનાના બદલે અઢાર રોઝા.(૬) એ રોઝા જે નઝર અને અહદ અને કસમને કારણે વાજીબ થઇ ગયા હોય. (૭) માહે રમઝાનનો એક રોઝો ખાસ કરીને ઇફ્તાર કરે(અથવા કોઈ કારણ વગર ન રાખે) તો, કફ્ફારાની રીતે બે માસ એક પછી એક અદા કરવા જોઇએ, અખ્તયાર છે કે કફ્ફા-રામાં જોઇએ તો બે મહિનાના રોઝા રાખે. અથવા સાઠ મીસ્કીનોને ખાવું ખવાડે, અથવા એક ગુલામ આઝાદ કરે, આ ઉપરાંત વિવિદ્દ પ્રકારના કફ્ફારાના રોઝા પણ ઘણા એક છે.

જાણવું જોઇએ કે જે રોઝા બાપથી કોઈ કારણને અંગે ચુકાયા હોય. તો મોટા દિકરા પર એની કઝા બજાવી લાવી વાજીબ છે. અને જો (કોઇ) કારણ વગર ચુકાણા હોય તો લાઝીમ નથી. અને જો મુરદાએ, મરતી વખતે પોતાની જાણે વસિયત કરીને બંદોબસ્ત કરી આપ્યો હોય; અથવા બીજો કોઇ, માણસ, તબર્રૂઅન (સવાબના ખાતર) મય્યતની તરફથી રોઝાની કઝા બજાવી લાવે તો દિકરા પરથી કઝા સાકીત થઇ (મટી) જશે. અલબત્તા જો મુરદાએ (જીવતા) બિમારીને કારણે રોઝા ન રાખ્યા હોય અને એજ બિમારીમાં મરણ પામ્યો, અથવા એ બિમારી પછી પણ રોઝા રાખવા શકિત પ્રાપ્ત થઇ ન હતી કે મરણ પામ્યો તો એ રોઝાની કઝા લાઝીમ નથી. અને જો કોઇ બિમાર, બિમારીને કારણે રોઝા ન રાખે, અને બિમારીનો સિલસિલો બીજા રમ-ઝાન લગી કાયમ રહે તો એ રોઝાની કઝા એના પરથી સાકીત છે. અલબત્તા દરેક રોઝા બદલ મુદ ખાવું કફ્ફારો અદા કરે, અને અહવત (એસ્તેહબાબી) એ છે કે રોઝાની કઝા પણ બજાવી લાવે પરંતુ જો કોઈ બીજા કારણે, જેમકે સફરને અંગે, એવી રીતે આખો વર્ષ વિતી જાય તો એમ નથી, પણ એને રોઝાની કઝા કરવી જોઇએ. અહવત (એસ્તેહબાબી) એ છે કે દરેક રોઝા બદલ મુદ ખાવું કફ્ફારો પણ આપે. પરંતુ જો કોઇ માણસની મુશ્કેલી દુર થઇ જાય, અને વર્ષ વચ્ચે શકિતવાન હોવા છતાં રોઝાની કઝા બજાવી ન લાવે, અહીં લગી કે બીજો રમઝાન આવી જાય, તો એ ગુનેહગાર છે. એને જોઇએ કે જ્યારે ઇચ્છે ત્યારે રોઝાની કઝા પણ બજાવી લાવે અને દરેક

રોઝા બદલ એક મુદ તઆમ (ખાવું) કફ્ફારો પણ અદા કરે, અને જો કોઇ માણસ થોડા એક વર્ષો વિતી જવા પછી રેઝાની કઝા બજાવી લાવે તો એજ માત્ર એક વર્ષનો કફ્ફારો એટલે દરેક રોઝા પાછળ એક મુદ તઆમ ખાવું એને આપવું પડશે.

## ઝકાત

ઝકાતની બે રિતો છે, (૧) ઝકાતે ફિતરા, (૨) ઝકાતે માલ, બન્નેને વિગતવાર જુદી જુદી રીતે બયાન કરવામાં આવશે.

## ઝકાતે ફિતરા

ઝકાતે ફિતરા, જે શરીરની ઝકાત છે. થોડીએક શરતોએ વાજીબ થાય છે. (૧) બાલીગ (પુખ્ત વય) હોવું. (૨) આકીલ હોવું, બેહોશ ન હોય. (૩) આઝાદ હોવું.

મજકુર ત્રણે શરતો એવી છે કે જે વિના ઝકાતે ફિતરો વાજીબ નથી થતો. અને જો કોઈ ઉકત શરતો વિના ઝકાત (ફિતરા) અદા કરે તો સહીહ નહિ થાય. (૪) મુસલમાન હોવું. પરંતુ ઝકાતનું વાજીબ હોવું મુસલમાન હોવા પર મવકુફ નથી, કાફરપર પણ વાજીબ છે. અલબત્તા જકાતને અદા કરવાનો અમલ મુસલમાન થયા વગર સહી નથી થઇ શકતું. (૫) ગની હોવું. આ શરત ચોથી શરતથી બિલ્કુલ ઉલ્ટી છે. એટલે આ શરત વિનાં ઝકાતે ફિતરા વાજીબ નહિ થાય. પરંતુ જો કોઈ માણસ ગની હોય અને ઝકાતે ફિતરો અદા કરે તો એનો આ અમલ સહી અને સત્ય છે. ગની હોવાની કસોટી એ છે કે કોઈ માણસ પોતાનું અને પોતાના વાજીબુન નફકાએ (જેનું ભરણ પોષણ વાજીબ હોય) અયાલનો વર્ષ ભરના ખર્ચનો માલીક હોય, જોઇએ તો એની કને એટલો માલ બીલ ફએલ મોજુદ હોય, અથવા કોઈ એવું કામ એની પાસે હોય કે જેનાથી ધીમે ધીમે એના ખર્ચને માટે પૈસા મેળવતો રહે અને એમની જરૂરીયાત પુરી થઇ જાય, અથવા જો આ બન્ને વાતો ન હોય, તો એ માણસ ફકીર છે. અને એનીપર ઝકાતે ફિતરા વાજીબ નથી. અલબત્તા મુસ્તહબ (સુન્નત) છે: અથવા જો કોઇની કને એક સાઅ (અંગ્રેજી હિસાબે 2¾ શેર) થી વધારે કંઈ ન હોય તો, એને એ કરવું જોઇએ કે એ સાઅ પોતાના ફકીર (ગરીબ) અયાલમાંથી કોઇ એકને આપી દે, અને એ બીજાને, બીજો ત્રીજાને એવી રિતે અંતે એ (આપનાર) માણસના હાથમાં આવી જાય. અને જો એ ઇચ્છે તો એ સાઅને પોતાના અયાલમાંજ કોઇ એકને આપી દે. અને જોઇએ તો બીજા કોઈ ફકીરને આપી દે. અહવત (એસ્તેહબાબી) એજ છે કે બીજા કોઈ ફકીરને આપી દે.

દરેક જણને પોતાના અને પોતાના વાજીબુન નફકા(ખર્ચના હકકદાર) અને ગ્યર વાજીબુન નફકા બાલીગ અને ગ્યર બાલીગ, આઝાદ અને ગુલામ, ગરઝ કે એકઠીત અયાલ સબંદી ફિતરો આપવો જરૂરી છે. એવીજ રીતે જે મ્હેમાન માહે રમઝાનનાં છેલ્લા વખતમાં

એટલે સવ્વાલ મહિનાનાં ચંદ્રના મોકાપર એના અયાલમાં લેખાય જાય તો એનો ફિતરો પણ વાજીબ થશે. અને જો યજમાન ગરીબ હોય અને મ્હેમાન ગની હોય તો મ્હેમાનને પોતાનો ફિતરો પોતાને અદા કરવો જોઇએ. એવીજ રીતે જો પત્નિ માલદાર હોય, અને પતી (ધણી) ફકીર હોય, અને એ પત્નિના ખર્ચને મહામુશ્કેલીએ પુરૂં કરતો હોય, તો અહવત બલ્કે અકવા એ છે કે પત્નિપર વાજીબ છે કે પોતાનો ફિતરો પોતે અદા કરે અને જો કોઇ સ્ત્રિનો ખર્ચ એના પતિ ઉપરાંત કોઈ બીજા માણસને જો ખમે હોય તો એ માણુસપર (એ બન્ને ઉપરાંત) એનો ફિતરો પણ વાજીબ થશે. એવીજ રીતે પત્નિ ઉપરાંત એ માણુસના બીજા અહલો અયાલનો ખર્ચ પણ જો કોઇ બીજા માણસને જોખમે હોય તો ફિતરો એ ( ખર્ચ આપનાર ) અદા કરશે.

## ફિતરાની ચીઝો

ઝકાતે ફિતરામાં કેટલીએક ચીઝો આપવામાં આવે છે. ઘંઉ, જવ, ખજુર, મુનકકા, (દ્રાક્ષ) કિસ્મીસ, દુધ મસુર, અને ચણા વીગેરે, અહવતે (એસ્તેહબાબી) એ છે કે ચાર ચીઝોમાંથી કોઇ ચીજ આપવામાં આવે. અને ઉત્તમ એ છે કે ખજુર અને મુનકકા (દ્રાક્ષ) આપવામાં આવે.

## ફિતરાની હદ

ફિતરાની હદ એક સાઅ જે (૧) 614¼ મીસ્કાલ અસરફી બરાબર થાય છે. જણુસ પણ આપવામાં આવે તો એક સાઅ આપવી જોઇએ, અને (જણુસની બરાબર) કિંમત પણ આપી શકાય છે.

## ફિતરાનો વાજીબ વખત

માહે મુબારકે રમઝાનની છેલ્લી તારીખનો જ્યારે સુર્ય આથમી જાય તો ફિતરો વાજીબ થઇ જાય છે. અને ઉત્તમ એ છે કે રાત્રીનાંજ ફિતરો કાઢી લેવામાં આવે. અને નમાઝે ઇદ પછી આપવું જાએઝ નથી. અને જો કોઇ માણુસ નમાઝ થયા સુધીમાં ફિતરો ન કાઢે તો અહવત (વજુબી) એ છે કે તેજ દિવસે કુરબતે મુતલકાની કસદથી ફિતરો આપી દે. અને કઝા અને અદાનો ઇરાદો ન કરે. અને જો કોઇ માણુસ ફિતરો જુદો કરી ચુકયો હોય તો, એ કોઇ મુકરર હક્કદારની ઇન્તેજારીને કારણે ફકિર (ગરીબ)ને આપવામા વેળ લગાડી શકે છે.

## ઝકાતે ફિતરાની વ્હેંચણી

ફિતરાની વ્હેંચણીએ છે કે ફકિરો (ગરીબ મોઅમીન) ને આપવામાં આવે અને ઉત્તમ એ છે કે નજીકનાઓને બ્યરો કરતાં પ્રથમ (હક્કદાર) રાખે. અને પછી પાડોસીઓને આગળ રાખે. અને પાડોસીઓ પછી અહલેઇલ્મ ને બીજાઓ કરતાં પ્રથમ સમજે.

જે ફકિર [ગરીબ મોઅમીન]ને ફિતરો આપવામાં આવે એમાં અદાલત હોવી શરત નથી. જો કે અહવત (એસ્તેહબાબી) છે કે આદીલને આપવામાં આવે. અને ઉત્તમ એ છે કે ઇમામની ગયબતનાં ઝમાનામાં ફિતરો મુજતહેદને હવાલે કરવામાં આવે. અને જરૂરનું છે કે ફિતરો લેવાવાળો માણુસ હાશમી ન હોય. પરંતુ જો ફિતરો આપવાવાળો માણુસ પણ હાશમી હોય તો કંઇ વાંધો નથી. પરંતુ લાચારીની હાલતમાં હાશમી ગયર હાશમીનો ફિતરો પણ લઇ શકે છે. એવીજ રીતે શરત છે કે જે ફકિર (ગરીબ) ફિતરો લે, એ એવો માણુસ ન હોય જેનો ઘર ખર્ચ ફિતરો આપનારને માથે વાજીબ હોય. વળી જાએઝ છે કે પત્નિ પોતાનો ફિતરો પોતાના ફકિર (ગરીબ) પતિને આપી દે.

અહવત (વજુબી) એ છે કે કોઇ ફકિરને એક (સંખ્યા) થી ઓછુ ફિતરો આપવું જાએઝ નથી. ભલે પછી ફકિરો વધારે હોય અને બીજાને કાંઇપણ ન મળે.

## ઝકાતે માલ

ઝકાતે માલ થોડાએક સંવાદમાં બ્યાન કરવામાં આવશે, જે વિગતવાર છે.

### જકાત વાજીબ થવાની શરતો

ઝકાતનો મુકલ્લીફ (આપનાર) ત્યારે થઇ શકે છે કે જ્યારે એ બાલીગ અને આકીલ હોવા ઉપરાંત એમાં બીજી બે શરતો, પણ દિઠામાં આવે.

(૧) પ્રથમ એકે નીસાબ (પુંજીની હદ)નો માલીક હોય. (૨) જે માલ સાથે ઝકાતનો સબંદ છે એમાં એને વ્હેંચવું પણ શકય હોય. જે ચીઝોની ઝકાત વર્ષ વિતવા પર વાજીબ થાય છે,એમાં શરત એ છે કે એક વર્ષ લગી એ ચીઝ એના કબ્જામાં હોય,અને જે ચીઝોમાં જકાત લાગુ પડવામાં પુરૂ વર્ષ વિતવાની શરત નથી એમાં ઝકાત વાજીબ થવાના હુકમો વખતે માલીકે કબ્જાદાર હોવું જોઇએ. જો કે માલ ગુમાઇ ગયું હોય, ચોરાઇ ગયું હોય, અથવા કોઇએ ગસબ કરી લીધુ હોય એની ઝકાત માલીકપર વાજીબ નથી. અલબત્તા જો એમ હોય કે કંઇ થોડુક ખર્ચ કરવાથી એ માલ પાછો મળતો હોય તો, જો એ માણુસ થોડો ખર્ચ કરીને એ માલ પાછો ન મેળવે તો અહવત (વજુબી) એ છે કે એ માલની ઝકાત આપવી જોઇએ. પરંતુ જો કંઈ આપ્યા વિના, મુદ્દત પછી ગાસીબની પાસેથી માલ મળવું શકય હોય તો તુરતજ ઝકાત વાજીબ નથી, એવીજ રીતે કોઈ માણુસ કોઇ માલ જો વેચી નાખવા માટે શકિતવાન હોય, પરંતુ એ માલ ઉપર એનો કબ્જો ન હોય તો એવા માલની ઝકાત પણ વાજીબ નથી. કરઝની ઝકાત કરઝ લેનાર પર છે. કરઝ આપનાર પર નથી.

એટલે સવ્વાલ મહિનાનાં ચંદ્રના મોકાપર એના અયાલમાં લેખાય જાય તો એનો ફિતરો પણ વાજીબ થશે. અને જો યજમાન ગરીબ હોય અને મ્હેમાન ગની હોય તો મ્હેમાનને પોતાનો ફિતરો પોતાને અદા કરવો જોઈએ. એવીજ રીતે જો પત્નિ માલદાર હોય, અને પતી (ધણી) ફકીર હોય, અને એ પત્નિના ખર્ચને મહામુશ્કેલીએ પુરૂં કરતો હોય, તો અહવત બલ્કે અકવા એ છે કે પત્નિપર વાજીબ છે કે પોતાનો ફિતરો પોતે અદા કરે અને જો કોઇ સ્ત્રિનો ખર્ચ એના પતિ ઉપરાંત કોઈ બીજા માણસને જો ખમે હોય તો એ માણસપર (એ બન્ને ઉપરાંત) એનો ફિતરો પણ વાજીબ થશે. એવીજ રીતે પત્નિ ઉપરાંત એ માણસના બીજા અહલો અયાલનો ખર્ચ પણ જો કોઇ બીજા માણસને જોખમે હોય તો ફિતરો એ ( ખર્ચ આપનાર ) અદા કરશે.

## ફિતરાની ચીઝો

ઝકાતે ફિતરામાં કેટલીએક ચીઝો આપવામાં આવે છે. ઘંઉ, જવ, ખજુર, મુનકકા, (દ્રાક્ષ) કિસ્મીસ, દુધ મસુર, અને ચણા વીગેરે, અહવતે (એસ્તેહબાબી) એ છે કે ચાર ચીઝોમાંથી કોઇ ચીજ આપવામાં આવે. અને ઉત્તમ એ છે કે ખજુર અને મુનકકા (દ્રાક્ષ) આપવામાં આવે.

## ફિતરાની હદ

ફિતરાની હદ એક સાઅ જે (૧) 614¼ મીસ્કાલ અસરફી બરાબર થાય છે. જણસ પણ આપવામાં આવે તો એક સાઅ આપવી જોઇએ, અને (જણસની બરાબર) કિંમત પણ આપી શકાય છે.

## ફિતરાનો વાજીબ વખત

માહે મુબારક રમઝાનની છેલ્લી તારીખનો જ્યારે સુર્ય આથમી જાય તો ફિતરો વાજીબ થઇ જાય છે. અને ઉત્તમ એ છે કે રાત્રીનાંજ ફિતરો કાઢી લેવામાં આવે. અને નમાઝે ઇદ પછી આપવું જાએઝ નથી. અને જો કોઇ માણસ નમાઝ થયા સુધીમાં ફિતરો ન કાઢે તો અહવત (વજુબી) એ છે કે તેજ દિવસે કુરબતે મુતલકાની કસદથી ફિતરો આપી દે. અને કઝા અને અદાનો ઇરાદો ન કરે. અને જો કોઇ માણસ ફિતરો જુદો કરી ચુકયો હોય તો, એ કોઇ મુકરર હકદારની ઇન્તેઝારીને કારણે ફકિર (ગરીબ)ને આપવામા વેળ લગાડી શકે છે.

## ઝકાતે ફિતરાની વ્હેંચણી

ફિતરાની વ્હેંચણીએ છે કે ફકિરો (ગરીબ મોઅમીન) ને આપવામાં આવે અને ઉત્તમ એ છે કે નજીકનાઓને બરો કરતાં પ્રથમ (હકદાર) રાખે. અને પછી પાડોસીઓને આગળ રાખે. અને પાડોસીઓ પછી અહલેઇલ્મ ને બીજાઓ કરતાં પ્રથમ સમજે.

જે ફકિર [ગરીબ મોઅમીન]ને ફિતરો આપવામાં આવે એમાં અદાલત હોવી શરત નથી. જો કે અહવત (એસ્તેહબાબી) છે કે આદીલને આપવામાં આવે. અને ઉત્તમ એ છે કે ઇમામની ગયબતનાં ઝમાનામાં ફિતરો મુજ્તહેદને હવાલે કરવામાં આવે. અને જરૂરનું છે કે ફિતરો લેવાવાળો માણુસ હાશમી ન હોય. પરંતુ જો ફિતરો આપવાવાળો માણુસ પણુ હાશમી હોય તો કંઇ વાંધો નથી. પરંતુ લાચારીની હાલતમાં હાશમી ગ્યર હાશમીનો ફિતરો પણુ લઇ શકે છે. એવીજ રીતે શરત છે કે જે ફકિર (ગરીબ) ફિતરો લે, એ એવો માણુસ ન હોય જેનો ઘર ખર્ચ ફિતરો આપનારને માથે વાજીબ હોય. વળી જાએઝ છે કે પત્નિ પોતાનો ફિતરો પોતાના ફકિર (ગરીબ) પતિને આપી દે.

અહવત (વજુબી) એ છે કે કોઇ ફકિરને એક (સંખ્યા) થી ઓછુ ફિતરો આપવું જાએઝ નથી. ભલે પછી ફકિરો વધારે હોય અને બીજાને કાંઇપણુ ન મળે.

# ઝકાતે માલ

ઝકાતે માલ થોડાએક સંવાદમાં બ્યાન કરવામાં આવશે, જે વિગતવાર છે.

## જકાત વાજીબ થવાની શરતો

ઝકાતનો મુકલ્લીફ (આપનાર) ત્યારે થઇ શકે છે કે જ્યારે એ બાલીગ અને આકીલ હોવા ઉપરાંત એમાં બીજી બે શરતો, પણુ દિઠામાં આવે.

(૧) પ્રથમ એકેનીસાબ (પુંજીની હદ)નો માલીક હોય. (૨) જે માલ સાથે ઝકાતનો સબંદ છે એમાં એને વ્હેંચવું પણુ શકય હોય. જે ચીઝોની ઝકાત વર્ષ વિતવા પર વાજીબ થાય છે,એમાં શરત એ છે કે એક વર્ષ લગી એ ચીઝ એના કબજામાં હોય અને જે ચીઝોમાં જકાત લાગુ પડવામાં પુરૂ વર્ષ વિતવાની શરત નથી એમાં ઝકાત વાજીબ થવાના હુકમો વખતે માલીકે કબજાદાર હોવું જોઇએ. જો કે માલ ગુમાઇ ગયું હોય, ચોરાઇ ગયું હોય, અથવા કોઇએ ગસબ કરી લીધુ હોય એની ઝકાત માલીકપર વાજીબ નથી. અલબત્તા જો એમ હોય કે કંઇ થોડુક ખર્ચ કરવાથી એ માલ પાછો મળતો હોય તો, જો એ માણુસ થોડો ખર્ચ કરીને એ માલ પાછો ન મેળવે તો અહવત (વજુબી) એ છે કે એ માલની ઝકાત આપવી જોઇએ. પરંતુ જો કંઈ આપ્યા વિના, મુદ્દત પછી ગાસીબની પાસેથી માલ મળવું શકય હોય તો તુરતજ ઝકાત વાજીબ નથી, એવીજ રીતે કોઈ માણુસ કોઇ માલ જો વેચી નાખવા માટે શકિતવાન હોય, પરંતુ એ માલ ઉપર એનો કબજો ન હોય તો એવા માલની ઝકાત પણુ વાજીબ નથી. કરઝની ઝકાત કરઝ લેનાર પર છે. કરઝ આપનાર પર નથી.

ઝકાતના માલમાં કોઈ માણસનું ગની હોવું જરૂરી નથી. બલ્કે જે માણસ પણ ઝકાતની નિસાબનો માલીક હોય એનીપર ઝકાત અદા કરવી વાજીબ છે ભલે પછી એ માલ એને માટે વર્ષભર લગી ખર્ચને માટે પુરતુ ન હોય અને જેટલો પણ માલ એ વખતે એની પાસે પ્રાપ્ત થયો હોય. એની બરાબર અથવા એ કરતાં વધારે કરજનો બોજો હોય. છતાં દરેક રીતે ઝકાત આપવી વાજીબ છે. જો કોઇ માણસ પોતાની જમીન કાંઇ લાગા પર ખેડને માટે આપે તો એની ઝકાત ખેડુતપર રહેશે, જેણે જમીન લાગાપર લીધી હોય.

## ઝકાતની ચિઝો

જે ચીઝો જોડે ઝકાતને સબંદ હોય છે એ નવ છે. (૧) સિક્કાદાર સોનું (૨) સિક્કાદાર ચાંદી (૩) ગોસ્ફંદ બકરા, બકરી, ઘેટા. વિ. (૪) ઉંટ (૫) ગાય.

મજકુર પાંચ ચિઝોપર જકાત ત્યારે લાગું પડશે કે જ્યારે માલીકની પાસે બરાબર એક વર્ષ લગી રહે. જો વર્ષભર લગી બરાબર માલીકની પાસે ન રહે તો ઝકાત વાજીબ નહિ થાય. બારમો મહિનો દાખલ થતાં વર્ષ લાગુ થઇ જાય છે, જો કે એ મહિનો આ વર્ષમાં લેખવામાં આવે છે. વળી ગોસફંદ, ગાય અને ઉંટમાં એ પણ શરત છે કે એ [૧] મઅલુફા ન હોય. બલ્કે સાએમા કહેવાતા હોય. એટલે એ (જાનવર) વર્ષભર લગી જંગલમાં ચરતાં ફરતાં હોય. અને માલીકની પાસેથી ચારો ખાધેલ ન હોય. જો કે કયારે, કયારે, માલીક પોતાની પાસેથી પણ ખવરાવતો હોય. જો એ કોઇ મમલુકહ (૨) ચીઝ પણ ખાશે તો મઅલુફા કહેવાશે. એ જાનવરનાં બચ્ચાઓમાં વાજીબ ઝકાતને માટે સાએમા હોવાની શરત અમને ખબર નથી, જો કે એમનું વર્ષ ત્યાંથી શરૂ થઇ જશે કે જ્યારથી એ પૈદા થશે. અને ઝકાત એમનાથી સબંદીત થશે. ભલે પછી એમાં મઅલુફા હોય. ઉંટ અને ગાયમાં એ પણ શરત છે કે એ ઉપયોગમાં ન આવતા હોય. જેમકે પાણી ખેંચવામાં અથવા, સ્વારી વિગેરેના કામ એનાથી લેવામાં અવતા હોય તો એવી હાલતમાં ઝકાતથી એમને સબંદ નહિ રહે. ગરજ કે ઝકાત લાગું પડવાનો દારોમદાર એ છે કે એમ કહેવામાં આવે કે એ આખુ વર્ષ કારોબારમાં ન રહયા (લાગ્યા)



(૧) મઅલુફા અલફથી છે. જેના—અર્થ—ચારો ઘાસ છે. એટલે એ જાનવર જેને ચારો ખવરાવી પાળવામાં આવે. **સાએમા,** સોમથી છે જેના અર્થ ચરવાનાં થાય થાય છે, એટલે એ જાનવર જે છુટે મોઢે ચરી ખાતા હોય.

(૨) ધણીનો ચારો.

(૬) ઘઉં, (૭) જવ, (૮) મુનક્કા (૯) ખુરમાં (ખજુર) આ ચારે ચિઝોમાં શરત છે કે ઝકાત લાગુ પડવા પહેલાં માલીકની મિલ્કતમાં આવી ગયા હોય. જોઇએ તો ખેતીને અંગે અથવા ખરીદી વિગેરે અંગે.

આ ચારે પ્રકારનાં અનાઝમાં ઝકાત એ વખતે વાજીબ થાય છે કે જ્યારે સરકારી માલ ગુઝારી(સરકારી હક્ક)અને દાણા સાફ થવા,અને અંગુર અને ખજુર સુકાઇ જવાના વખત લગીના સર્વ ખેડ ખર્ચ એમાથી આપી દેવામાં આવે પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે સરકારી હક્ક અને ખેડ ખર્ચ કાઢવા પહેલાં જેટલી હદે માલ હોય એમાં નીસાબનું ધ્યાન કરવામાં આવે.

## ઝકાતની વ્હેંચણી

ઝકાતના હક્કદારો આઠ

(૧-૨) ફકિર (ગરીબ) મિસ્કિન, જે માણસ પોતાને ફકીર (ગરીબ) જણાવે, અને જો એનું ખરૂ, ખોટું ખબર નહોયતો અહવત (વજુબી) એ છે કે એની બિનાં ( સ્થિતી ) જાણી લેવામાં આવે, અને જો પુરતો ગુમાન થઈ જાય કે આ માણસ ફકીર છે. અને ખાસ કરીને એવા માણસથી જાણકાર થવું જોઇએ કે જે અગાઉ ગની હોય. અલબત્તા જો કોઇ માણસ પ્રથમ ફકીર (ગરીબ) હતો તો, એની વાત સાચી ઠરશે. એ પછી શોધ કરવાની જરૂરત નથી. ફકીરથી જે માણસ સબંદીત છે એનો ખુલાસો ઝકાતે ફિતરામાં આવી ગયો છે.

(૩) એ લોક જેઓ ઝકાતનો માલ વસુલ કરેછે, (૪) મોઅલ્લેફતુલ કુલુબ (૫) જે ગુલામ સખ્તાઇમાં હોય એને ઝકાતનાં માલથી ખરીદી આઝાદ કરવામાં આવે. (૬) મકરૂઝ (કરઝદાર ) લોક (૭) આમ ખૈરાતની જગાઓ, જેમકે, મસજીદ, મદ્રેસા, સરાઇ ( ધર્મશાળા ) અને પૂલ વિગેરે બનાવ્વા, અને હાજીઓ, ઝવ્વારોની મદદ, એજ પ્રમાણે બીજી ખૈરાતની જગાઓ. (૮) એવા માણસોની મદદ જેઓ મુસાફર હોય, અને લાચાર હોય ભલે પછી એ માણસ પોતાના શહેરમાં ગની હોય, એ શરતેકે એ [લાચારીની હાલતના સફરમાં] કરજ મેળવી શકતો ન હોય.

મુસ્તહબ છે કે ગયબતે ઇમામમાં ઝકાતનો માલ મુજતહેદે આદીલની પાસે પ્હોંચાડવામાં આવે. વળી ઝકાત કુરબતની કસદથી અદા કરવું વાજીબ છે. અને એટલુ પુરતું છે કે, માલીક, હક્કદારોને વ્હેંચવા માટે જે માણસને ઝકાતનો માલ સુપ્રદ કરે, એને આપતી વખતે, નિય્યત કુરબત કરી લ્યે. વળી મુસ્તહબ, બલ્કે અહવત (એસ્તેહબાબી) છે કે એક હક્કદારને, **ચાંદી અને સોનાની પ્હેલી નીસાબથી** ઝકાતનો માલ ઓછો આપવામાં ન આવે,જો ઝકાતનો માલજ એટલો હોય તો ખૈર, જેટલું પણ હોય, એટલી હદે આપી દયે,એ પણ જાએઝ છે કે એક ફકિર (ગરીબ) ને એટલું આપે કે એ ગની થઈ જાય.

ઝકાતના માલમાં કોઈ માણસનું ગની હોવું જરૂરી નથી. બલ્કે જે માણસ પણ ઝકાતની નિસાબનો માલીક હોય એનીપર ઝકાત અદા કરવી વાજીબ છે ભલે પછી એ માલ એને માટે વર્ષભર લગી ખર્ચને માટે પુરતુ ન હોય અને જેટલો પણ માલ એ વખતે એની પાસે પ્રાપ્ત થયો હોય. એની બરાબર અથવા એ કરતાં વધારે કરજનો બોજો હોય. છતાં દરેક રીતે ઝકાત આપવી વાજીબ છે. જો કોઇ માણસ પોતાની જમીન કાંઇ લાગા પર ખેડને માટે આપે તો એની ઝકાત ખેડુતપર રહેશે, જેણે જમીન લાગાપર લીધી હોય.

## ઝકાતની ચિઝો

જે ચીઝો જોડે ઝકાતને સબંદ હોય છે એ નવ છે. (૧) સિક્કાદાર સોનું (૨) સિક્કાદાર ચાંદી (૩) ગોસ્ફંદ બકરા, બકરી, ઘેટા. વિ. (૪) ઉંટ (૫) ગાય.

મજકુર પાંચ ચિઝોપર જકાત ત્યારે લાગું પડશે કે જ્યારે માલીકની પાસે બરાબર એક વર્ષ લગી રહે. જો વર્ષભર લગી બરાબર માલીકની પાસે ન રહે તો ઝકાત વાજીબ નહિ થાય. બારમો મહિનો દાખલ થતાં વર્ષ લાગુ થઇ જાય છે, જો કે એ મહિનો આ વર્ષમાં લેખવામાં આવે છે. વળી ગોસફંદ, ગાય અને ઉંટમાં એ પણ શરત છે કે એ [૧] મઅલુફા ન હોય. બલ્કે સાએમા કહેવાતા હોય. એટલે એ (જાનવર) વર્ષભર લગી જંગલમાં ચરતાં ફરતાં હોય. અને માલીકની પાસેથી ચારો ખાધેલ ન હોય. જો કે કયારે, કયારે, માલીક પોતાની પાસેથી પણ ખવરાવતો હોય. જો એ કાંઇ મમલુકહ (૨) ચીઝ પણ ખાશે તો મઅલુફા કહેવાશે. એ જાનવરનાં બચ્ચાઓમાં વાજીબ ઝકાતને માટે સાએમા હોવાની શરત અમને ખબર નથી, જો કે એમનું વર્ષ ત્યાંથી શરૂ થઇ જશે કે જ્યારથી એ પૈદા થશે. અને ઝકાત એમનાથી સબંદીત થશે. ભલે પછી એમાં મઅલુફા હોય. ઉંટ અને ગાયમાં એ પણ શરત છે કે એ ઉપયોગમાં ન આવતા હોય. જેમકે પાણી ખેંચવામાં અથવા, સ્વારી વિગેરેના કામ એનાથી લેવામાં અવતા હોય તો એવી હાલતમાં ઝકાતથી એમને સબંદ નહિ રહે. ગરજ કે ઝકાત લાગું પડવાનો દારોમદાર એ છે કે એમ કહેવામાં આવે કે એ આખુ વર્ષ કારોબારમાં ન રહયા (લાગ્યા)



(૧) મઅલુફા અલફથી છે. જેના–અર્થ–ચારો ઘાસ છે. એટલે એ જાનવર જેને ચારો ખવરાવી પાળવામાં આવે. **સાએમા,** સોમથી છે જેના અર્થ ચરવાનાં થાય થાય છે, એટલે એ જાનવર જે છુટે મોઢે ચરી ખાતા હોય.

(૨) ધણીનો ચારો.

(૬) ઘઉં, (૭) જવ, (૮) મુનક્કા (૯) ખુરમાં (ખજુર) આ ચારે ચિઝોમાં શરત છે કે ઝકાત લાગુ પડવા પહેલાં માલીકની મિલ્કતમાં આવી ગયા હોય. જોઇએ તો ખેતીને અંગે અથવા ખરીદી વિગેરે અંગે.

આ ચારે પ્રકારનાં અનાઝમાં ઝકાત એ વખતે વાજીબ થાય છે કે જ્યારે સરકારી માલ ગુઝારી(સરકારી હકક)અને દાણા સાફ થવા,અને અંગુર અને ખજુર સુકાઇ જવાના વખત લગીના સર્વ ખેડ ખર્ચ એમાથી આપી દેવામાં આવે પરંતુ અહવત (એસ્તેહબાબી) એ છે કે સરકારી હકક અને ખેડ ખર્ચ કાઢવા પહેલાં જેટલી હદે માલ હોય એમાં નીસાબનું ધ્યાન કરવામાં આવે.

## ઝકાતની વ્હેંચણી

ઝકાતના હકકદારો આઠ

(૧-૨) ફકિર (ગરીબ) મિસ્કિન, જે માણસ પોતાને ફકીર (ગરીબ) જણાવે, અને જો એનું ખરૂ, ખોટુ ખબર નહોયતો અહવત (વજુબી) એ છે કે એની બિનાં (સ્થિતી) જાણી લેવામાં આવે, અને જો પુરતો ગુમાન થઇ જાય કે આ માણસ ફકીર છે. અને ખાસ કરીને એવા માણસથી જાણકાર થવું જોઇએ કે જે અગાઉ ગની હોય. અલબત્તા જો કોઇ માણસ પ્રથમ ફકીર (ગરીબ) હતો તો, એની વાત સાચી ઠરશે. એ પછી શોધ કરવાની જરૂરત નથી. ફકીરથી જે માણસ સબંદીત છે એનો ખુલાસો ઝકાતે ફિતરામાં આવી ગયો છે.

(૩) એ લોક જેઓ ઝકાતનો માલ વસુલ કરેછે, (૪) મોઅલ્લેફતુલ કુલુબ (૫) જે ગુલામ સખ્તાઇમાં હોય એને ઝકાતનાં માલથી ખરીદી આઝાદ કરવામાં આવે. (૬) મકરૂઝ (કરઝદાર) લોક (૭) આમ ખેરાતની જગાઓ, જેમકે, મસજીદ, મદ્રેસા, સરાઇ (ધર્મશાળા) અને પૂલ વિગેરે બનાવ્વા, અને હાજીઓ, ઝવ્વારોની મદદ, એજ પ્રમાણે બીજી ખૈરાતની જગાઓ. (૮) એવા માણસોની મદદ જેઓ મુસાફર હોય, અને લાચાર હોય ભલે પછી એ માણસ પોતાના શહેરમાં ગની હોય, એ શરતેકે એ [લાચારીની હાલતના સફરમાં] કરજ મેળવી શકતો ન હોય.

મુસ્તહબ છે કે ગયબતે ઇમામમાં ઝકાતનો માલ મુજતહેદે આદીલની પાસે પ્હોંચાડવામાં આવે. વળી ઝકાત કુરબતની કસદથી અદા કરવું વાજીબ છે. અને એટલુ પુરતું છે કે, માલીક, હકકદારોને વ્હેંચવા માટે જે માણસને ઝકાતનો માલ સુપ્રદ કરે, એને આપતી વખતે, નિય્યત કુરબત કરી લ્યે. વળી મુસ્તહબ, બલ્કે અહવત (એસ્તેહબાબી) છે કે એક હકકદારને, **ચાંદી અને સોનાની પ્હેલી નીસાબથી** ઝકાતનો માલ ઓછો આપવામાં ન આવે,જો ઝકાતનો માલજ એટલો હોય તો ખૈર, જેટલું પણ હોય, એટલી હદે આપી દયે,એ પણ જાએઝ છે કે એક ફકિર (ગરીબ) ને એટલું આપેકે એ ગની થઈ જાય.

# ઝકાતની નિસાબનો નકશો.

**નગદ**

| ઝકાતની ચિઝો | નંબર નિસાબ | નિસાબ | ઝકાત | બાબદ |
|---|---|---|---|---|
| સિકકાદાર સોનું | ૧ | ૧૫ મીસ્કાલ શયરઈ. અંગ્રેજી તોલાના હિસાબે ૫ તોલા ૭ માસા ચાર રતી થાય | ચાલીસ હિસ્સામાંથી એક હિસ્સો (અઢી ટકા) | કાયદાને માટે એ છે કે જ્યારે સિકકાદાર સોનું અને ચાંદી ઝકાતની નિસાબ પ્રમાણે થઇ જાય અથવા નિસાબ કરતાં વધી જાય, તો એમાથી ચાલીસમો ભાગ ઝકાતમાં આપી દેવો જોઇએ. ભલે પછી અન્ય સમયે થોડુ ઘણું વધારે ચાલ્યું જાય. |
| ,, | ૨ | ૩ મીસ્કાલ શયરઈ, અંગ્રેજી ૧ તોલો ૧ માસા ૪ રતી થાય છે. | | |
| સિકકાદાર ચાંદી | ૧ | ૧૦૫ મીસ્કાલ શયરઈ, અંગ્રેજી એક તાલીસ તોલા અને એક માસા થાય છે. | | એસ્તેહબાબ, વેપારના સામાનમાં પણ સિકકાદાર ચાંદી, સોનાં પ્રમાણેજ ઝકાત આપવામાં આવે. |
| ,, | ૨ | ૨૧ મીસ્કાલ શયરઈ, અંગ્રેજી હિસાબે ૮ તોલા, બે માસા ૪ રતી | | |
| | | **જાન** | **વરો** | |
| ગોસ્ફન્દ | ૧ | ૪૦ ઉપર | એક ગોસ્ફન્દ | ચારસો પછી દર સેંકડે એક ગોસ્ફન્દ વધારો થાય છે. જકાતમાં જો બકરી આપવામાં આવે તો ઓછામાં ઓછુ એને ત્રણ વર્ષ લાગી ગયું (શરૂ થયું) હોય, અને જો મેંઢી આપવામાં આવે તો ત્રીજુ વર્ષ પુરુ થઇ ગયેલુ હોય. |
| ,, | ૨ | ૧૨૧ ,, | બે ગોસ્ફન્દ | |
| ,, | ૩ | ૨૦૧ ,, | ત્રણ ગોસ્ફન્દ | |
| ,, | ૪ | ૩૦૧ ,, | ચાર ગોસ્ફન્દ | |
| ,, | ૫ | ૪૦૦ ,, | પાંચ ગોસ્ફન્દ | |

**નોટ**:-(૧) એક તોલાના ૧૨ માસા.
(૨) **નિસાબ**:-મુકરરર હદ ( મિલ્કત ) જેની ઉપર જકાત લાગુ પડે છે.

| ઝકાતની ચીઝો | નંબર નિસાબ | નિસાબ | ઝકાત | બાબદ |
| --- | --- | --- | --- | --- |
| ગાય | ૧ | ૩૦ ઉપર | એક વર્ષનું બચ્ચું વાછરડો યા વાછરડી | ચાલીશથી સંખ્યા વધી જવાની હાલતમાં અખ્યારછે. કે જોઇએ તો ત્રીસની સંખ્યાથી હિસાબ કરી ઝંકાત અદા કરે અથવા ચાલીસના હિસાબે પણ એ શરતે કે જેટલી પણ સંખ્યા હોય, એમાં બન્ને હિસાબોમાંથી દરેક હિસાબે ઝકાત આપી શકાતી હોય. ધારોકે કોઇની પાસે ૧૨૦ એકસોવીસ ગાય છે, અને જો કોઈ એવી સંખ્યા હોય જેમાં એ બન્નેમાંથી એકથી હિસાબ થઇ શકતો હોય એ પ્રમાણે અદા કરવું જોઈએ પરંતુ અસલ સંખ્યાને નિસાબની એ સંખ્યાએ ભાંગવું જોઇએ જેમાં બાકી ઓછું બચે. |
| | ૨ | ૪૦ ઉપર | એક ત્રણ વર્ષની વાછરડી જે ત્રીજા વર્ષમાં પ્રવેશ થઇ ચુકી હોય.. | |

| ઝકાતની ચીઝો | નંબર નિસાબ | નિસાબ | ઝકાત | બાબદ |
|---|---|---|---|---|
| શુત્ર (ઉંટ) | ૧ | ૫ ઉપર | ૧ ગોરફન્દ | |
| | ૨ | ૧૦ ,, | ૨ ,, | |
| | ૩ | ૧૫ ,, | ૩ ,, | |
| | ૪ | ૨૦ ,, | ૪ ,, | |
| | ૫ | ૨૫ ,, | ૫ ,, | |
| | ૬ | ૨૬ ,, | ૧ ઉંટણી જે બીજા વર્ષમાં બેઠી હોય. | |
| | ૭ | ૩૬ ,, | ૧ ઉંટણી જે ત્રીજા વર્ષમાં બેઠી હોય. | |
| શુત્ર (ઉંટ) | ૮ | ૪૬ ,, | એક ઉંટણી જેને ચોથું વર્ષ શરૂથઇ ગયુ હોય. | જો ઉંટોની સંખ્યા નિસાબ કરતાં વધી જાય પરંતુ હજુ બીજી નિસાબ લગી પ્હોંચી ન હોય તો એ બે નિસાબ વચ્ચે બીજી નિસાબ(અધુરી) ઉપર ઝકાત લાગુ નહિ પડે. ઝકાતમાં હમેંશા ઉંટણી આપવામાં આવશે, ઉંટ નહિ અપાય. |
| | ૯ | ૬૧ ,, | એક ઉંટણી જેને પાંચમું વર્ષ શરૂ થઇ ગયું હોય. | |
| | ૧૦ | ૭૬ ,, | બે ઉંટણી જેને ત્રીજીવર્ષ શરૂ થઇ ગયું હોય. | |
| | ૧૧ | ૯૧ ,, | બે ઉંટણીઓ જેને ચોથું વર્ષ શરૂ થઇ ગયું હોય. | |
| | ૧૨ | ૧૨૧ ,, | મજકુર નીસાબ અને એ પછી જેટલી હદે સંખ્યા વધતી જાય એમાં દરેકપચ્ચાસ ઉપર એક ઉટણી જેને ચોથુ વર્ષ શરૂ થઇ ગયુ હોય, અથવા દરેક ચાલીસની સંખ્યા ઉપર એક ઉંટણી જેને ત્રીજુ વર્ષ શરૂ થઇ ગયું હોય આપવું જોઇએ. | |

## અનાજ.

| ઝકાતની ચીઝો | નંબર નિસાબ | નિસાબ | ઝકાત | બાબદ |
|---|---|---|---|---|
| ''ઘઉં<br>જઉ<br>મુનક્કા<br>(અંગુર)<br>ખુરમા<br>(ખજુર) | ૧<br>૧<br>૧<br>૧ | ૩૦૦ સાઅ, જે ૮૦ રૂપાયાના અંગ્રેજી શેરનાં હિસાબે ૨૨ બાવીસ મણ ૨૧ શેર ૫ છટાંક ૨ તોલા ૬ માસા થાય છે.<br><br>નિસાબ પછી જેટલી સંખ્યા વધતી જાય એમાંથી ઝકાત કાઢવી પડશે. | ઝકાત જો આબ પાશી (કુવાનુ પાણી ખેચીને ખેત) કરવવામાં આવી હોય તો $\frac{૧}{૨૦}$ ભાગ આબે બારાં વર્ષાદના પાણીથી ઉતપન્ન થયેલ હોય અથવાં ન્હેરનું પાણી આપમેળે ત્યાં આવતું હોય તો $\frac{૧}{૧૦}$ અને જો આબ પાશીથી પણ થયેલ હોય અને આબે બારા વિ. પણ સાથે હોય તો અર્ધામાં $\frac{૧}{૧૦}$ અને અર્ધામાં $\frac{૧}{૨૦}$ (૧) | જો વધારે પ્રમાણ આબપાશી [ ખેંચેલુ પાણી ] પાવામાં આવ્યું હોય અને કયારે વર્ષાદ વિ: પડયું હોય તો આબ પાશીનો હુકમ લાગુ પડશે, અને જો વધારે પ્રમાણ વર્ષાદ વિ નું પાણીથી કામથયું હોય અને બહુજ ઓછા પ્રમાણમાં આબે પાશીથી પણ થયું હોયતો પૈદાઇશ[ઉત્તપતી] વર્ષાદના પાણીની સમજાશે, ઝકાત, એ વખતે લાગુ પડશે કે જયારે ઘંઉ અથવા જઉ, કહેવાય, અને અંગુર અને ખજુરમાં એ વખતે લાગુ પડે છે. કે જયારે શરૂઆતની હાલતમાં હોય બનવા જોગ છે કે એમાંથી ઝકાત એ સમયે સબંદીત થાય છે કે જયારે એને અંગુર કે ખુરમાં કહી શકાય પરંતુ નિસાબની સંખ્યા આ વસ્તુઓમાં એ વખતે જોવામાં આવશે જયારે આ ચીઝો સુકાઈ જાય. |

(૧) જેમ કે જો એક મણ અનાજ હોય તો વીસ શેરમા ૧/૧૦ એટલે બેશેર અને બાકીનાં ૨૦ શેરમાં ૧/૨૦ એટલે એકશેર આપવું જોઇએ.

# ખુમ્સ

**ખુમ્સની ચીઝો** જે ચીઝો ઉપર ખુમ્સ લાગુ પડે છે. એ નિચે પ્રમાણે છે.

(૧) એ માલ જે કુફ્ફારે હરબી જોડે જહાદમાં પ્રાપ્ત થાય. એ શરતેકે લડાઇ ઇમામ અ.સ.ની રજાથી કરવામાં આવે. એવીજરીતે અહવત (એસ્તે હબાબી) એ છે કે જે માલ કુફ્ફારે હરબીથી કોઇ યોજનાથી પણ પ્રાપ્ત થઇ જાય એમાં પણ ખુમ્સ આપવામાં આવે, અકવા એ છે કે આવો માલ આવી બાબદમાં દાખલ નથી. અલબત્તા જો કે ફાયદો મેળવવાની બાબદ સબંદીમાં આવી જાયછે. એટલા માટે જે પ્રકારના સર્વ મનાફેઅ [૧] એકતેસાબ (કમાઇની આમદની) માં વર્ષ ભરનો ખર્ચ કાઢવા પછી, બાકીમાંથી ખુમ્સ આપવામાં આવે છે, એમાંથી પણ આપવું જોઇએ.

(૨) ખાણમાંની વસ્તુઓ, હત્તાકે મીઠું અને ગંધકમાં પણ ખુમ્સ આપવું વાજીબ છે.

(૩) ખઝાનો, (૪) જે ચીઝો દર્યામાં ડુબકી મારીને પ્રાપ્ત કરવામાં આવેછે. જેમકે મરજાન (મુંગા મોતી) વગેરે પરંતુ જે ચીઝો ડુબકી માર્યા વગર દર્યામાંથી મેળવાય છે, એ એકતેસાબાતના નફામાં દાખલ છે, જે હવે પછી બયાન થશે. (૫) એ ઝમીન જે કાફરે ઝીમ્મી મુસલમાનથી ખરી દે, એનું ખુમ્સ પણ કાફરે ઝીમ્મી પર વાજીબ છે. અને ખુમ્સ અસલ ઝમીનથી સબંદીત થશે. ( ૧/૫ હિસ્સો ઝમીનમા ખુમ્સ આપવું પડશે ) પરંતુ મુસલમાંન, કાફરે ઝીમ્મીને કોઇ ઝમીન બક્ષીસ કરીદે, તો એમાં ખુમ્સ નહિ લાગે. (૬) એ માલ હલાલ જે હરામમાં ભેળાઇ જાય, અને હલાલ કે હરામમાં પારખવું શકય ન હોય એવા માલમાંથી પણ ખુમ્સ કાઢવું વાજીબ છે. (૭) વ્હેપાર અને કારીગરી ( હુન્નર) અને દરેક પ્રકારના વ્હેપારના નફામાં, અને વર્ષ ભરની આમદની જેટલી હોય એની ઉપર,ભલે પછી એ માલ હોય કે ખાવાની ચીઝ હોય દરેક પર ખુમ્સ વાજીબ છે.



(૧) મનાફેએ એકતેસાબાતની બ્યાખ્યા બહુજ મુશ્કેલ છે. પણ કોઇ વેપારીને વેપારમાં, ઝમીન્દારને ઝમીનને અંગે, જે કમાઇ થાય છે અથવા કોઇ માણસ કોઇ ઘર કે દુકાનનો માલીક હોય અને ભાડુત કનેથી એને જે ભાડુ મળે એ સર્વ નફામાં દાખલ છે. દરેક પ્રકારનો ધંધો, હુન્નર, ઉદયોગ, નોકરી કે, મઝદુરી વિગેરેથી, ગરઝ કે ઇન્સાનને માટે આવકના જે પણ રસ્તા હોય એ સર્વ એકતેસાબાતના નફામાં દાખલ છે, અને વર્ષ ભરનો ખર્ચ કાઢયા પછી એ ( બાકી પૈસા ) ની ઉપર ખુમ્સ લાગુ પડે છે.

એવીજ રીતે ખેતીમા જે નફો રહે તેમાંથી ગરજ કે દરેક પ્રકારની આવકમાંની બચતમાંથી ભલે પછી કેટલુએ ઓછુ કેમ ન હોય ખુમ્સ આપવું વાજીબ છે. એવીજ રીતે જે ચીઝો હથ્યાની મળે અથવા કોઈ માણસે બક્ષી દીધુ હોય, અથવા કોઇ માણસે કોઇ ચીઝ શોધખોળ કરીને પ્રાપ્ત કરી હોય, અથવા વસિય્યતને માર્ગે કોઇ ચીજ કોઇની તરફ ફેરવાણી હોય અથવા શિકાર જે મ્હેનત વગર પ્રાપ્ત થઇ જાય, અથવા ગુમાન વિના (અચાનક) કોઇ મુરદાનો વારસો કોઇને મળી જાય, તો અહવત (વજુબી)એ છે કે એ સર્વ ચીઝોમાંથી ખુમ્સ અદા કરવું જોઇએ. અલબત્તા.જે ચિઝમાં ખુમ્સ ને સબંધ નહોય એનો નુમાએ મુત્તસ્સિલ પર,[૧] અથવા એ માલપર જે વારસામાં મળ્યો હોય, અથવા એ ચીઝ, જેનું ખુમ્સ એક વખત અદા કરી દેવામાં આવ્યું હોય. એ ત્રણે બાબદોમાં ખુમ્સ વાજીબ હોવું મુશ્કીલ બિના છે. અકવા એ છે કે વાજીબ નથી અલબત્તા જો ખુદ અસલ માલ અંગે જેમાં વધારો થાય તેમાં ખુમ્સ આપવું વાજીબ છે. જેમકે કોઇ માણસ એક બકરી અથવા એક વૃક્ષ ખરીદે, અને એનું ખુમ્સ અદા કરી ચુકયો હોય,અને પછી એ બકરીને દુધને માટે અને ઝાડને મેવાને માટે પોતાની મીલ્કતમાં રાખે, એ સમયમાં બકરી મોટી અને તાજીથઈ જાય અને ઝાંડ મોટુ થઈ જાય, તો એ બન્ને ચીઝોમાંથી, એ વધારો અને પ્રગતીમાં ખુમ્સ વાજીબ નહિ થાય. અલબત્તા દુધ અને મેવો વર્ષ ભરનાં ખર્ચ પછી બચે, એમાં ખુમ્સ વાજીબ થાશે. એવી જરીતે જો કોઈ માણસ કોઈ માલનું ખુમ્સ અદાકરી ચુકયો હોય અને પાછળથી વગર વ્હેપાર કર્યે એની કને એમાલની કિંમત વધી જાય તો આવા ફેરફારમાં ખુમ્સ વાજીબ નથી. જેમકે કોઇ માણસ એવા માલથી જેનું ખુમ્સ અદા કરી ચુકયો હોય,ઝમીન ખરીદે અને ખરીદવાની ઇચ્છા (કારણ) એ હોય કે ઝમીનમાં ખેતી કરીશ, અથવા એ ઇચ્છા ન હોય કે ભાવ બધી જશે તો વેંચી નાખીશ અથવા સદંતર કોઈ નફાનો ખ્યાલજ ન હોય અને એ જમીનની કિમત વધી જાય તો એમાં ખુમ્સ વાજીબ નહિ થાય. પરંતુ જો કોઈ માણસે ઝમીન એ ઇરાદે લીધી હોય કે કિંમત વધારીને વેચી નાખીશ તો વધારાની મુલ્યમાં ખુમ્સ લાગુ પડશે.



(૧) **નુમાએ** કહે છે પ્રગતી (વધારાને) એટલે મ્હેનત કરવાથી વધી જાય જે કોઇ પણ રીતે પ્રાપ્ત થઈ જાય, નુમાના બે પ્રકાર છે. મુનફસિલ અને મુત્તસીલ, નુમા મુન્ફસીલ એ છે જેમકે ગાય, બચ્ચા જણે, અને નુમાએ મુત્તસીલ એ છે કે ગાય ખાઈ પીને ચરબીદાર બને.

## ખુમ્સ વાજીબ થવાની શરતો

ખાણુ ની વસ્તુઓ અને ખઝાંનામાંની વસ્તુ પર ખુમ્સ લાગુ પડવા માટે થોડીએક શરતો છે. આ વસ્તુ મેળવ્યા પછી એનીપર લાગતા ખર્ચો બાદ કરીને જેટલી મિલ્કત, ચાંદી અથવા સોનાની નીસાબ ઝકાત (આપવા) જેટલી હોય, ચાંદીની નીસાબ એકસો પાંચ મિસ્કાલ જેટલી છે અને સોનુ પંદર મિસ્કાલ શયરશી જેટલું છે, જેમ કે ઝકાતનાં પ્રકારણમાં બ્યાન થઇ ગયું છે. એવીજ રીતે જે ચીઝો દર્યા વિ:માં ડુબકી મારવાથી મળે છે, એના ઉપર ખુમ્સ લાગુ પડવાને માટે એ શરત છે કે, એનું મજુરી ખર્ચ બાદ કરવા પછી જેટલી મિલ્કત બચે જેની કિંમત ૩/૪ મીસ્કાલ સોના બરાબર હોય. અને જો હલાલ માલમાં,હરામ માલ મળી ગયું હોય તો ખુમ્સ એ વખતે લાગું પડશે કે,જ્યારે હરામ માલ મિલ્કત અને માલનો અસ્લી માલીક ન જણાયતો ખુમ્સ આપ્યા પછી બાકીનો માલ હલાલ થઇ જશે ભલેપછી હકીકતમાં હરામ માલની હદ પાંચમા હિસ્સા કરતા વધારે હોય, પરંતુ જો કોઈ માણસને એટલી ખબર હોય કે માલે હરામ પાંચમાં હિસ્સા કર્તા વધારે છે અને મુકરર પણે મિકદાર ( પુર્ણ મિલ્કત ) ખબર નહોય તો ખુમ્સ અદા કરી દેવા પછી એ વધુ મિકદાર હરામનું હલાલ થવું મુશ્કીલ સ્થળ છે. અહવત (વજુબી) એ છે કે વધારે મિકદારને અંજાણ માલીકના વધુ મિકદારમા ખર્ચ કરે પરંતુ જો માલનો માલીક અને માલની હદ બન્નેની જાણ થઇ જાય તો માલીકને એનો માલ પ્હોંચાડવો જોઇએ, અને હદ ( મિલ્કત ) ની ખબર હોય અને માલીકની ખબર ન હોય તો માલીકની જાણથી નિરાશ થઇ જવા પછી એ માલને મુળ માલીક તરફથી ખૈરાત કરવી જોઇએ. જોઇએ તો સાદાતને આપી દે, અથવા અવામ [ આમ ] ને, એના માટે હાકીમે શરઅની રજા લેવાની જરૂરત નથી અલબત્તા અહવત [ એસ્તેહબાબી ] એ છે કે હાકીમે શરઅની રજા મેળવ્વામાં આવે અને એ માલ ગ્યર સાદાતને વ્હેચી આપે, પરંતુ એટલી જાણ હોય કે ગુમ થયેલો માલીક સય્યદ છે તો સાદાતને આપી શકાય છે. અને જો મલીક ખબર હોય અને માલની મિલકતની ખબર ન હોય તો જેટલી ખરેખરી મિલ્કત હોય એટલી હદે આપવું પુરતું છે. જો પ્રથમ સ્થિતી [ મિલકતની ] જે એની જાણમાં છે, એના ધારવા પ્રમાણે વધારે હતી, જેમ કે કોઈ માણસને ખબર હોય કે ફલાણા માણસના દસ રૂપ્યા મારી કને હતા અને તેમાંથી પાંચ રૂપ્યા ખચ્ચીત પાછા વાળી આપ્યા છે, અને એ પછીનાને માટે શંકા પેદા થાય કે એ પછી પણ આપ્યા છે કે નહિ, જો બન્ને બાબદ માંથી એક સબંદી નકકી થઇ જાય તો ખૈર નહિ તો પુરાપાંચ રૂપ્યા બાકીના માલીકને આપવા જોઇએ.

નફા સબંદી અને કોઇ પણરીતે પ્રાપ્ત કરેલ ફાયદા સબંદી ખુમ્સ ત્યારે લાગું પડશે, કે જ્યારે પોતાના અને પોતાના બાલબચ્ચાઓનો વર્ષ ભરનો ખર્ચ કાઢી લેવા પછી કંઇ બાકી રહે, ભલે પછી બાકીની મિલ્કત કેટલીપણ ઓછી કેમ ન હોય, ખર્ચ

માટે એના રિવાજ પ્રમાણેનાં ખર્ચને લક્ષ્મા રાખવામાં આવશે જો કોઈ માણુસ રિવાજ પ્રમાણેના ખર્ચ કરતાં વધારે કરે તો એ માણુસને જોખમે લેખવામાં આવશે, અને વધારેના (કરેલ) ખર્ચમાથી પણ ખુમ્સ આપવું પડશે પરંતુ જો કોઈ માણુસ પોતા ઉપર તંગી (હદબ્દારની ખોટી કર કસર ) કરે તો બચત વધારે થઇ જાય તો અહવત (વજુબી) એ છે કે પુરી બચતમાંથી ખુમ્સ આપે, કનીઝ, ગુલામ, સ્વારીનાં જાનવર, વાસણ, પુસ્તકો, વસ્ત્રો મકાન, અને એ પ્રમાણેની દરેક જરૂરતોનો ખર્ચ વર્ષ ભરના ખર્ચમાં ભેગુ છે. એવીજ રીતે સદકો, હદયો, નિકાહનો ખર્ચ મ્હેમાની, હલાલ મુસાફરી, જેમકે ઝયારત સુન્નતી હજ્જ વિગેરે સર્વ ખર્ચો વર્ષ ભરના ખર્ચમાં ભેગુ છે. એવી જરીતે જે ખર્ચ નઝર વિગેરે ને કારણે કોઈ માણુસપર આવી ગયું હોય અથવા કંઈ કફ્ફારા એનીપર એ વર્ષમાં લાઝીમ થઇ પડયા હોય અથવા વાજીબ હજ્જનો ખર્ચ એ વર્ષમાં લાગુ થઇ ગયું હોય એ સર્વ વર્ષ ભરના ખર્ચમાં ભેગુ લેખાશે. બલ્કે કોઈ માણુસ વર્ષોથી રૂપ્યા એકઠા કરતો આવ્યો હોય અને મોજુદ વર્ષમા રકમ પુરી ભેગી થઈ જાય અને એનાથી હજ્જ પડવા જાય તો એ પણ વર્ષમાંના ખર્ચમાં લેખાય, અને જો આ વર્ષે હજ્જ કરવા ન જાયતો,એની મિલ્કત (મુડી) વર્ષ ભરના ખર્ચમાં નહિ લેખાશે એને ખુમ્સ આપવું પડશે બલકે જો કોઇ માણુસ કોઇ કારણ વગર હજ્જપર ન ગયો હોય તો અહવત (વજુબી) એ છે કે એ મુડીનું ખુમ્સ અદા કરે ભલે પછી એની એ રકમ ભાંગી જાય, એવીજ રીતે વર્ષ ભરમાં જે કરઝ અદા કરે અથવા નુકસાન ઉપાડવું પડે, તો એ પણ વર્ષ ભરના ખર્ચમાં છે. ભલે પછી, જેમકે ખોવાઇ ગયેલી વસ્તુનો બદલો આપ્યો હોય. એવીજ રીતે જો કોઇ માણુસને માથે કંઇ કરજ હોય જેને પોતાના અખ્તયાર થી પોતાપર લીધુ (કેરવ્યુ) ન હોય, જેમકે કફ્ફારો અથવા કોઇના માલને કારણે નુકસાન થયુ હોય તેનો બદલો આપવાનો હોય, જેને પ્રથમથી અદા કરવા મટે શકિતવાન હોય અને ન આપ્યું હોય અથવા શકિતવાન ન થયો હોય. અને આ વર્ષમા અદા કરે તો વર્ષભરના ખર્ચમાં લેખાશે. અને જો ગયા વર્ષના ખર્ચ પુરો કરવાને માટે કોઇ માણુસે કરજ લીધુ હોય અને એ વર્ષ પછી એને અદા કરે તો આ (ચાલુ) વર્ષના ખર્ચમાં એને લેખવું મુસ્કીલ છે. અહવત (બજુબી) એ છે કે ચાલુ વર્ષના ખર્ચમા નહિ લેખાય, જો કોઈ માણુસને માટે શકય હોય કે એ પોતાના વર્ષ ભરનો ખર્ચને, વ્હેપાર, કારીગરી વિ: ની આમદની ઉપરાંત બીજા માર્ગે પુરૂ કરે, જેમકે કોઇ માણુસને વારસામાં કંઇ માલ મળ્યાં હોયતો અવલા બલ્કે અહવત (એસ્તેહબાબી) એ છે કે વર્ષ ભરના ખર્ચને આમા (વારસામાં) લેખે.

વર્ષની શરૂઆત, દરેક પ્રકારના વ્હેપારમાં એ વખતે સમજવામાં આવશે કે જ્યારથી એ માણુસ એને શરૂ કરે. અને એ ઉપરાંત બીજા ધંધામાં નફો મેળવ્વા ના વખતથી વર્ષ શરૂ થશે.

વર્ષના અર્થ એ છે કે ચંદ્ર પ્રમાણે બાર મહિના પુરા થઇ જાય,

દરેક પ્રકારની આમદની ના માર્ગની આમદનીમાં ખુમ્સ વાજીબ થવા માટે કોઈ નિસાબ મુકર્રર નથી, અને ન એપણુ શરત છે કે વર્ષ વિતીજાય, બલ્કે આવક થતાંજ, ભલે પછી એ કેટલું પણ ઓછું હોય, ખુમ્સ તુરતજ લાગુ થઇ જાય છે. પરંતુ ખુમ્સ અદા કરવા માટે વર્ષ પુરા થવા લગી મુલતવી રાખવું જાએઝ છે. જેથી વર્ષ ભરનો ખર્ચ એમાથી કાઢવા ( નું સમજવા ) માં આવે. એ ઉપરાંતની બીજી ચીઝોમાંથી ખુમ્સ આપવું તુરતજ વાજીબ થઇ જશે, વેળ લગાડવી જાએઝ નથી.

## ખુમ્સની વ્હેચણી અને એનો ખર્ચ

ખુમ્સના છ ભાગો થાય છે. જેમાથી. ત્રણ હિસ્સા ઇમામનાં છે, જે આવખતે હઝરત સાહેબુલ અમ્ર અજ્જલલ્લાહો ફરજહુ નો હકક છે. અને બીજા ત્રણ ભાગોમાં યતીમો, મિસ્કીનો અને મુસાફરોનો હકક છે, જેઓ સાદાત છે.

ખુમ્સ અદા કરવામાં કસદે (નિય્યત) કુરબત જરૂરનું છે. જેમકે ઝકાતમાં બ્યાન થઇ ગયું છે. જોઇએ તો માલીક પોતે અદા કરે, જોઇએ તો એનો વસિ, ખુમ્સ કાઢે પરંતુ કાફરે ઝીમ્મી, મુસલમાન પાસેથી ખરીદેલી ઝમીનનું જે ખુમ્સ અદા કરે છે એના માટે કુરબતના કસદની જરૂરત નથી.

ખુમ્સના જે માલનો ભાગ ઇમામને આપવામાં આવે એને મુકર્રર કરવું જરૂરનું છે. પરંતુ ઇમામના માલના ભાગ ઉપરાંતના હિસ્સામાં મુકર્રર કરવું જરૂરનુ નથી.

જો કોઈ માણસે ખુમ્સ મુકર્રર કરી લીધું અને કોઇ મુજતહેદ અથવાં ફકીરને આપી દીધુ તેપછી માલીકે એનાથી ફરવું જાએઝ નથી.

## હકકદારોની શરતો

ઇમામ અ:સ: ઉપરાંત બીજા હકકદારો સબંદી નિચે પ્રમાણે શરતો છે.

(૧) ખુમ્સ લેવા વાળો મોમીન ઈસ્નાઅશરી હોય. પરંતુ આદીલ હોવું જરૂરનું નથી.

(૨) હાશમી એટલે હઝરત હાશમ, જદ્દે જનાબે રિસાલત મઆબ ની ઔલાદમાંથી હોય. બાપ તરફથી (એટલે બાપનું ) હાશમી હોવું જરૂરનું છે. માત્ર માં (નુ) તરફથી હાશમી હોવું પુરતું નથી.

(૩) યતીમ અને મિસ્કીનોનું ફકીર હોવું, ફકિરનાં અર્થ આગળ બ્યાન થઇ ગયા છે. મુસાફર સબંદી શરત છે કે જે શહેરમાં એને ખુમ્સ આપવામાં આવે એ શહેરમાં એ બિચારો (આજીઝ, લાચાર) હોય.

ખુમ્સને એ ત્રણે રીતે વ્હેચણી કરવી વાજીબ નથી અહવત (બજુબી) છે કે એક વર્ષના ખર્ચથી વધુ કોઇને આપવામાં ન આવે બલ્કે મુસાફરને એની જરૂરત કરતાં વધુ આપવું જાએઝ નથી. ફકિર (ગરીબ મોઅમીન) નું વર્ષ ખુમ્સની રકમ, એના હાથમાં પ્હોંચવાંના વખતથી લેખાશે.

ખુમ્સ આપવા સબંદીના હુકમોમાં ઇમામના હિસ્સામાં અને બીજા સર્વ હિસ્સામાં પણ ઇમામે ઝમાનના ઝહુર અને ગયબતમાં કંઇ તફાવત નથી પરંતુ ખુમ્સનાં બીજા હિસ્સાને મુજતહેદની રજા વગર સાદાતને આપી શકાય છે. પરંતુ ઇમામના હિસ્સા સબંદી મુજતહેદે આદીલને અખ્તયાર છે. ભલેપછી એ આ'અલમ ન હોય.

જો કોઇ માણસ ઇમામનાં હિસ્સાને મુજતહેદની રજા વગર સાદાતને આપી દે તો અહવત (એસ્તે હબાબી) એ છે કે. બીજી વખતે મુજત હેદને આપે એ પણ થઇ શકે છે કે જો મુજતતહેદ એ ખર્ચને જારી રાખે તો એજ અદા કરેલ ખુમ્સ પુરતું છે એ શરતે કે ખુમ્સનો હક્ક યોગ્યપણે ખર્ચાયો હોય, અને જો મુજતહેદ લગી પ્હોંચાડવું શકય ન હોય, અને ન મુજતહેદ કને પ્હોંચડાવા લગી એ માલનું રક્ષણ કરવું શકય હોય ન તો જાએઝ છે કે માલીક પોતે અથવા સાહેબાને અદાલત મોમીન ના હાથે ખુમ્સનો માલ સાદાતને અદા કરે.

કોઇ સય્યદ ખુમ્સની મોટી રકમ સબંદી થોડી રકમ પર સંતોષાઇ જઇ અન્ય સાદાતના હક્કોનો નાશ કરવાને હક્કદાર નથી. જે માણ ઉપર ખુમ્સ વાજીબ હોય એને જાએઝ નથી કે ખુમ્સને પોત પર કરઝ (તરીકે) રાખે અને માલમાં વાપરવાં માંડે, અલબત્તા જો મુજતહેદે આદીલ રજા આપે તો કંઇ વાંધો નથી.

જો કોઇ માણસનું કોઇ કરજ (લેણું) કોઇ સય્યદ ફકીરને માથે હોય, અને એને ખુમ્સ અદા કરવું હોય તો એ, એ મતલબને સાદાતનાં ખુમ્સનાં હિસ્સામાં લેખી (વાળી) શકે છે. અને કરજદાર સય્યદને એની ખબર કરવાની પણ જરૂરત નથી, એવીજ રીતે ઝકાતનો પણ હુકમ છે. અને જો કોઇ માણસ કોઇ સય્યદને મોહતાજ સમજી ખુમ્સ આપે, અને પાછળથી ખબર પડે કે એ મોહતાજ ન હતો તો એનીપર સંતોષ કરવો મુસ્કીલ છે. અહવત (વજુબી) એ છે કે બીજીવાર અદા કરે.

## નઝર

નઝરનો સિગો ચાર રિતે જાહેર થઇ શકે છે.

(૧) જેમકે કોઈ માણુસ કહે **ઇન રઝકત વલદન ફલીલ્લાહે અલય્યા સેયામો શહરીન** (જો મારે ત્યાં બાળક પૈદા થાય તો હું ખુદાને માટે એક મહિનાના રોઝાં રાખીશ.)
આ નઝરને નઝરે બર્ર કહે છે.

(૨) જેમકે કોઈ માણુસ કહે **ઇન્ના સુફી મરીઝી ફલિલ્લાહે અલય્યા સદકતન ઇશ્રી-ન દિરહમન** (જો મારા દરદીને આરામ થઈ જાય તો હું કુરબતન એલલ્લાહ વીસ દિરહમ સદકો કરીશ.) આને, નઝરે શુક્ર, કહે છે

(૩) જેમકે કોઇ માણુસ કહે. **ઇન તરકતો સલાતલ લયલે ફલિલ્લાહે અલય્યા સવ્મો યવ્મીન.** જેહું રાત્રની નમાઝ તર્ક કરૂ તો ખુદાની બારગાહમાં એક રોઝો રાખીશ આને નઝરે ઝજર. (રક્ષણની નઝર) કહે છે.

(૪) કોઇ માણુસ કોઇપણ જાતની શરત વગર, ધારોકે આ પ્રમાણે બોલે. **લીલ્લાહે અલય્યા સેયામો શહરીન** આને "નઝરે તબરરૂઅ" (કોઇ એક કામની નઝર) કહે છે.

મઝકુર તમામ સિગાઓને અરબી સિવાય, બીજી ભાષામાં પણ કહેવાથી નઝર દુરૂસ્ત થઇ જશે.

## નઝર (માનતા) કરનારની શરતો,,

નઝર કરવાવાળા સબંદી થોડી એક શરતો છે.

(૧) મુકલ્લીફ એટલે બાલીગ અને આકીલ હોય (૨) નઝરની ઇચ્છા ધરાવતો હોય (૩) શકિતશાળી હોય. એટલા માટે, બાળક અને દિવાના અને એ માણુસના, જે કોઇ પણ ઇરાદા વગર બ્યર્થ બકબક કરતો હોય, અને એ માણુસ, જેને કોઇએ મજબુર કરેલ હોય, એની નઝર દુરૂસ્ત નથી (૪) ગુલામ અથવા પત્નિ નઝર કરે તો, જો ગુલામની નઝરથીં આકાના હકકોમા, અને પત્નિની નઝરથી પતિનાં હકકોમાં કોઇ રૂકાવટ થતી હોય તો, ગુલામને આકાથી અને પત્નિને પતીથી રજા લેવી જરૂરનું છે. બલ્કે સ્ત્રિની દરેક નઝર સર્વ ઉમરે ખયરમાં જોઇએ તો એ, ધણીનાં હકકોમાં લેશપણ આડ ન હોય છતાં ધણીની રજા વિનાં એની નઝર સહી થવી મુશ્કીલ છે. જો કે અકવા એ છે કે સહી છે. એવીજ રીતે દિકરો નઝર કરે તો અહવત (બજુબી) એ છે કે બાપની રજા લઇને કરે અને આ ત્રણે પ્રકારની વ્યકિતઓ જો વગર રજાએ નઝર કરે, અને આકા, ધણીકે બાપ પાછળથી એ નઝરને કબુલ રાખેતો નઝર સહી થઇ જશે. પરંતુ દિકરાને માટે જરૂનું નથી કે નઝરને માટે માંથી રજા લ્યે, અથવા નઝર કરવાં પછી માં એને કબુલ રાખે.

અફવા એ છે. નઝર કરનારને માટે મુસલમાન હોવું જરૂરતું નથી. જો કોઈ કાફર કોઇપણ નઝર કરે તો એપણ દુરૂસ્ત છે. ભલે.પછી નઝર કોઇ ઇબાદત પણ કેમ ન હોય.એટલા માટે કે કાફરને માટે મકદુર છે. કે એ ઇસ્લામ લાવ્વા માટે શકિત ધરાવે છે.

## નઝરની બે શરતો

જે માણુસ નઝર માને એને માટે બે શરતો છે.

(૧) જે માણુસ જે કામ કરવા માટે અથવા જે અમલને તરક કરવા સબંદી નઝર કરે, એ માણુસ એ કામ કરવાં અથવા એ અમલને તરક કરવા માટે શકિતવાન હોય.

(૧) એ કામ (કરવાનું) અથવા તરક (અમલ) જેની નઝર માની છે. ઉત્તમ હોય (છે) કે એને ખુદાવંદે આલમની ખુશ્નુદી ને માટે કરાર કરવામાં આવતું હોય. ભલે પછી કોઈ માણુસ વાજીબ, કે મુસ્તહબ હુકમ બજાની લાવ્વાની નઝર કરે અથવા કોઇ હરામ કે મકરૂહને તર્ક કરવાની, અથવા કોઇ માણુસ, ધારો કે કોઈ મુકરર દિવસે રોઝો રાખવાની નઝર કરે, અથવા માત્ર એક રોઝો રાખવાની નઝર કરે અને દિવસ મુકરર ન કરે, જો દિવસ મુકરર કરી લીધો હોય તો ખાસ એજ દિવસે રોઝો રાખવો વાજીબ અને એ દિવસે રોઝો ન રાખવો અને સફર કરવી નાજાએઝ છે. જો એ દિવસે મુસાફરીમાં હોય તો અફવા એ છે કે બનતા પ્રયત્ને વાજીબ છે કે પોતાના વતનમાં પાછો આવે, અથવાં જ્યાં પણ હોય ત્યાં દસ દિવસ થોભવાનો ઇરાદો કરે અને એ દિવસે રોઝો રાખે. પરંતુ જો કોઈ માણુસે નઝરજ એવા પ્રકારની કરી હોય કે હું ફલાણે દિવસે, જોઇએ તો સફરમાં હોઉ કે હિઝરમાં, રોઝો રાખીશ તો સફર જાએઝ છે. અને વતનમાં આવ્વું અથવા દસ દિવસ કયામનો ઈરાદો કરવો જરૂરનું નથી. જેમકે રોઝાનાં બ્યાનમાં, બ્યાન થઈ ગયું છે. બલ્કે કોઇ માણુસ એ રીતે નઝર કરે કે હું ફલાણે દિવસે સફરમાજ રોઝો રાખીશ તો આવી હાલમાં એ દિવસે સફર કરવી પણ વાજીબ થઇ જશે. પરંતુ જો એની ઇચ્છા એ હોય કે જો હું એત્તેફાકન (કદાચ) એ દિવસે સફરમાં ચાલ્યો ગયો તો પણ રોઝો રાખીશ તો સફર કરવી વાજીબ નહિ થાય અને મઝકુર ઉકત ત્રણ સુરતોમાં જો એ માણુસ એ દિવસે રોઝો ન રાખે તો એ દિવસની કઝા બલ્કે કફ્ફારો પણ વાજીબછે. અને જો કોઈ શરઅઇ આડ ઉતપન્ન થઈ જાય, જેને અંગે રોઝો ન રાખી શકે, જેમકે એ વખતે બિમાર થઇ જાય અથવા સ્ત્રિને હયઝ આવે, અને મજબુરન સફર કરવી પડે તો માત્ર કઝા વાજીબ થશે. પરંતુ જો નઝર બજાવી લાવ્વાનો કોઈ વખત મુકરર ન કર્યો હોય. તો જ્યારે ચાહે બજાવા લાવે, અદા છે.

## બાબુલયમીન [કસમ]

યમીનનાં અર્થ એ છે કે કોઇ માણસ. ખુદાના નામની કસમ ખાય, કે હું ફલાણું કામ કરીશ. અથવા ફલાણું નહિ કરૂ. અને ખુદાના નામ વગર અને ખુદાનું નામ લઇને સિગો જારી કર્યા વગર કસમ સહી નથી. કસમનો સિગો અરબ્બી ઉપરાંત બીજી ભાષામાં પણ પડી શકાય છે.

કસમ ખાનારનું બાલીગ, આકીલ અને સાહેબે અખ્તયાર હોવું જરૂરનું છે અને એકે ઇરાદા પુર્વક કસમ ખાય અને જેવસ્તુ સબંદી કસમ ખાય એનું બજાવી લાવ્વું શકય હોય. અને જેમકે મશહુર કોલ તરફ મન્સુબ છે.

ગુલામને કસમને માટે આકાથી રજા લેવી જરૂરનું છે. બલ્કે સ્ત્રિ અને બાળકને માટે ધણી અને બાપની રજા પણ જરૂરી છે, પરંતુ આ હુકમ અમને ખબર નથી. અલબત્તા જો ધણી અથવા બાપ પાછળથી મના કરે તો કસમ સહી નહિ થાય. અને જો સ્ત્રિ અથવા બાળક, વગર ખબર કરે કસમ ખાયલે, તો ધણી અને બાપને એ કસમ, ભાંગી નાખવાનો હકક છે. અહવત (એસ્તેહબાબી) એ છે કે સ્ત્રિ [ પત્નિ ] અને બાળક રજા લઇને કસમ ખાય.

જે હુકમ સબંદી કસમ ખાવામાં આવે, એ જરૂરનું નથી કે એ કોઇ શ્રેષ્ઠ ભાગ ધરાવતો હોય. જો કે કોઇ મુબાહ હુકમ બજાવી લાવ્વા અથવા તર્ક કરવાની કસમ પણ દુરૂસ્ત છે. જોઈ માણુસ કસમ ખાઈ, એને પુરી ન કરે તો કફ્ફારો અદા કરવો વાજીબ છે.

## અહદ (વાયદો)

અહદમાં પણ એજ હુકમો જરૂરી છે, જે શરત કસમમાં છે. અહદના સિગાની રીત આ છે. જેમકે કોઈ માણુસ કહે **આહદ તોઅલ્લાહ અન અસુ–મ શહરન** મેં ખુદાથી અહદ કરી લીધો છે, કે એક મહિનાનાં રોઝા રાખીશ. અથવા **આહદ તોઅલ્લાહે મતા શુફી મરીઝી અન અ–ત સદ્દક બેઇશરી–ન દિરહમન** મેં ખુદાથી અહદ કરી લીધો છે કે જયારે મારો બિમાર સાજો થશે તો હું વીસ દિરહમ સદકો કરીશ.

જો કોઇ માણુસ અહદની વિરૂદ્દ કરે તો એનો કફ્ફારો એજ છે જે માહે રમઝાનના રોઝાના ઇફ્તાર કરી લેવાનો છે. એ અખ્તયાર છે જોઇએ તો એક ગુલામ આઝાદ કરે, અથવા સાઠ મીસ્કીનોને જમાડે અથવા એક પછી એક, બે મહિનાનાં રોઝા રાખે.

જો કોઇ માણુસ કસમને પુરી ન કરે તો એને અખ્તયાર છે કે જોઇએ તો એક મોમીન ગુલામ આઝાદ કરીદે અથવા દસ મિસ્કીનોને ખાવું ખવડે અથવા દસ મીસ્કીનોને વસ્ત્રો આપે અથવા તો એકપછી એક ત્રણ દિવસ રોઝા રાખે.

નઝર ની વિરૂદતાનો કફ્ફારો જોકે કોલ પ્રમાણે મશ્હુર એજ છે, જે અહદને માટે છે. પરંતુ કસમનો કફ્ફારો અને નઝરનો કફ્ફારો એકજ પ્રમાણે હોવું અસ્થાને છે.

# નિકાહ

કોઇ સ્ત્રિ જોડે ચાર રિતોમાંથી એક રીતથી સંભોગ જાએઝ થઇ શકે છે.

(૧) અકદે દાએમા એટલે નિકાહ ( કાયમ ) ( ૨ ) અકદે મુન્કતઅ (એટલે મુતાઅ ) (૩) મિલ્કે યમીન (કનીઝી) (૪) તહલીલ ( એટલે કોઇ માણુસ પોતાની કનીઝ બીજાને માટે હલાલ કરી દે.

મજકુર ચાર રિતોમાંથી પ્હેલી, બીજી અને ચોથી રિતમાં સિગો લાઝમી છે. સિગામાં માત્ર સ્ત્રિ તરફથી ઇજાબ (કબુલાત ) હોય અને પુરૂષ તરફથી કબુલ, કેમકે **નિકાહનું કામ બહુ સખત છે.** એટલા માટે એમાં એહતયાત લાઝીમ છે. **એટલા** માટે અગત્યનું છે કે સ્ત્રિ અને પુરૂષને નક્કી કરી દેવામાં આવે અને મ્હેર પણ મુકરર કરી લેવામાં આવે અને ઇજાબ અને કબુલમાં **ફરાદે ઇન્શાઅ** માઝી (ભૂત કાળ) ના સિગાનો ઉપયોગ કરવામાં આવે, અને શકય શરતે અરબ્બી ભાષામાં સિગા પડવામાં આવે. જો સ્ત્રિ અને પુરૂષ બન્ને, જાતે, અરબ્બીમા સિગા પડી શકતા ન હોય તો પોત-પોતાનો વકીલ મુકરર કરે અને પ્રથમ ઇજાબ નો સિગો હોય અને પછી કબુલનો. અકદ [ નિકાહ] પડવાળા બે માણુસ હોવા જોઇએ. એક સ્ત્રિ અથવા સ્ત્રિ તરફનો વકીલ બીજો પુરૂષ અથવાં પુરૂષ તરફનો વકીલ, જો સ્ત્રિ, પુરૂષ જાતે સિગો જારી કરેતો આ રિતે હોવા જોઇએ.

જેમકે સ્ત્રી બોલે:—**અન્કહતો ક નફસી અલસ્સેદાકીલ મ'અલુમ.**

નિકાહમાં આપી મે નફસને મારી તારા (નફસની) સાથે મ્હેરની જાણુ ઉપર.

તુરતજ પુરૂષ કહે:—**કબીલ્તુન્નેકાહ લેનફ્સી અલસ્સેદાકીલ મ'અલુમ**

[કબુલ કર્યા મે નિકાહને મારા નફસને માટે મ્હેરની જાણુ ઉપર]

જેમકે સ્ત્રિ બોલે:—**ઝવ્વજતો ક નફસી અલસ્સેદાકીલ મઝકુર**

(જવજીયત (સ્ત્રિપણા માં) આપી મે મારી નફસને તારા (નફસ) સાથે મઝકુર ( મુકરર થયેલ ) મહેર ઉપર )

તુરજ પુરૂષ બોલે:—**કબીલતુત તઝવી જ લેનફ્સી અલસ્સેદાકીલ મઝકુર**

( કબુલ કરી મે તજ્વીજમા નફસને તારી મુકરર મ્હેર ઉપર.

સ્ત્રિ કહે:—**ઝવ્વજ તો ક બેનફ્સી અલલ મહેરીલ મઝકુર**

મઝકુર ( મહેરીલ અને સદાકીલ બન્ને અર્થ એકજ છે. )

**પુરૂષ કહે:—કબીલ્તુત તઝવી જ લેનફ્સી અલલ મહરીલ મઝકુર**

સ્ત્રિ કહે:—**અન્કહુતો ક નફસી મિન્નફસે ક બિસ્સેદાકીલ મઝકુર**

પુરૂષ કહે:—**કબીલ્તુ-નેકાહ લેનફ્સી બિસ્સેદાકીલ મઝકુર**

અને તેમ એ છે કે આ સર્વ સિગાઓ જારી કરવામાં આવે.

મુતાઅમાં પણ મજકુર ઉપર પ્રમાણેની એહતયાત તરક કરવામાં ન આવે મુતાઅમાં સ્ત્રિ, પુરુષના નક્કી કરવા ઉપરાંત મહેર મુકરર કરવી, અને મુદ્દતનુ મુકર કરવુ પણ અગત્યનું છે. એ રીતે કે એ મુદ્દત ની હદ બંધાઇ જાય. જો મુતાઅનો સિગો જવન્યન (સ્ત્રિ અને પુરૂષ) પોતે પડે તો એની રીત આ છે.

પ્રથમ સ્ત્રિ બોલે:—**મુત્ત'અતો ક નફ્સી ફિલ મુદ્દતલીલ મ'અલુમતે બીલ મહરીલમ'અલુમ**

(મુતઅમાં આપી તુને મારી નફ્સને મુંદ્દતની જાણ ઉપર અને મ્હેરની જાણપર)

પુરૂષ તુરતજ બોલે,:—**કબીલ્તુત્તમત્તઅ લેનફ્સી બિલ મહરીલ મ'અલુમ,**

(કબુલકર્યા મુતાઅને મારાનફસને માટે મ્હેરની જાણ (ઠરાવ) પર)

અથવા સ્ત્રિ કહે:—**અન્કહતે ક નફ્સી ફિલ મુદ્દતીલ મ'અલુમતે બિસ્સેદાકીલ મઝકુર**

(નિકાહમાં આપી મે મારીનફ્સ તુને, મુદ્દત અને મહેરની જાણ (ઠરાવ) પર)

પુરૂષ જવાબમાં કહે:—**કબિલ્તુન્નિકાહ લેનફ્સી હાકઝા**

કબુલ કર્યા મે નિકાહને આ ઠેરવેલ શરતપર

સ્ત્રિ કહે:—**ઝવ્વજતો નફ્સી નફ્સે ક ફિલ મુદ્દતીલ મઝકુરતે બિલ મહેરીલ મ'અલુમ**

(મે ઝવજીયત (સ્ત્રિ હક) માં આપી મારી નફસ તારી નફ્સને, મુદ્દત અને મ્હેરની જાણ (ઠરાવ) પર.)

પુરૂષ જવાબમાં કહે:—**કબીલ્તુત તઝવી જ લેનફ્સી હાકઝા**

(કબુલ કર્યુંમે ઝવજ્યતને મારા નફ્સને માટે ઠરાવપ્રમાણે.)



(૧) જે માણુસ ખુદ અરબ્બીનું વ્યાકરણ અને સિગાની આંતરીક બાબદોને પુર્ણપણે જાણતો નહોય, એ ગુજરાતી ભાષા પરના અરબ્બી હરફ ઉકેલવાને કારણે નિકાહ ન પડે બ્હેતર છે. સીગાની રીતો, ગુજરાતીમાં માત્ર સમજવા માટેજ રજુ કરી છે ઉપરાંત અરબ્બી ભાષામાં–અ–શબ્દ અયન, અને અલીફનાં ઉચ્ચાર અને અર્થમાં ઘણો ફર્ક છે. તેવીજ રીતે ઘણાએક શબ્દો છે. જેનું ધ્યાન પુર્ણપણે ન હોવાથી નિકાહ સહી થવાને ઠેકણે મ્હેનત બરબાદને ગુનાહ લાઝીમ થઇ જવાનો સંભવ રહે છે. તેમજ કસ્દે ઇન્શાહ ખાસ સમજવું જરૂરનું છે. "અમીન

સ્ત્રિ અને પુરૂષ બન્નેને માટે જાએઝ છે કે સિગા જારી કરવા (પડવા) માટે દરેક પોતા તરફથી કોઈને વકીલ મુકરર કરે, અથવા બન્નેમાંથી કોઈ એક (જેને આવડતું હોય તે, એક બીજાનો વકીલ થઈને પડી શકે છે) સીગો જારી કરે. અને બીજો એક પોતા તરફથી વકીલ મુકરર કરી દે. સામાવાલા તરફથી વકીલાતની હાલતમાં વકીલ **અનકહતો ક, અથવા ઝવ્વજતો ક અથવા મુત્તઅતો ક**,ની જગાએ **અન્કહતો, અથવા ઝવ્વજતો, કે મુત્તઅતો મુવક્કેલક**, કહેવું જોઈએ, અને કબુલના સિગામાં **લેન ફસી** ની જગાએ **લેમાઅક્કેલી** થઈ જશે.

## નિકાહના હુકમો

સ્ત્રિ અકદ (નિકાહ-સબંદ)નો સિગો જારી થતાને વાજ મ્હેરની માલીક થઈ જાય છે. અને એને જાએઝ છે કે સમાગમમાં (સંભોગ થયા) પહેલાં આખી મ્હેરની માંગણી કરે, અને મ્હેર વસુલ કર્યા વિનાં પોતાને (સબંદમાં આપવા) માટે, મોકો આપવા મનાં કરે પરંતુ સમાગમ (સંભોગ)માં આવી જવા પછી સ્ત્રિને (મ્હેરનો) હક્ક બાકી નથી રહે તો અલબત્તા જો નિકાહમાંજ એ શરત થઈ જાય કે મ્હેરનો પુર્ણ કે થોડો ભાગ એક મુકરર મુદ્દત પછી અદા કરવામાં આવશે, તો એ શરતને (પુરૂષે) પુરી કરવી લાઝીમ છે, ઓછા અને વધારે મેહરની કોઈ હદ નથી એક સ્ત્રિની મ્હેર એટલી હદે પણ થઈ શકે છે, કે એનો પતિ એને માત્ર કુરઆનનો એક સુરો શિખવી દેશે. મુસ્તહબ (સુન્નત) એજ છે કે મેહર ઓછી હોય મહેર સુન્નત પાંચસો દિરહમ છે; જે વર્તમાન યુગમાં કરાનથી જે એક મીસ્કાલ શયરફીનો થાય છે. 262½ (૧) કરાનના બરાબર થાય છે.

સ્ત્રિપર વાજીબ છે કે એ પોતાના પતિને દરેક રીતે શોખ થવાનો સમય આપે. અને પતિપર વાજીબ છે કે પોતાની સ્ત્રિને શકિત પ્રમાણે રિવાજી એના ખોરાક, વસ્ત્ર, મકાન, નોકર વિગેરેનો ખર્ચ પુરો કરે, એવીજ રીતે પુરૂષ પર વાજીબ છે કે એની સ્ત્રી જે તલાક અપાયેલી છે. જે અત્યારે એના ઇદ્દામાં હોય એનો ખર્ચ પણ અદા કરે. પરંતુ મુતલક્કા બાએનહ (તલાકે બાએનવાળી) નો ખર્ચ આપવો વાજીબ નથી. જે કોઈ માણસ સ્ત્રિનો ખર્ચ ન આપે તો એ (પુરૂષ) ને માથે કરઝ બાકી રહેશે પરતુ એ નાફરમાન હોય અને પતિને સમાગમમાં આવવાનો સમય ન આપેનો એ આવી સ્થિતીમાં ખર્ચ અને હમખવાબીની હકકદાર નહિ થાય, અને ગુનેહગાર થશે. આવી હાલતમાં પતિને જોઈએ કે પ્રથમ એને નસિહત કરે (સમજાવે) અને જો કબુલ ન કરે તો એનાંથી મો ફેરવી (રિસાઈ) પોઢી રહે, જો એમ કરતાં પણ કંઈ ફાયદો ન થાય તો એને સઝા કરે, તેછતા પણ ન માને તો હાકીમે શરઅ ને ખબર આપે, કે એ એને મજબુર કરે, અને જો પતિ, પત્નિ બન્ને એક બિજાથી રિસાએલા હોય તો હાકીમે શરઅ બે માણસોને હુકમ કરે. એક પુરૂષના અકરાબામાનો અને એક સ્ત્રિનાં અકરબા (સગા) માંનો, જેથી કરીને. આ બન્ને જણ એ બન્ને વચ્ચે સંપ કરાવી દે.



(૧) મશહુર એ છે કે શરઅઈ મહેરની હદ એકસો પાંચ અથવા એકસો સાત રૂપીઆ થાય છે.

પુરૂષ જો આઝાદ હોય તો એક વખતમાં ચાર આઝાદ સ્ત્રિઓને વધારેમાં વધારે નિકાહે દાએમી (હમેંશાની)માં લાવી શકે છે. એક આઝાદ પુરૂષનાં નિકાહમાં વધારે માં વધારે બે કનીઝો હોઇ શકે છે. અને જો ગુલામ હોય તો એકી સાથે ચાર કનીઝો સાથે નિકાહ કરી શકે છે. ગુલામને બેથી વધારે આઝાદ સ્ત્રિઓ જોડે નિકાહની રજા નથી એવીજ રીતે આઝાદ પુરૂષને માટે શકય છે, કે જોઇએ તો એકી સાથે ચાર આઝાદ સ્ત્રિઓને પોતાના નિકાહમાં રાખે અથવા ત્રણ આઝાદ અને એક કનીઝ, અથવા બે આઝાદ અને બેકનીઝ રાખે અને ગુલામ એકી વખતે ચાર કનીઝો. અથવા ત્રણ કનીઝો અને એક આઝાદ સ્ત્રિ અથવા બે કનીઝો અને બે આઝાદ સ્ત્રિઓ, પોતાના નિકાહમાં લાવી શકે છે. પરંતુ મુત્તાઅ અને મીલકે યમીનનને માટે કોઈ હદ મુકરર નથી.

દાએમી મન્કુહા (હમેંશાના નિકાહ કરેલ) સ્ત્રિઓ જો સંખ્યા બંદ હોય, બલ્કે બનાબર અહવત (વજુબી) એકપણ હોય; પસજો એ આઝાદ છે તો ચાર રાત્રીમાંથી એક રાત્ર હમખ્વાબી (૧) ( સાથે રહેવા ) નો હકક ધરાવે છે. જો કનીઝ હોય તો આઠ રાત્રમાંથી એક રાત્ર હમખ્વાબીનો (સાથે રહેવાનો) હકક ધરાવે છે, એવીજ રીતે જો આઝાદ હોય. પરંતુ જો મુસલમાન ન હોય અને કિતાબીયા (કુરઆન સિવાયની, આસ્માની કિતાબોને માનનાર ) હોય તો એ પણ આઠ રાત્રીમાંથી એક રાત્ર હમખ્વાબીનો હકક ધરાવે છે. અને જો કનીઝ કિતાબીયા હોય તો એ સોળ રાત્રીમાંથી એક રાત્ર હમખ્વાબીનો હકક ધરાવે છે.

જો કોઈ માણસ કોઇ બાકેરહ ( કુંવારી ) સાથે અકદ કરે, તો સબે અવ્વલ (પ્રથમ રાત્ર) થી સાત રાત્રી એની સાથેની ખાસ છે. અને જો ગ્યર બાકેરહ (રાંડીરાંડ, કે તલાક લીધેલ વિ: ) સ્ત્રિ જોડે અકદ કરે તો ત્રણ રાત્ર બિલ્કુલ એનીજ છે.

પુરૂષને માટે મુસાફરી કરવી જાએઝ છે. અને પુરૂષ જ્યાં લગી સફરમાં રહે, હમ્ખવાબીનો હકક સ્ત્રિનો સાકીત છે. પરંતુ જે મુસાફરી વર્ષો સુધીની લાંબી થાય, જેમકે કોઈ માણસ એવી જગ્યાની મુસાફરી કરે, જ્યાં એ પોતાનું વતન બનાવી રહેતો હોય તો સ્ત્રિની રજા મંદી વગર આવી સફર મુશ્કેલ છે. કેમકે તરઝે અમલ, હુકમે કુરઆન, **આશીરૂહુન્ન બેલમઅરૂફ.** ( એની જોડે ભલાઇથી જીંદગી બસર કરો) ના વિરૂદ્ધ છે. અને ચાર મહિનામાં એક વખત સ્ત્રિનો સંભોગના હકક, હોવાને કારણે, મામલો મુશ્કીલ થઇ જાયછે. આવી હાલતમાં એહતયાત ( વજુબી ) સ્ત્રિને જરૂર રાજી કરી લેવું જોઇએ.



(૧) હમ્ખવાબી નાં અર્થ ખાસ, સમાગમમાં આવ્વાના નથી, પણ એ ઘરમાં રહેવા ( પોઢવાં ) નાં છે. "અમીન"

સ્ત્રિને માટે જાએઝ છે કે એ પોતાની હમખ્વાબીનો હક્ક પતિને બક્ષી દે. અને એ પણ જાએઝ છે કે બક્ષી દેવા પછી ફરીને પોતાના હક્કની તરફ રજુ કરે (બોલાવે).

દાએમી મન્કુહા. સ્ત્રિ જોડે ચાર મહિનામાં ઓછામાં ઓછુ એક વખત સોબત કરવી વાજીબ છે.

## હરામ ઔરતો

જે સ્ત્રિઓ જોડે નિકાહ કરવા હરામ છે એ થોડાએક પ્રકાર ની છે.

**પ્રથમ એ સ્ત્રીઓ જે નસબ, અથવા રઝાઅ (દુધની શિરકત) ને કારણે હરામ છે. એ સાત પ્રકારની છે.**

(૧) માં, દાદી, અને નાની, ભલે પછી કેટલે છેટે ની હોય. (૨) દિકરી, પોતી, નવાસી જોઇએ તેટલે નિચેની હોય. (૩) બ્હેન, (૪) બ્હેનની દિકરી જોઇએ તેટલી પાછલા તબકકાની હોય. (૫) પોતાની ફઈ. બાપની ફઇ, માની ફઈ, દાદા, દાદી, અને નાના નાનીની ફઇ (૬) પોતાની માસી, બાપની માસી, માની માસી, દાદા, દાદી, અને નાના, નાનીની માસી (૭) ભાઈની દિકરી, જોઇએ તેટલી પસ્ત તબક્કાની હોય.

રઝાઅ (દુધ પિવાને કારણે) થી પણ એ સ્ત્રિ હરામ થાય છે જે ઉપર પ્રમાણે વિગત નસબ સંબંદીની આપેલથી હરામ થાય છે. રઝા સબંદી થોડી એક શરતો છે.

(૧) સ્ત્રિને સહી નિકાહથી હમલ રહેલ હોય, અને એનાથી દુધ ઉતપન્ન થયું હોય ભલે પછી દાએમી નિકાહથી હમલ હોય, કે મુતાઅથી અથવા મીલકે યમીનથી અથવા કોઈની કનીઝ હલાલ કરેલ હોય તેનાથી અથવા શંકામાં રહીને પારકી સ્ત્રી જોડે સબંદ થયાથી હમલ રહી જાય.

(૨) દુધ પિવાડવાવાળી સ્ત્રિએ પોતાની હયાતીમાં દુધ પાયું હોય (૩) સ્તનથી દુધ પીધુ હોય એમ ન હોય કે દુધને કોઈ વાસણમાં કાઢી બચ્ચાના ગળામાં રેડી દેવામાં આવે. વળી એ કે બાળક સ્તનને ચુસીને દુધ પીધુ હોય, એમ ન હોય કે સ્તનમાંથી પાધરૂ દુધ ગળામાં ટપકાવામાં આવે. (૪) માત્ર દુધજ હોય, એમાં કોઈ ચીઝ મેળવીને ન પિવાડવામાં આવ્યા હોય. (૫) દુધ એકજ ધણી (થી સોબત) નું હોય, બે ધણીનું ન હોય જો દુધપાવાવાળી બાઇને એનો ધણી તલાક આપી દે, અને એ બીજો ધણી કરે, અને એનાથી હામેલા થઈ જાય, એ પહેલાંના દુધ નો સિલસિલો બીજાથી મળી જાય, અને એ કોઇ બાળકને એ રીતે દુધ પાય, જેમકે દસ વખત સુવાવડ પહેલાં દુધ પાય, જેનો સબંદ પહેલાં ધણી સાથે છે. અને પાંચ વખત સુવાવડ પછી દુધ પાય જેનો સંબંદ પાછલા (બીજા) ધણી સાથે છે. તો આવી હાલતમાં નિકાહની હુરમત જારી નહિ થાય (લાગુ નહિ પડે) એવીજ રીતે કોઇ સ્ત્રિ એક ધણી [ થી પેદે થયેલ ] નું દુધ એક છોકરીને પાય, અને બીજા

ધણી (થી પેદા થયેલ) નું દુધ એક છોકરાને પાય તો એ બન્ને બાળક આપસમાં ભાઈ બ્હેન અને એક બીજાના મહરમ નહિ થાય, જો કે એ સ્ત્રિ બન્નેની રઝાઇ માં(દાઇ) થશે. એવીજ રીતે એ પણ શરત છે પુર્ણું રઝાઅત એકજ દાઇના દુધથી હોય. જો કાઈ બાળક થોડા વખત તો કોઇ માણસની એક સ્ત્રિનાં સ્તનથી દુધ પીએ, અને થોડા વખત એજ માણસની બીજી સ્ત્રિના સ્તનથી, તો આવી હાલતમાં નિકાહ હરામ નહિ થાય.

(૬) બાળકે જે વખતે દુધ પિધુ હોંય, એ વખતે ચંદ્રના હિસાબે એની વય બે વર્ષની અંદરની હોય, પરંતુ દુધ પિવાડવાવાળી માટે એ શરત નથી કે તેણી સુવાવડ પછીથી (લઇને) બે વર્ષની અંદર દુધ પિવાડયું હોય જો કે અહવત ( એસ્તે હબાબી ) એ છે કે દાઇએ સુવાવડ પછીથી બે વર્ષ વિતીજવા પછી દુધ પાયુ હોય તો આપસમાં લગ્ન ન કરે, અને આપસમાં એકબીજાપર મહેરમાનાં હયસીયતથી ( ખોટી રીતે ) નઝર પણ ન કરે.

(૭) બાળક બિમાર ન હોય, કે દુધ પીને ઉલ્ટી કરી દેતું હોય, નહિ તો અહતયાતપર અમલ કરવું જોઇએ.

(૮) બચ્ચુ એટલી હદે દુધ પી લે, કે એ દુધથી માંસ પૈદા થાય, અને હાડકાંમાં શકિત આવી જાય. અથવા એક રાત્ર અને દિવસ એવી રીતે દુધ પિવે કે જ્યારે ભુખ્યો થાય ત્યારે દુધ આપવામાં આવે, અથવા પંદર વખત એક પછી એક, દુધ પીયે અને એટલા વખતમાં કાઈ બીજી સ્ત્રિનું દુધ ન પીવે. અને જો કોઇ બાળક કોઇ સ્ત્રિનુ દુધ દસ વખત એ રીતે પિવે, તો અહવત ( એસ્તેહબાબી ) એ છે કે આવી હાલતમાં એહતયાતને લક્ષમાં રાખવું પડશે. ગરજ કે ઉપલી સર્વ શરતો ઠીક ઠીક થઇ જવાં પછી. એ બાળક દુધપાવાવાળી અને એના પતિને માટે એના ઔલાદની પેઠે થઇ જશે. અને એ સાત પ્રકારની સ્ત્રિઓ જે નસબી, સબંદને અંગે હરામ છે, એની પેઠે રઝાઇ (દાઇ) સબંદથી એ બાળક ને માટે હરામ થઈ જશે. જેમકે એને પોતાની પત્નીની રઝાઇ માતા જોડે કોઇપણ હાલતમાં અકદ (લગ્ન) જાએઝ નથી ભલે પછી સ્ત્રિ મદખુલા ( સોહબત થયેલ ) હોય કે ન હોય, અને જો કોઇ માણસની પત્નિ મદખુલા, કોઈ છોકરીને દુધપાય તો એ છોકરી એ માણસના અકદ ( લગ્ન ) માં નથી આવી શકતી.

વળી મુરતઝઅ (જે બાળકે દુધ પિધુ હોય) નો બાપ અને મરઝેઅહ (દાઇ) ના ધણીની રઝાઇ અથવા નસબી કોઇપણ રીતની દિકરી સાથે અકદ નથી કરી શકતો. જેનાથી હામેલાં થઇને મરઝઅહ (દાઇ) એ આ બચ્ચાને દુધ પિવાડયું છે.

એવીજ રીતે મરઝેઅ [ દાઈ ] ની નસબી છોકરી સાથે પણ મુરતઝેઅ [ દુધ પિનાર બાળક ] નો બાપ અકદ [ લગ્ન ] નથી કરી શકતો. ભલે પછી એ મઝકુર દાઇના પેટથી, બીજા ધણીથી પેદા થઇ હોય, અહિંયાથી સમજાય છે. કે જો કોઇ માણસની [ પત્નિની માતા ] સાસુ ( હકીકી ખુશ દામન ) પોતાના

જમાઈના બાળકને, ભલે પછી એની દિકરીના પેટથી ન હોય દુધ પાય તો, એ માણસની અસલ સ્ત્રી એના ઉપર હરામ મોઅબ્બદ (કાયમને માટે હરામ) થઇ જશે. કેમ કે એ માણસની પત્નિ મરઝઅ (દુધ પાનાર] ની નસબી ઓલાદમાંથી છે. એવીજ રીતે, જેમ કે ઝયદની સ્ત્રિ હિન્દાના બાપ બકરની કોઇ બીજી પત્નિ ઝયદની સોતેલી ખુશદામન ઝયદે મજકુરના કોઇ બાળકને દુધ પાય અને એ દુધ બકરના હમલથીજ ઉતપન્ન થયું હોય તો, ભલે પછી દુધ પિનાર બાળક હિન્દાના પેટથી ન પણ હોય, તો પણ હિન્દા ઝયદને માટે હરામે મોઅબ્બદ થઇ જશે. કેમકે હિન્દા બકરના ઓલાદમાંથી છે. જે સાહેમે સીર છે [ દુધ પીધેકા છે, ]

## બીજી હરામ સ્ત્રિઓ

નસબ અને રઝાઅ [ દુધશરીક ] ઉપરાંત બીજી રીતે પણ થોડીએક પ્રકારની સ્ત્રિઓ જોડે હમેંશા હમેંશાને માટે નિકાહ હરામ છે. એ અગ્યાર પ્રકારની ઔરતો છે.

૧ ખુસ્દામન નો એની દિકરી જોડે લગ્ન થતાની સાથે એ પોતાના જમાઇને માટે હરામ થઇ જાય છે. ભલેપછી અત્યાર લગી એની દિકરી જોડે જમાઇને સબંદ થયેલ ન હોય બલ્કે ભલે પછી એની દિકરીને તલાકપણ આપી દેવામાં આવી હોય. ભાવાર્થ: જમાઇને માટે સાસુ હરામ છે.

૨ એ સ્ત્રિ જે બાપના લગ્નમાં આવી ચુકી હોય, દિકરાને માટે હરામે મોઅબ્બદ છે, એવીજ રીતે જે સ્ત્રિ દિકરાના લગ્નમાં આવી ચુકી હોય એ બાપને માટે હરામે મોઅબ્બદ છે. એવીજ રીતે બન્નેની કનીઝે મલમુસહ [૧] અથવા મન્ઝુરહ પણ એક બીજા માટે હરામ છે. ભાવાર્થ:- દિકરાની બયરી બાપને માટે અને બાપની બયરી, (સગી કે સાવકી માતા) દિકરા માટે હરામ છે તેવીજ રીતે એક બીજાની કનીઝ એક બીજા માટે હરામ છે.

૩ પોતાની મદખુલા સ્ત્રિની દિકરી જે બીજા ધણીથી પેદા થયેલ હોય. ભાવાર્થ દિકરી બાપને માટે, ભલે પછી બીજાથી અવતરેલ હોય જો એની માતા એ પુરૂષનાં લગ્નમાં આવેલ હોય.

૪ ધણી વાળી બયરી અથવા એ સ્ત્રિ જે કોઇ માણસનાં ઇદદહ રજઇય્યાહમાં [તલાકની એ મુદ્દત જેમાં એના પુરૂષને એ વખતમાં એનાથી રજુ થઇ શકાય તેમાં] હોય અને એના હાલની ખબર હોવા છતાં કોઇ માણસ તેણીને પોતાના લગ્નમાં લાવે,તો અકદ (લગ્ન) કરનારને માટે એ હરામે મોઅબ્બદ થઇ જશે. ભલે પછી લાવનારે એની સાથે સંભોગ પણ કર્યું હોય, અલબત્તા જો અકદ [ લગ્ન ] કરનારને એ ખબર ન હોય, કે આ સ્ત્રી કોઇના



[૧] મલમુસહ એ કે જેને ખ્વાહિસે નફસાનીની સાથે મસકરેલ હોય મન્ઝુરહ એટલે ધ્યાનમાં રાખેલ હોય.

ઇદ્દાહમાં છે તો અકવા એ છે કે અકદ [લગ્ન] જાહેર થતાંજ એ સ્ત્રિ એ પુરૂષને માટે હરામે મોઅબ્બદ [સદાને માટે હરામ] નહિ થાય. માત્ર અકદ જરૂર બાતીલ થઇ જશે. પરંતુ અકદ પછી જો સંભોગ પણ થઇ ચુકયું હોય તો અલબત્તા એ સ્ત્રિ આ માણસને માટે હરામે મોઅબ્બદ થઇ જશે.

[૫] એ સ્ત્રિ જેની જોડે પુરૂષ એહરામની હાલતમાં અકદ [લગ્ન] કરે. એ છતાં કે એના લક્ષમાં હોય કે એહરામની હાલતમાં અકદ કરવા નાજાએઝ છે, તો એવીજ રીતે બનાબર અહવત [વજુબી] જો કોઈ માણસ, પોતે તો એ હરામની હાલતમાં ન હોય પરંતુ એવી સ્ત્રિ જોડે અકદ કરે જે એહરામ બાંધેલ હોય, તો એ સ્ત્રિ પણ એને માટે હરામે મોઅબ્બદ થઇ જશે. ભાવાર્થઃ- એહરામની હાલતમાં લગ્ન કરવા ન જોઇએ, હરામ છે.

[૬] એ આઝાદ સ્ત્રિ જેને એના પતિએ નવ વખત [૧] ઇદ્દી તલાક આપી હોય, અથવા એ કનીઝ જેને એના ધણીએ છ વખત ઇદ્દી તલાક આપી હોય, તો તલાક આપનારને માટે એ આઝાદ ઔરત અથવા કનીઝ હરામે મોઅબ્બદ થઇ જશે. પરંતુ આઝાદ સ્ત્રિને ત્રીજી વખતે અને છઠ્ઠી વખતે તલાક આપવા પછી, ફરી પાછો તેણીને એના પતિ [મજકુર સ્ત્રિને] પોતાના લગ્નમાં એ શરતે લાવી શકે કે છે કે, બીજો માણસ એ સ્ત્રિ જોડે લગ્ન કરીને એને તલાક આપી દે. એવીજ રીતે કનીઝ બીજી વખતે અને ચોથી વખતની તલાક પછી મજકુર પુરૂષનાં લગ્નમાં ત્યારેજ આવી શકે છે કે જ્યારે બીજો પુરૂષ એ કનીઝને પોતાના લગ્નમાં લાવીને પછી તલાક આપી દે.

[૭] એ સ્ત્રિ, જેની ઉપર લઆન [૨] [લાનત] જાહેર થઇ હોય, અથવા લઆનની શિકલ ન હોય બલ્કે સ્ત્રિ, ગુંગી અથવા બ્હેરી હોય અને એનીપર ઝીનાની તોહમત લગાડવામાં આવે.

[૮] એ સ્ત્રિ જે ધણીવાળી હોય અથવા ઇદ્દે રજઇય્યાહમાં હોય, અને એનાથી કોઇ પુરૂષ ઝીના કરે તો, ઝીના કરનાર (ને માટે) પર હરામે મુઅબ્બદ થઇ જશે.

[૯] જે માણસે કોઇ પુરુષ જોડે વતી (અકુદરતી કાર્ય) કર્યું હોય. તો તો ફાએલ વ મફઉલ (એક બીજા) બન્નેની માં બ્હેન અને દિકરી એક બીજાને માટે હરામ થઇ જશે. ભલે સામે-સામેવાળા બન્ને ઓછી વયનાં હોય, કે બાલીગ (પુખ્ત વયનાં) હોય, અથવા બન્નેમાંથી એક બાલીગ અને એક નાબાલીગ હોય.



[૧] એ તલાક જેમાં સ્ત્રિને ઇદ્દાહ પાળવાનો હુકમ છે. જુઓ ઇદ્દાનું પ્રકરણ.

[૨] હાકીમે શરઅની સામે જ્યારે, શરતો નક્કી થાય, સ્ત્રિ અને પુરૂષનું એક બીજા ઉપર ઝીનાના કારણસર લાનત કરવી.

(૧૦) એ સ્ત્રિ જેની જોડે કોઇ માણુસ નવ વર્ષની વય પ્હેલાં સબંધ કરીને અફ્ઝા (પેશાબની અને ખુનનો રસ્તો એક થઈ જાય) કરીદે તો બનાબર કોલે મશહુર એ છે કે અફ્ઝા કરવાવાળા માટે હરામ થઇ જશે. અગરચે આ હુકમ વિચારવા જોગ છે.

(૧૧) કોઇ સ્ત્રિ જોડે લગ્ન કરવાં પ્હેલાં એ પુરૂષ એની જોડે ઝીના કરે તો બનાબર અહવત (વજુબી) એ સ્ત્રિની માતા અને દિકરી વિગેરે ઝીના કરનારને માટે હરામ થઈ જશે. એવીજ રીતે જો કોઇ માણુસ કોઇ સ્ત્રિને પોતાની પત્નિ-સમજીને ભૂલથી સબંધ કરે તો એ સ્ત્રિની પણ માં, અને દિકરી વિગેરે એ પુરૂષને માટે હરામ થઇ જશે. પરંતુ જો કોઇ માણુસ કોઇ સ્ત્રિ જોડે લગ્ન કર્યા પછી જો એનીમાં અથવા દિકરી જોડે ઝીના કરે, અથવા એ સ્ત્રિનીમાં, કે દિકરીને પોતાની પત્નિ સમજી ભુલથી સંભોગ કરે તો આવી હાલતમાં અસ્લ સ્ત્રિ (પત્નિ) હરામ નહિ થાય.

## ગ્યર મુઅબ્બદ હરામ સ્ત્રિઓ

કેટલીએક સ્ત્રિઓ એ છે જે કેટલીક હાલત મોજુદ હોવાથી એની સાથે લગ્ન કરવા હરામ છે.અને એ સ્થિતી દફે થઇ જવાપ છી લગ્ન જાએઝ થઇ જાય છે. એવી સ્ત્રિઓ થોડાએક પ્રકારની છે.

(૧) જે માણસનાં લગ્નમાં ચાર દાએમી મન્કુહા (કાયમી નિકાહની) સ્ત્રિઓ હોય તો એને પાંચમી સ્ત્રિ જોડે દાએમી અકદ કરવું હરામ છે. પરંતુ જો એ (ચાર) માંથી એકને તલાકે બાયેન રજુ ન થઇ શકાય આપી દે, અથવા તલાકે રજઇ (તલાકમાં રજુ થઈ શકાય તેવી તલાક) આપે અને ઇદ્દાહનો સમય ખલાસ થાય તો, પછી પાંચમી સ્ત્રિ જોડે લગ્ન કરી શકે છે. (ભાવાર્થ, ચાર સ્ત્રિ કાયમી નિકાહની હોતાં, પાંચમી સ્ત્રિ કાયમી-નિકાહની નથી થઈ શકતી.)

(૨) કોઈ માણુસ પોતાની કાયમી મન્કુહા અથવા મમતુઅ (મુતાવાળી) જ્યાં લગી કે એ એનાં વપરાસમાં મોજુદ છે. ત્યાં લગી એ સ્ત્રિની બ્હેન જોડે, લગ્ન નથી કરી શકતો. અલબત્તા જો એ માણુસ એ (પોતાની સ્ત્રિ) ને તલાકે બાયેન આપી દે, અથવા તલાકે રજઇ આપી દે અને ઇદ્દાહનો સમય વિતી જાય, તે પછી એ સ્ત્રિ (તલાક આપેલ) ની બ્હેન જોડે લગ્ન કરી શકે છે. અને જો કોઇ સ્ત્રિ મુતા-અમાં હોય અને એની મુદ્દત વિતી જાય, અથવા ધણી પોતે, પોતા તરફથી મુદ્દત એને બક્ષી આપે તો એની બ્હેન જોડે પણ લગ્ન કરી શકે છે. પરંતુ બનાબર અહવત (વજુબી) આ જગાએ પણ શરત એ છે કે મુતાવાળી સ્ત્રિનો ઇદ્દો વિતી જાય. જોકે મુતાવાળી સ્ત્રિનો ઇદ્દાહ, ઇદ્દએ રજઅઇ નહિ બલ્કે ઇદ્દએ બાએના છે.

(૩) કોઇ માણસ પોતાની સ્ત્રિની ભાણેજી અથવા ભત્રીજી, જોડે પોતાની સ્ત્રિની રજા વગર લગ્ન નથી કરી શકતો, પરંતુ જો પત્નિ રજા આપે તો કંઇ વાંધો નથી.

(૪) ગ્યર કિતાબીય્યાહ કાફર સ્ત્રિ, જ્યાં લગી એ પોતાના કુફરપણા પર બાકી હોય તો કોઇ મુસલમાન એની જોડે લગ્ન નથી કરી શકતો. બલ્કે મુતાઅમાં પણ લાવી નથી શકતો. એવીજ રીતે મુસલમાન સ્ત્રિ કોઇ કાફર, અહીં લગી કે એહલે કિતાબ જોડે પણ લગ્ન નથી કરી શકતી. અલબત્તા અકવા એ છે કે કિતાબીયાહ સ્ત્રિ જોડે લગ્ન કરવાં જાએઝ છે. અગરચે અહવત (એસ્તેહબાબી) એ છે કે કરવામાં ન આવે. ખાસ કરીને દાએમી (સદાના) નિકાહમાં વધુ એહતયાત છે. પરંતુ જો કોઇ કિતાબીયા સ્ત્રિનો પતિ મુસલમાન થઇ જાય તો કોઇ પણ જાતના વિઘ્ન વિનાં એનાં લગ્ન દુરૂસ્ત રહેશે.

## સમાપ્તિ

અહવત (વજુબી) એ છે કે પુરુષે કોઇ અજનબી (મુસાફર, પરદેશી) સ્ત્રિના શરીરપર હત્તા કે ચ્હેરાપર અને હાથપર પણ નઝર કરવી નાજાએઝ છે. એવીજ રીતે સ્ત્રિને માટે પણ અજનબી પુરૂષ સંબંદી એજ હુકમ છે અલબત્તા જો કોઇ માણસ કોઇ સ્ત્રિ જોડે લગ્ન કરવા ઇચ્છે તો એ એનાં બદનપર નઝર કરી શકે છે. એવીજ રીતે જો કોઇ માણસ કોઇ કનીઝને ખરીદવા ચાહતો હોય તો એ પણ એ કનીઝનાં શરીરને જોઇ શકે છે, અલાહાઝા ઝીમીકુફ્ફાર. સ્ત્રિઓના એ ભાગોપર નઝર કરવી પણ જાએઝ છે; જેનો એ લોકો રિવાજ પ્રમાણે પરદો નથી કરતી. પરંતુ એ વખત લગીજ કે જ્યાં લગી રિબહ (૧) વતલઝ્ઝુઝ ન હોય એવીજ શરમની જગ્યા ઉપરાંત સ્ત્રિ, સ્ત્રિની જગ્યા, અને પુરૂષ પુરુષના શરીર પર નઝર કરી શકે છે, વળી શરમની જગ્યા સિવાય પુરૂષ પોતાની મહરમ સ્ત્રિની, અને સ્ત્રિ પોતાના મહરમ પુરૂષના શરીરને જોઇ શકે છે. પતિ, પત્નિ, એક બીજા એક બીજાનાં પુરા શરીરને, અહી લગી કે શરમની જગ્યાને પણ જોઇ શકે છે.

જો માબાપ તંગદસ્તીમાં ઘેરાએલા હોય, અને ઘર ખર્ચને માટે લાચાર હોય, અને ઓલાદ શકિતવાન હોય તો ઓલાદપર માબાપનો ખર્ચ વાજીબ છે, અને જો ઓલાદ ફકિર (ગરીબ) હોય, અને બાપ શકિતવાન હોય તો ઓલાદનો ખર્ચ બાપ પર વાજીબ છે. અને જો બાપ ન હોય અથવા હોય, અને અશકત હોય, તો દાદાપર વાજીબ છે. અને જો દાદો ન હોય, અથવા લાચાર હોય તો માં પર વાજીબ છે. અને જો માં ન હોય અથવા લાચાર હોય તો નાનાપર વાજીબ અને એહતેરામને કાબીલ (ઇઝઝતને લાયક) ખરીદેલા જાનવરોનો ખર્ચ એના માલીકને જોખમે છે.



(૧) રિબહ વતલઝ્ઝુઝનાં અર્થ એ છે કે નઝર કરવામાં નફસાની ઇચ્છા સાથે (સામીલ) હોય.

# તલાક

તલાકનાં અર્થ એ છે કે જવઝા દાએમા (કાયમી નિકાહવાળી સ્ત્રિ) ને પત્નિપણાંનાં કેદમાંથી મુકત કરી દેવામાં આવે.

## તલાક આપવા માટે થોડા એક હુકમો શરત છે.

[૧] બાલીગ
[૨] અકલ
[૩] એખ્તયાર
[૪] ઇરાદો કરીને તલાક આપવી.

બાળક અને દિવાનો અને એ માણસની આપેલ તલાક સહી નથી કે જે બિજાના દબાણને વશ થઇ, બે અખ્તયાર થઇને તલાક આપે, એવીજ રીતે એ માણસ કે જે વ્યર્થ બકવાટની પેઠે તલાકનો સિગો, કોઇપણ મકસદ (કારણ) વગર જારી કરે (પડે) એ બન્નેની આપેલ તલાક પણ મોઅતેબર (વજનવાળી) નથી.

બાળકનો વલી એ (બાળક) ની સ્ત્રિને તલાક નથી આપી શકતો, અલબત્તા દિવાનાનો વલી એ (દિવાના) ની સ્ત્રિને તલાક આપી શકે છે.

## તલાકવાળી સ્ત્રિઓ માટે શરતો

જે સ્ત્રિને તલાક આપવામાં આવે એના માટે પણ થોડીએક શરતો છે.

(૧) એ સ્ત્રિ દાએમી હોય, મુતાવાળી સ્ત્રિની તલાક સહી નથી બલ્કે મુતાઅની મુદ્દત જો ખલાસ થઇ જાય, અથવા ધણી સ્ત્રિને મુદ્દત બખશીદે તો ખુદબખુદ એક બીજામાં જુદાઇ થઈ જાય છે.

(૨) સ્ત્રિ તલાકને વખતે હયઝ અને નિફાસ (નીહાલત) થી ખાલી હોય, પરંતુ જો સ્ત્રિ ગ્યરમદખુલહ અથવા સગર્ભા (હામેલા) હોય અથવા ધણી જેણે તલાક આપી છે. (તલાકના) મોકાપર હાજર ન હોય, અને એને સ્ત્રિના હયઝ કે નિફાસની ખબર થઇ શકતી ન હોય તો તલાક સહી થશે ભલે પછી પાછળથી સાબીત થાય કે તલાક હયઝ અથવા નિફાસની હાલતમાં અપાણી છે.

(૩) નાબાલીગ યાએસહ. (ઝઇફ જેનું હયઝ અંતીમ બંદ થઇ ગયું હોય) અથવા હામેલા સ્ત્રિ ઉપરાંત બીજી સ્ત્રિઓ સંબદી એ શરત છે કે એને એ તોહર (સ્ત્રિના બે હયઝ વચ્ચેનો સમય) માં તલાક આપવામાં ન આવે, જેમાં એની જોડે સંભોગ હોય. પરંતુ જે સ્ત્રિની વય તો એટલી હોય કે એને હયઝ આવ્વું જોઇએ. પરંતુ આવતું ન હોય. એને એ વખતે તલાક આપી શકાય છે, કે જ્યારે એની જોડે સભોગ કર્યા ને ત્રણ માસ વિતી જાય.

(૪) જે સ્ત્રિને તલાક આપવી હોય એને મુકરર કરીને તલાક આપવામાં આવે, જો કોઇ માણુસ મુકરર કર્યા વિનાં એમજ તલાક આપે કે હું મારી સર્વ સ્ત્રિઓમાંથી એકને તલાક આપું છું, તો તલાક સહી નહિ થાય.

## તલાકની શરતો

તલાકમાં બે ચીઝો, શરત છે.

(૧) તલાકનો સિગો અરબ્બી ભાષામાં સહી (સત્ય) રીતે જારી કરવામાં આવે જેમકે **રૂકચ્યતો તાલેકુન**, તાલેકુન શબ્દ વિનાં તલાક નથી થઇ શકતી.

(૨) બે આદીલ, તલાકને વખતે હાજર હોય, અને તલાકનાં સિગાને સાંભળે.

## તલાકની રીત

તલાકના બે પ્રકાર છે. (૧) તલાકે બાએન, [૨] તલાકે રજ'ઇ.

## તલાકે બાએન

જેમાં તલાક આપનાર બીજી વખતે રજુ નથી કરી શકતો; આવી તલાક પાંચ જગ્યાએ થાય છે. [૧] મુતલ્લકહ યાએસહ હોય, એટલે હયઝ આવ્વાની મુદત ખલાસ કરી ચુકી હોય. કુરયશી સ્ત્રિ સાઠ વર્ષ હિલાલી ચંદ્રપ્રમાણે યાએસહ થઇ જાય છે. અને ગ્યર કુરયશી સ્ત્રિ પચ્ચાસ વર્ષ પછી જો કોઈ સ્ત્રિ સબંદી શંકા હોય કે આ કુરયશી છે કે ગ્યર કુરયશી તો એ ગ્યર કુરયશી સમજાશે. જો કે આવી હાલતમાં અહતયાતને લક્ષમાં રાખવું બ્હેતર છે. (૨) મુતલ્લેકહ (તલાક અપાયેલી) ગ્યર મદખુલહ (સબંદમાં આવી ન) હોય. (૩) મુતલ્લેકા નાબાલગ હોય જેની વય નવ વર્ષથી ઓછી હોય (૪) સ્ત્રિ ધણીથી નાખુશ હોય અને એ ધણીને કંઇ માલ આપીને એનાથી તલાક મેળવે, એને ખલઅ કહે છે, અથવા એ કે પતિ પત્નિ બન્ને એક બીજાથી નારાજ હોય, અને આવી હાલતમાં સ્ત્રિ ધણીને કંઇક આપીને તલાક લઇ લે, આવી હાલતને મુબારાત કહે છે. ગરજ કે આ બન્ને પ્રકારની તલાકમાં જ્યાં લગી કે, સ્ત્રિ ઇદ્દાની અંદર એ માલને પાછો મેળવી ન લે જે તેણીએ ધણીને આપેલ છે. ત્યાં લગી ધણી રજુ નથી કરી શકતો અલબત્તા જો ઔરત ઇદ્દામાંજ ખુદ પોતાનો આપેલ માલ પાછો મેળવી લે તો એ રજઇય્યાહ થઇ જશે.

(૫) એ સ્ત્રી જેને બે વખત તલાક આપી ચુકેલ હોય એને ત્રીજી વખતે તલાક આપવા પછી એની તરફ રજુ નથી કરી શકતો.

## તલાકે, રજઈ

જેમાં ઇદ્દાની મુદતની અંદર ધણીને રજુ કરવું જાએઝ છે. અને જે રીતે રજુ થવું દેખાતું હોય એનાંથી રજુ થવાનો હકક મળી જાય છે. અગરચે ધણી ઝબાનથી કંઇ ન કહે માત્ર અમલ કરે, મુતલ્લકા રજઇય્યાહ, ઝવજા (તલાકે રજઇ પામેલ સ્ત્રિ) ના હુકમમાં જ છે, ઇદ્દાની અંદર એ વારસો મેળવ્વાની પણ હકકદાર છે, અને ઇદ્દા પછી વારસાની હકકદાર નથી. અલબત્તા જો કોઇ માણુસ બિમારીની મૌતમાં પોતાની સ્ત્રિને તલાક આપે તો સ્ત્રિ એક વર્ષ હિલાલી (ચંદ્રપ્રમાણે) લગી વારસો મેળવશે. એ શરતે કે

એ સ્ત્રિએ બીજો ધણી કરી લીધો ન હોય, અને જે બિમારીમાં ધણીએ તલાક આપી છે એનો સિલસિલો મરણ લગી (પ્હોંચતો) જાય, અને તલાક, જવઝા (સ્ત્રિ) ની ઇચ્છાને અંગે ન હોય. લેહાઝા અઝને મુખતલેઅ (જુઓ તલાકે બાયેનના નં. ૪ માં ખલ્અ શબ્દ) અને મુબારાતમાં આ હુકમ જારી નથી. એવીજ રીતે જો સ્ત્રી ઇદ્દા (નીમુદ્દત) માં મરી જાય તો ધણી પણ સ્ત્રીનો વારસો મેળવશે.

## ઇદદાહ–તલાક પછીની મુદ્દત–

સમજવું જોઇએ કે નાબાલીગ, યાએસહ (ઝઇફ સ્ત્રી જેનું હૈઝ અંતીમ બંદ થયું હોય.) અને ગયર મદખુલહ (જે પુરૂષનાં સબંદમાં આવીજ ન હોય) ને માટે ઇદ્દો નથી. અલબત્તા ઇદદે વફાત એમને માટે પણ છે. અને જે સ્ત્રિને હયઝ આવતું હોય એનો ઇદ્દા, તલાક પછી ત્રણ તોહર (હય ઝંથી પાક થવું) છે. જો તોહર ખતમ થવાની થોડીકવાર પ્હેલા તલાક જાહેર થઇ જાય તો એ તોહર ઇદ્દાની પ્રથમ તોહર લેખવામાં આવે, અને ત્રીજુ હયઝ જોતાંજ સ્ત્રિ ઇદ્દાથી છૂટી જશે. આ હુકમ આઝાદ સ્ત્રિ માટે છે. પરંતુ કનીઝનો ઇદ્દો બે તોહર છે. અને મુતાવાળી સ્ત્રિનો ઇદ્દો બે હયઝ છે. અને જો આ બન્ને પ્રકારની સ્ત્રિઓને હયઝ આવ્વાનું હોય પરંતુ હયઝ આવતું ન હોય તો એનો ઇદ્દો દોઢ મહિનાનો છે, સગર્ભા (હામેલા) સ્ત્રિનો ઇદ્દો સુવાવડ લગીનો છે. જોઇએ તો એ આઝાદ સ્ત્રિ હોય કે કનીઝ, મન્કુહા હો. કે મમતુઆ (મુતાવાળી) જો વિલાદત પુર્ણ ન હોય બલ્કે અધ વચ્ચે હમલ સાકીત (કસુવાવડ) થઈ જાય તો એજ ઇદ્દાની મુદ્દત છે. ઇદ્દો વફાત દરેક સ્ત્રિને માટે ચાર મહિનાને દસ દિવસ છે. અલબત્તા હમલવાળી સ્ત્રિનો ઇદ્દો. વફાતે બઅદુલ અજલયન છે, એટલે જો ચાર મહિના દસ દિવસ પ્હેલાં સુવાવડ થાય તો ઇદદે વફાત ચાર મહિનાને દસ દિવસ. અને જો વિલાદત એ મુદ્દત બિતી જવા પછી હોય તો ઇદદે વફાત સુવાવડ લગી છે. કનીઝને માટે ઇદે વફાત બહરસુરત બે મહિનાને પાંચ દિવસ છે. અલબત્તા જો કનીઝ હામેલા હોય તો એને માટે પણ ઇદદે વફાત બઅદુલ અજલયનજ (સુવાવડ થવા લગી) છે.

જે સ્ત્રિનો ધણી મરી ગયો હોય એને ઝીનત (દેખાવ) કરવું હરામ છે. ઝીનતની કોઈ રેખા નથી, પણ રંગીન કપડા પ્હેરવા, સુરમો લગાડવો વિ. વિ. ગરજ જે ચીઝપણ ઝીનત સમજાય, એને ઇદ્દાની મુદ્દત લગી માં અમલમાં લાવ્વું હરામ છે.

મુતલ્લેકા રજઇયાહ (તલાકે રજઇ અપાયેલ) ને માટે ઇદ્દાના સમયમાં એ ઘરમાંથી, "કે જે મકાનમાં તલાક અપાતાં વખતે રહેતી હોય" બ્હાર જવું જાયેઝ નથી. એવીજ રીતે ધણીપર પણ હરામ છે કે તેણીને ઇદ્દાના વખતમાં એ (મજકુર) મકાનમાંથી બ્હાર કાઢે, અલબત્તા કેટલીએક જગ્યા (સમય) આથી જુદી છે. તલાક અપાયેલ (સ્ત્રિ) નો ઇદ્દો, તલાકનાં સમયથી શરૂ થઈ જાય છે. ભલે પછી તેણીને તલાકના વખતની જાણ ન હોય, અને ઇદદે વફાત એ વખતથી શરૂ થાય છે, કે જે વખતે એ સ્ત્રિને પતિનાં મૃત્યુની ખબર પડે.

# ખંડ બીજો

## વ્હેવારના હુકમો,

### વ્હેપાર

સમજવું જોઇએ કે વ્હેપાર કરવું વાજીબ છે.એ શરતે કે કોઈ વાજીબ હુકમ હોય (હુકમ–કારણ) જેમકે અયાલનો વાજીબ ખર્ચ વ્હેપારપર હોય. એવીજ રીતે જો કરઝનું અદા કરવું વ્હેપારપર મોકુફ હોય તો પણ બનાબર અહવત (વજુબી) વ્હેપાર કરવું વાજીબ છે. વ્હેપારના મુસ્તહબ (સુન્નત) હોવાની રીતો આ છે, વ્હેપાર કરવું પોતાના અને પોતાના અયાલના વધારાના ખર્ચનું કારણ હોય, અથવા લોકોને મદદ કરવા અને તસદુક (સદકો) કરવાની ગરજથી અથવા ઝયારતને માટે જવાની ઇચ્છાએ કોઈ માણસ વ્હેપાર કરીને ખર્ચ ઉતપન્ન કરવાની કોશીશ કરે, અથવા એવીજ પ્રકારની બીજી ઇચ્છાઓને માટે વ્હેપાર કરે તો એ સર્વ બાબદોમાં વ્હેપાર કરવું સુન્નત છે.

### આદાબ અને મુસ્તહુબાત "આદાબ અને સુન્નતો"

વ્હેપારને માટે આદાબ (વ્હેવારીકપણું) અને મુસ્તહબાત (સુન્નતો) થોડી એક છે.

(૧) વ્હેપારના મસાએલને યાદ કરે, બલ્કે જો કોઇ માણસ એમાનું કંઈ જાણતો ન હોય કે મામલા કેવી રીતે સહી થાય છે અને કેવી રીતે બાતીલ થાય છે તો એ વ્હેપારની મુડીને બદલે એટલે કિંમતને પોતાના ખર્ચમાં ઉપયોગ નથી કરી શકતો. લેહાઝા (જો કે) એનીપર વાજીબ છે કે મામલાત (લેણ દેણ) ની પવિત્રતા અને બાતીલાતની રીતો સબંદી ગ્નાન પ્રાપ્ત કરે, જેથી કિંમત પર ખર્ચ થઈ શકે.

(૨) બે મુસલમાન ખરીદનારાઓ વચ્ચે કિંમતમાં તફાવત ન રાખે.

(૩) જે માણસ એની કનેથી કંઈ ખરીદ કરે, અથવા એના હાથપર કોઇ વસ્તુ વેચીને પસ્તાય તો મુસ્તહબ છે કે એના મામલાને રદ કરે.

(૪) મામલામાં (લેણ–દેણ) કરવામાં યોગ્ય પણે વર્તે.

(૫) વેચતી વખતે જુકતું તોલે અને ખરીદ કરતી વખતે કંઇક ઉછડતી રીતે.

## મકરૂહ મામલાત
## વેપારમાં મકરૂહાત

જે વેપાર કરવા મકરૂહ છે એમા સર્વેથી જે કારણ છે તે નીચે મુજબ છે.

[૧] સરાફી. [૨] ગલ્લા ફરોશી, એટલે ઘઉં, જવ વિગેરે વેચવું. [૩] કફન ફરોશી. [૪] કસાઇ, કામ [૫] નીચા વર્ગના લોગોથી વ્હેચાણ કે ખરીદી કરવી. [૬] ઝાલીમોથી વ્હેપાર કરવો, એ શરતે કે જે માલ એમની કનેથી લેવામાં આવે છે. એની જાણમાં કે એ માલ હરામ ન હોય. [૭] બરદહ ફરોશી [ગુલામીનો વ્હેપાર] [૮] બીજાઓના મામલામાં ખરીદ કરવાની ઇચ્છાએ દખલ આપવી. [૯] ચાર ફરસખ [૧૨ માઇલ] છેટાથી ઓછા છેટા લગી શહેરથી બ્હાર જવું એટલા માટે કે શેહેરમાં આવ્વાવાળા લોકો એ પહેલા કે શહેરમાં દાખલ થાય એમનાંથી ત્યાં જઇ વ્હેપાર કરી લે. [૧૦] વેપારમાં કસમ ખાવી. [૧૧] સુબ્હ સાદીકથી લઇને સુર્ય ઉદય પહેલા કોઇ વેપાર કરવો.

## મામલાતની હરામ રીતો

કેટલેક ઠેકાણે ખરીદ કે વેચાણ કરવું હરામ છે.

(૧) કોઇ નજીસુલ અયન ચીજને ખરીદ કરવી અથવા વેચવી, અગરચે અકવા એ છે કે નજીસુલ અયન ચીજથી એ ફાયદો મેળવી શકાય છે કે એને કોઇ સંતોષકારક જાયેઝ કામમાં વાપરવામાં આવે છતા એ હરામ છે.નજીસ થયેલી ચીજોને એ કામોને માટે ખરીદ કે વ્હેચાણ કરી શકાય છે કે જેમાં તહારત શરત નથી. બલ્કે જે નજીસ થયેલી ચીઝને પાક કરવું શકય હોય એનું ખરીદ કે વેચાણ બિલ્કુલ જાએઝ છે.

(૨) ગસબી માલને વેચવું, અથવા ગસબી માલથી કોઇ ચીઝ ખરીદવી. પરંતુ જો કોઇ માણસ કોઇ ચીઝ ખરીદે અને એની કિંમતનો ભાર પોતાપર લે, અને ખરીદેલી વસ્તુ બદલ ગસબી માલ આપી દે તો મામલો (વ્હેપાર) બાતીલ નથી. પરંતુ ખરીદવાવાળો જોખમદાર રહેશે ગસબી માલના માલીક સબંદી પણ અને બાએ (વ્હેચનાર) સબંદી પણ અલબત્તા જો કોઇ માણસ ખરીદતા વખતેજ નક્કી કરેલ હતો કે, હું ગઝબી માલથીજ ખરીદીશતો વ્હેપારની પવિત્રતાં મુશ્કીલ છે, એવીજ રીતે જો કોઇ માણસે દસદોજ કરેલ હોય કે હું કિમ્મત અદા નહિ કરૂં તો પણ મામલાની પવિત્રતા મુશ્કીલ છે. જો વેચનારને પણ ખબર હોય કે ખરીદનાર ગસબી ચીઝ આપીને વસ્તુ ખરીદી રહયો છે તો વેચનારે કિંમ્મત પ્રમાણે એ માલને લેવું જાએઝ નથી. બલ્કે એ માલને એના (ખરા) માલીક પાસે પ્હોંચાડવું જોઇએ.

(૩) એ ચિઝો સબંદી મામલાત (વ્હેપાર) કરવો જેની કોઇ માલીયત નથી, (કિંમત નથી) જેમકે હસરાતુલ અર્ઝ (કિડા, મંકોડા, સાંપ વિ:) અથવા મસ્ખ સુદા જાનવર (એ જાનવરો જે અઝાબના કારણે હયવાન થયા છે) અને દરિન્દાઓ વિગેરે.

(૪) એ ચીઝો સબંદી મામલાત કરવું કે જે નાજાએઝ મકસદ (ઇચ્છા) માં કામ આવે છે. જેમ કે આલાતે લહવ (વાજા તંબુરા વિ:) અથવા એ ચીઝ, જે એવી તો ન હોય કે નાજાએઝ મકસદમાંજ કામ આવતી હોય પણ વેચનાર અને ખરીદ-નારનો ઇરાદો એ ચીઝને નાજાએઝ મકસદમાં વાપરવાનો હોય. જેમકે શરાબ બનાવ્વાને માટે અંગુર ખરીદવામાં આવે તો પણ હરામ છે,

(૫) એ વસ્તુને વેચવી કે જેમાં મલ્બની [મેળવણીવાલી] હોય, અને ખરીદનારને એની ખબર ન હોય, જો સોદાની સ્થિતી એ પ્રમાંણે થાય કે, ખરીદનાર એ સાફ પ્રકારની વસ્તુ ખરીદવા માંગતો હોય અને વેચનાર એને મેળવણીવાળી વસ્તુ આપી દે તો એ પ્રકારની બીજી સારી વસ્તુ અને મોજુદ મેળવણીવાળી વસ્તુની કિંમતમાં જે કંઇ તફાવત હોય એને ઓછી કિંમત કરીને [વધારાની કીંમત] વેચનારને જોઇએ કે લેનારને પાછી આપે, અને જો બાકીની એજ વસ્તુ સબંદી મામલો [સોદો] થાય તો એ ચીઝમાં જેટલો ભાગ મેળવણીનો છે એના સબંદી વેચાણ બાતીલ છે. એ શરતે કે મેળવણી ગ્યર જીન્સની હોય, અને બાકીની ચોકખી વસ્તુ સબંદી લેનારને એખ્તયાર છે કે ખરીદે, અથવા ન ખરીદે. એવીજ રીતે જો ખરીદનાર વેચનારને મેળવણીવાળો સિક્કો આપે તો દુકાનદારને માટે પણ એજ હક્કો છે.

(૬) વેચનાર, લેનારને [ગ્રાહક] ને કોઇ ચીઝ વેચી રહયો હોય અને વચ્ચે ત્રીજો માણુસ માત્ર એ ઇચ્છાએ આવે કે ગ્રાહક એ વસ્તુને વધુ કિંમતે ખરીદે. એટલા માટે ખરીદદાર બનીને એ વસ્તુની કિંમત વધારે.

(૭) એ વચનપર મામલો [સોદો] કરવામાં આવે કે એમાં રેબા (બ્યાજ) વધારો થઇ જાય, સમજવું જોઇએ કે એક દિરહમ સુદ [બ્યાજ વધારો] નો ગુનાહ સીત્તેર વખતના પોતાની મહરમ સ્ત્રિ જોડે જીના કરવા કરતા વધારે છે. વેપારમા રેબાની રીત એ છે કે કોઇ માણસ એવસ્તુને જે પયમાના [માપ] અથવા તોલને અંગે સમજવામાં આવતી હોય. વસ્તુથી કંઇક વધારાની સાથે ફેરફાર [પાછુ] કરે, ભ પછી વધારો ગ્યર વસ્તુ હોય, બલ્કે અયન [મુળ વસ્તુ] પણ ન રાખતો હોય. જેમકે વસ્તુને બદલે એજ વસ્તુ એજ હદમાં આપવામાં આવે, અને એક તરફ કોઈ શરત [વધારો] પણ લગાડ-વામાં આવે તો રેબા (૧) થઇ જશે. અને જો સોનાનું સોનાથી અને ચાંદીનું ચાંદીથી એકંદર રીતે બદલો કરવામાં આવે. પરંતુ એક તરફ વસ્તુ, નગદ હોય અને બીજી તરફ કરઝ (તરીકે) તો એ રીત પણ રેબાના હુકમમાં જ છે. અને જો બન્ને તરફ ઝમીમહ [વધારાની વસ્તુ] શામીલ કરી લેવામાં આવે અથવા ઓછા ભાગની તરફ ગ્યર ચિઝનો ઝમીમો લગાડવામાં આવે તો પછી વાંધો નથી.



(૧) જેમકે કોઇ માણુસ પાંચ શેર અનાજ આપીને બદલામાં પાંચ શેર અનાજ (પાછુ) લ્યે, અને એ પણ શરત કરે કે બદલો કરનાર એક દિવસ એની ચાકરી પણ કરશે તો રેબા થઇ જશે [ઉર્દુ અનુવાદક) બ્યાજની એક પ્રકારની રીત 'અમીન'

જે ચીઝો લેખવામાં આવે છે, જેમકે ઇંડા વિ: અથવા જે ચીઝો ગજથી માપવામાં આવે છે. અથવા જે ચીઝો જોવાથીજ સમજી શકાય છે, એને ઓછા વધુથી પાછુ વાળવામાં રેબા નથી, કોઈ એક ચીઝ સબંદી એ બંદોબસ્ત કરવાને માટે, કે આ તોળી (વજન કરી) શકાય છે, અથવા માપથી આપી શકાય છે, એ શહેરના રિવાજને જોવું જોઇએ કે જ્યાં સોદો રહયો હોય. એ શરતે કે દરેક દરેક શહેરનો રીવાજ જુદો જુદો હોય, જેમકે તરબુઝ, ચિભડા, વીગેરે જે કેટલાએક શહેરોમાં આસરાપર વેચાય છે, અને કેટલાએક શહેરોમાં વજનથી વેચાય છે. અલબત્તા જો કોઈ વસ્તુ અમુક શહેરોમાં વજનથી વેચાતી હોય અને કોઇ એક શહેરમાં આસરા (ઉધળુ) પર આપવામાં આવતી હોય તો અકવા એ છે કે એવી વસ્તુ માટે ખાસ એ શહેરને માટે રેબાનો હુકમ લાગુ પડશે.

જો કોઈ એકજ પ્રકારની વસ્તુ આપસમાં આપલે થાય, અને એક બાજુ સાચી વસ્તુ હોય અને બીજી બાજુ અયબવાળી ચીઝ હોય, અથવા એક તરફની ચીઝમાં ખાસ ખુબી દિઠામાં આવે, અને બીજી તરફની ચીઝ એ ખુબી વગરની હોય જેમકે, ચાવલના પ્રકાર હોય છે, અથવા તાંબાના ભંગારને સાચ્ચા સિકકાથી અથવા સોનાનો બદલ સોનાના દાગીનાથી અથવા ગ્યર સિકકાદાર સોનાનો સિકકાદાર સોનાથી બદલવામાં (પાછુ) આવે તો જોકે જાહેર રીતે કિંમત જુદી છે. પરંતુ વધ ઘટને કારણે રેબા થઇ જશે. અહવત (વજુબી) એ છે કે સુલેહનાં સોદામાં જ્યાં વેચાણનો પ્રસંગ ઉભો થાય ત્યાં બન્ને એકજ પ્રકારની ચીઝોની આપસમાં વધ, ઘટ, ને કારણે રેબાનો હુકમ લાગું પડશે. બે જુદી જુદી એકજ પ્રકારની વસ્તુઓ, જો વધ, ઘટ, ની સાથે બદલો કરવામાં આવે તો એમાં રેબા નહિ થાય, અલબત્તા જો ઘઉં અને જવ ને આપસમાં વધ, ઘટ, થી બદલો કરવામાં આવે તો એમાં રેબાનો હુકમ જારી થઇ જશે. કેમકે શરીઅતમાં આ બન્ને ચીઝો એકજ પ્રકારના હુકમમાં છે,

રેબાનો હુકમ થોડીએક જગાએ લાગુ નથી પડતો બલ્કે ખરી રીતે રેબાજ નથી.

મા, બાપ અને પુત્રના આપસના મામલામાં, બલ્કે પિતા, પુત્રીનાં આપસના લેણુ દેણુના વ્હેવારમાં પણ રેબા નથી. જો કે અહવત [ એરતેહબાબી ] એ છે કે માત્ર પિતા, પુત્રનાજ વ્હેપારને રેબાથી નિરાળુ સમજવામાં આવે. (૨) પતિ પત્નિનાં આપસનાં મામલામાં (૩) આકા અને ગુલામનાં આપસનાં મામલામાં. [૪] મુસલમાન અને કાફરે હરબીના આપસનાં મામલામાં, એટલે મુસલમાન, કાફરે હરબીથી વધારે લઇ શકે છે. પરંતુ કાફરે હરબીને પોતાના કનેથી વ્યાજ નથી આપી શકતો. પરંતુ કાફરે ઝીમાથી વ્યાજનું લેણુદેણુ બન્ને નાજાએઝ છે.

## ખરીદ-વેચાણનું અકદ.

સમજવું જોઇએ કે વેચાણ કરવાનાં અર્થ એ છે કે કોઇ માણસ કોઇ મુળ વસ્તુને કંઇ બદલા (નફા) પર બીજા કોઈની મિલકત બનાવી દે (લે). અને બયઅ (વેચાણની ચીઝ) અને સમન (કિંમત) ને મુકરર કર્યા પછી વેચનાર લેનારથી કહે, **બેઅતોક હાઝે હિદ્દાર બે અલ્ફે રૂફીયાહ** (મે આ ઘર તારા હાથ પર (તુને) એક હઝાર રૂપયામાં વેચ્યું.) વેચનાર તરફનાં સિગે ઇજાબ પછી, લેનાર તુરતજ કબુલનો સિગો પડે. **કબીલ તો હા કઝા** (મે આ રિતે કબુલ કર્યું.) અથવા **ઇસ્તરયતો હાકઝા** (મે મઝકુર રિતે ખરીદયું) જરૂરી છે કે વેચનાર અને લેનાર બન્ને સિગાના અર્થ સમજતા હોય, અને કશદે ઇન્શાહ પ્રમાણે તમલીક વ તમલ્લુક (માલીક બનાવ્વું અથવા માલીક બનવું) બન્ને સિગો જારી કરે, એટલે વેચનાર એ વિચાર કરે કે હું આ સિગાને અંગે લેનારને વેચેલ ચીઝનો માલીક ઠેરવું છુ. અને લેનાર એ વિચાર કરે કે હું આ સિગાને અંગે વેચાણ વસ્તુ (ખરીદેલ વસ્તુ) નો માલીક બનું છું. એમ પણ થઇ શકે છે કે વેચનાર અને લેનાર બન્ને સિગો જારી કરવાને માટે પોતા તરફથી એકેક વકીલ મુકરર કરે, બલ્કે જો માત્ર એકજ માણુસને બન્ને જણુ પોતા તરફથી વકીલ નેમે તો પણ દુરૂસ્ત છે. બલ્કે આમ પણ સહી છે કે વેચનાર અને લેનાર બન્નેમાથી એક પોતે સીગો પડે અને બીજો પોતા તરફથી એનેજ (સામાવાળાને) વકીલ મુકરર કરે, અને ઇજાબ અને કબુલ બન્ને એકજ જણ જારી કરે તો પણ અકવા છે કે વેચાણનો સોદો દુરૂસ્ત છે. બલ્કે અકવા એ છે કે ગ્યર અરબ્બીમાં પણ અકદ (સિગો) પડવો દુરૂસ્ત છે. અગરચે કોઇ માણસ પોતે અરબ્બીમાં સિગો જારી કરી શકતો હોય, અથવા કોઇ અરબ્બી જાણવાવાળાને વકીલ બનાવી શકતો હોય, બલ્કે બિલ્કુલ વગર સિગે બસુરતે મઆતાતે પણ વેચાણનો મામલો જાએઝ છે. એવીજ રીતે વેચનાર, માલને વેચાણના કસદથી લેનારને આપી દે અને કિંમત એ કસદથી લઇ લે કે, એ મારી મિલ્કતમાં આવી રહયું (ગયો) છે, ખાસ કરીને આવી હાલતમાં કે સોદો નાનો હોય, અંકવા એ છે કે મઆતાત (વગર સિગો પડે) ની રીતે સોદો કરવાથી વેચાણ ખરીદનારનો માલ થઇ જાય છે. અને કિંમત વેચનારની, અને જ્યા લગી વેચનારે કિંમતમાં અને લેનારે ખરીદેલી ચિજમા કંઇ ખર્ચ ન કર્યું હોય ત્યાં લગી વેચનાર અને લેનાર સોદાંને તોડી શકે છે. પરંતુ જો બન્નેમાંથી કોઇ એક ખર્ચ કરી ચુકયો હોય, જેમકે એમાંથી ખર્ચી નાખ્યું અથવાં પોતાકનેથી કયાંક ફેરફાર કરી નાખ્યું તો આવી સ્થિતી વચ્ચે, ભલે પછી આપસમાં સોદો ભાંગવાનું નકકી પણ થઇ ગયું હોય, પરંતુ હવે વેચાણ ભાંગી નથી શકાતું, બલ્કે આ સર્વ રીતોમાં વેચાણ લાઝીમ (નકકી) થઇ જશે.

**વેચનાર અને લેનાર અને વેચાણ અને કિંમતની શરતો**

(૧) વેચનાર અને લેનાર બન્ને બાલીગ (સમજદાર) હોય, નાબાલીગથી સોદો જાએઝ નથી. ભલે પછી મુમય્યઝ (સમજદાર પણ નાબાલેગ) હોય અને વલીની રજા લઇને સોદો કરે. જો કોઇ માણસ કોઇ ચીઝ કોઇ નાબાલીગ પાસેથી ખરીદ કરીને પોતાના કબ્જામાં લે તો એ માણસ (લેનાર) એ વસ્તુનો ઝામીન છે, અને એનીપર એ વસ્તુ એ બચ્ચાના વલી કને પાછી પ્હોચાડવી લાઝીમ છે,અને જે રકમ એ બાળકને કિંમત તરીકે આપેલ છે જો એ બાળક કનેથી ખોવાઇ જાય તો એ માણસ એ રકમ સબંદી ન એ બાળક કને માંગણી કરી શકે છે, ન એના વલી કનેથી. (૨) વેચનાર અને લેનાર બન્ને આકીલ હોય, (૩) ઇરાદાપુર્વક ખરિદ–વેચાણ કરે. (૪) પોતાની ઇચ્છા અને રગબતથી સોદો કરે. (૫) વેચનાર જે કંઇ વેચાણ કરે, એ સોદા વખતે એ ચીઝ એની મિલ્કત હોય, અને લેનાર જે કંઇ કિંમત આપે, એ વખતે એની મિલ્કત હોય. વેચાણનો સોદો એ રિતે થશે, જ્યારે વેચનાર પાસે માલ હોય, અને લેનાર પાસે પૈસા હોય તો સોદો કરે. અને જો વેચનાર અને લેનાર, માલના માલીકની રજા વગર સોદો વ્યર્થ પણે **ઝાલીમ પણે બલ્કે ગાસબી** રીતે બીજા માણસનો માલ ખરીદ કે વેચાણ કરે તો સોદો નકકી એ વખતે થશે કે જ્યારે(મુળ)માલીક રજા આપે.જો એ (માલીક) રજા આપે તો એ પોતાના માલના બદલા (કિંમત)(૧)ને લઇ લેશે, અને જો એ રજા ન આપે તો સોદો બાતીલ થઇ જશે. એવીજ રીતે જો કોઇ માણસ બીજાના માલની સાથે પોતાનો માલપણ ભેગો કરીને કોઇ કિંમતમાં વેચે તો એ સોદો વેચવાવાળાના માલ સબંદી તો લાઝીમ (નકકી) રહેશે પણ બીજાના માલને માટે એની રજાપર મુલતવી રહેશે. જો એ રજા આપી દે તો કંઇ મુશ્કેલી નથી. નહિ તો અન્યના માલને અંગે સોદો બાતીલ છે. પરંતુ આવી સ્થિતી વચ્ચે ખરીદારને **અખતયાર છે કે, જાણ્યા પછી** સોદાને તોડી શકે છે. એ શરતે કે એ બીનાથી અંજાણ હોવાથી એ માલને તેણે ખરીદ કર્યું હોય, નહિ તો ભાંગી નથી શકતો. પરંતુ એ કે જો વેચનાર પોતે (સોદો) ભાંગવા માટે રાજી થઇ જાય અને એ વખતે ખરીદાર વેચનારના અન્ય માલ પ્રમાણે જેની પુરતી કિંમત એણે અદા કરી છે, એ વેચનાર પાસેથી વસુલ કરી શકે છે. રહયું એ કે કિંમતની એ હદનો અંદાઝો શી રીતે થાય, એને માટે વિગતની જરૂરત છે.

(૬) વેચાણ અને કિંમત માંના બન્ને માથી એકમાં પણ, કોઇ અરનો હકક સાથે ન હોય નહિ તો વેચાણ સહી નહિ થાય, અન્યનો હકક સબંદીત હોવાના ઘણા એક મોકાઓ છે. એમાંથી નિચે પ્રમાણે થોડાએક ખાસ સંજોગો છે. (૧) મુળ (વસ્તુ)



(૧) એટલે જો વેચવા જોગ માલ એનો હતો, તો એને બદલે, એટલે કિમતને અને જો એની રકમમથી કોઇ ચીઝ ખરીદવામાં આવી હોય તો કિંમતને બદલે એટલે વેચાણને અસલ માલીક લઇ લેશે.

મરહુના (ગીરવી) વસ્તુ રાહેન (ગીરવી મુકનાર)ની મિલ્કત છે અને તેમાં ગીરવી લેનારનો હકક છે. લેહાઝા ગીરવી મુકનાર, ગીરો લેનાર (પૈસા આપનાર) ની રજા વગર વેચી નથી શકતો અને ન ગીરવી લેનાર વેચી શકે છે. અલબત્તા પોતાનું લેણું વસુલ કરવા માટે વેચી શકે છે. પરંતુ વેચવા માટે હાકીમે શરઅની રજા લેવી જરૂરનું છે. ભલે પછી ગીરવી રાખનાર પોતે રાજી હોય કે ગીરવી લેનાર એ ચીઝને વેચીને પોતાનું લેણું વસુલ કરી લે. (૨) વકફ **જે ચીઝ જે કામ માટે વકફ કરવામાં આવી છે એનો હકક એમાં મોજુદ છે,** એ વકફનું વેચાણુ જાએઝ નથી. પરંતુ કેટલાએક મોકા આથી જુદા છે.

(૧) એટલે કે મવકુફે અલયહીમ (જેના સબંદી વકફ કરવામાં આવ્યું હોય) વચ્ચે વકફના માલ સબંદી એટલીહદે જગડો ઉતપન્ન થાય કે વકફ ને બાકી રાખવાથી માલ કે જાનને નુકસાન થવાનો ભેં હોય.

(૨) અયન મોકુફહ (વકફની મુળ ચિઝો) ખરાબ અને જુની થઇ જાય, કે નફો એનાથી જે મેળવ્વાનો (મળનો) હતો, હવે એ એનાથી મેળવી નથી શકાતો, જેમકે મસ્જીદની ચટાઇ જો જુની થઈ જાય તો એને વેચવી જાએઝ છે. અને હતુલ ઇમકાન એની કિંમતને એ મસ્જીદની નજીકની જરૂરીયાતમા વાપરવી જોઇએ. મજકુર બે રિતો ઉપરાંત પણ વકફ વેચાણને માટે બીજી પણ રિતો છે.

(૩) ઉમ્મુલ વલદે કનીઝ, એ શરતે કે ઔલાદ આકાની પીઠથી હોય અને એ પોતે એની મિલ્કતના ઝમાનામાં કનીઝ હામેલા થઈ હોય, જ્યાં લગી એ બાળક જીવતુ રહે ત્યાં લગી આકાને એ કનીઝનું વેચાણુ કરવું જાએઝ નથી. અલબત્તા કેટલાએક મોકા આ હુકમથી જુદા છે. જે એની જગ્યાએ બ્યાન કરવામાં આવ્યાં છે, અને એ ઉપરાંત પણ બીજી રીતો પણ છે જે વિસ્તાર વાળા પુસ્તકોમાં લખાયેલી છે.

(૭) જે ચીઝ વેચવામાં આવે, એજ મુળવસ્તુ હોય, ન કે કોઇ ચીઝનો નફો, અલબત્તા કિંમતમાં કોઇ વસ્તુનો નફો પણ આપી શકાય છે.

(૮) વેચાણુ અને કિંમત જાણમાં હોય, માપથી, વઝનથી, અથવા ગજથી ભરીને અથવા આસરાથી અને અંજાણુ વજનથી તોલવું અથવા માપથી હિસાબ કરવો પુરતું નથી. એવીજ રીતે અટકલ કરી લેવી. અલબત્તા જે ચીઝોમાં માત્ર. જોયા વગર જહાલત દફે થઇ શકતી હોય તેમાં એ રીતે કામ લેવું વાંધા જેવું નથી, દરેક પ્રકારની ચીઝોની બાબદમાં અજ્ઞાત દફે કરવા સબંદી એ શહેરનાં રિવાજોપર આધાર છે.

(૯) વેચનારને વેચાણુની અને લેનારને કિંમતની અદા કરવાની શકિત પણ હોય. નાઠેલા ગુલામનું વેચાણુ સહી નથી. પરંતુ નાઠેલ ગુલામ પાસે કોઇ બીજી વસ્તુ જેનું વેચાણુ સહી હોય સામીલ કરીને વ્હેપાર કરે તો વેચાણુ સહી થઇ જશે ભલે પછી નાઠેલો ગુલામ પાછળથી હાથ ન પણ આવે.

# ખ્યાર,

ખ્યાર થોડા એક પ્રકારનાં હોય છે.

(૧) **ખ્યારે મજલીસ** એટલે વેચનાર અને લેનાર એક બીજાથી જુદા થાય એ પહેલાં બન્નેમાંથી દરેક સોદાને ભાંગી શકે છે. પરંતુ જુદા થવા પછી વેચાણ લાઝીમ થઇ જશે.

(૨) **ખ્યારે હયવાન** જાનવરોની ખરીદી અને વેચાણમાં ત્રણ દિવસ વેચનારને નહિ પણ માત્ર લેનારને અખ્તયાર બાકી રહે છે. પરંતુ સમન [ કિંમત ] પણ હયવાન હોય. એટલે જાનવરને બદલે જાનવર વેચવામાં આવ્યું હોય તો વેચનારને પણ અખ્તયાર રહેશે, જાનવર અથવા મનુષ્ય એટલે કનીઝ કે ગુલામ હોય અથવા બીજા જાનવરોના પ્રકારમાંથી હોય.

(૩) **ખ્યારે શરત** વેચનાર અને ખરીદનાર, જેને માટે પણ અખ્તયાર ( હક્ક ) મુકરર કરે અને જેટલી મુદ્દત માટે મુકરર કરે, જોઇએ તો વેચનારને માટે હક્ક આપે અથવા માત્ર લેનારને માટે, અથવા બન્નેને માટે મુકરર કરે, અથવા બન્ને સિવાય ત્રાયતને અખ્તયારીનો હક્ક આપે તો એ અખ્તયાર લાગુ પડશે. એ શરત કરી શકાય છે, જેમકે ખરીદનાર વેચનારને જે કિંમત આપી રહયો છે, લેનાર એ કિંમતની જેવી (વસ્તુ) મુકરર મુદ્દતને માટે વેચનારને પાછુ આપી દેશે. એવીજ રીતે બીજી એવી શરતો, જે વેચાણ ઇચ્છા સબંદી અને કિતાબ અને સુન્નત વિરૂદ્દ ન હોય, એ સિગામાં મુકરર કરી શકાય છે. જો કે જાએઝ છે કે વેચનાર અને ખરીદનાર બીજી વ્યકિતથી એ શરત કરી લે કે મુને એક કપડુ સિવી દેવું પડશે, અથવા આટલી રકમ કરજ આપવી પડશે, ફરઝ અને શકિત પ્રમાણે એ શરતને પુરૂ કરવું લાઝીમ છે. નહિ તો જે માણસે શરત લગાડી હોય એ મામલાને ( સોદાને ) ભાંગી નાખવા માટે મુખતાર થશે. એવીજ રીતે એ પણ જાએઝ છે કે બન્નેમાંથી કોઇએક વેચાણના સિગામા એ શરત કરી લે, જેમકે ફલાણી કિતાબ મુને આપવી પડશે. આવા પ્રકારની શરતને શરતે નતીજા કહે છે.

(૪) **ખ્યારે ગબ્ન**, વેચનાર કે ખરીદનાર, જેની જોડે પણ ગબ્ન ( દગો ) કરવમાં આવ્યું હોય. એ રીતે કે સોદા થવાને વખતે એને ખબર ન હોય તો એને દગાને કારણે વેચાણને રદ કરવાનો હક્ક હાંસીલ છે.

(૫) **ખ્યારે તાખીર** જો ત્રણ દિવસ લગી ( માં ) ખરીદનાર વેચનારને કિંમત ન આપે અથવા વેચનારખ રીદનારને વેચાણ હવાલે ન કરે તો ફરીકે સાની (બન્નેમાંથી એક) ને વેળ લગાડવાને કારણે સોદો રદ કરવાનો હક્ક છે. આ ત્રણ દિવસની મુદ્દત એ ચીઝોને માટે છે જે એક દિવસ રહી જવાને કારણે ખરાબ નથી થતી. પરંતુ જો કોઈ ચીઝ એકજ દિવસમાં ખરાબ થઇ જવાવાળી હોય અને લેવાવાળો દિવસ કાઢી નાખે અને ન આવે, તો ધણીને ( સોદો ) રદ કરવાનો હક્ક છે. એ શરતે કે લેવાવાળાએ વેળ લાગવાની શરત ન રાખી હોય.

(૬) ખ્યારે રૂયત આ અખ્તયારની રીત એ પ્રમાણે છે કે. કોઈ માણુસ કોઇ વસ્તુ વગર જોયે કે દેખે માત્ર એની તારીફ સાંભળીને ખરીદે અને જ્યારે એ વસ્તુ સામે આવે એમાં એ ભાત જોવામાં ન આવે, આવી હાલતમાં ખરીદનારને વેચાણુ રદ કરવાનો હક્ક છે. અને જો જોયા પછી એ વધારે સારૂ હોય, જે બ્યાન કરવામાં આવ્યું હતુ. તો વેચનાર સોદો રદ કરવાનો હક્ક ધરાવે છે.

(૭) ખ્યારે અયબ જો વેચાણુનો સિગો જાહેર થઈ ચુકયો હોય. પરંતુ વેચાણુની ચીઝ હજુ ખરીદનારનાં કબજામાં આવી ન હોય ત્યાં લગી વસ્તુમાં કંઇક ખરાબી પેદા થઇ જાય, તો ખરીદનારને અખ્તયાર છે કે જોઇએ તો સોદો રદ કરે અથવા જોઇએ તો એમ કરે કે સારા, નરસાની કિંમતમાં જેટલો ફર્ક થતો હોય એની પ્રમાણમાં કિંમત કાપીને બાકીની કિંમત પર સોદો કાયમ રાખે. એવીજ રીતે વેચનારને હક્ક છે કે કિંમતમાં કંઇ ખરાબી [ ઓછુ ] દેખાય તો એમાં નુકસાનીને કારણે સોદાને રદ કરી શકે છે. ખ્યારે અયબ થોડીએક રીતોમાં સાકીત થાય છે.

[ ૧ ] ખરીદનારને સોદા વખતે અયબ [ ખરાબી ] ની ખબર હોય.

[ ૨ ] ખરીદનારને જ્યારે અયબ [ ખરાબી ] ની ખબર હોય તો એ વખતે એની પર રાજી થાય.

[ ૩ ] ખરીદનાર ખરાબીનાં હક્કને પોતે સાકીત [ રદ ] કરી ચુકયો હોય.

[ ૪ ] વેચનાર ખરાબીની જોખમદારીથી દસ્ત બરદારી (હાથ ઉપાડી લ્યે) કરી આપે અથવા કોઇ ખાસ ખરાબી સબંદી ખબર કરી દે, જેમકે એ ચીઝમાં કોઇ ખાસ અયબ હોય અને એ માણુસ એ ચીઝની એ અયબ [ ખરાબી ] સબંદી જાહેર કરીને વેચી રહયો હોય અથવા એમ કહી દે કે હું કોઈ નુકસાનીનો જોખમદાર નથી તો વેચનાર જોખમદાર નહિ રહે. પરંતુ જો વેચનાર માલના કોઈ એક અયબ સંબંદી ખબર આપે અને એ અયબ ઉપરાંત બીજો અયબ ઉતપન્ન થઇ જાય તો, બીજા અયબ સંબંદી અખત્યાર ખરીદનારને રહેશે.

(૫) ખરીદનારે નુકસાની જાણી લેવા પ્હેલાં જો ચીઝવાપરી ચુકયો હોય તો એવી હાલતમાં સોદો રદ નથી થઇ શકતો. અલબત્તા ખરીદનારને બદલો મેળવ્વાનો હક્ક રહેશે.

ખ્યારે અયબ ફવરી નથી, એટલે એ જરૂરનું નથી કે ખરીદનાર નુકસાની જોતાની સાથેજ તુરતજ સોદો ભાંગી નાખે, વળી વેચાણ રદ કરવા માટે વેચનારનું મોજુદ હોવું પણ શરત નથી.

(૮) ખ્યારે તદલીસ એની રીત એ છે કે વેચનાર અથવા લેનાર પોતાના માલામાં એવી રીત આધરે જેથી એ ચીઝ ઉત્તમ દેખાય, આવી હાલતમાં સામે વાળાને અખત્યાર છે કે જોઇએ તો સોદો ભાંગી નાખે અથવા બદલો લીધા વિના સોદાને કાયમ રાખે.

(૯) **ખ્યારે શિરકત** એની રીત એ છે કે કોઇ માણુસ એક ચીજ ખરીદે, અને પાછળથી ખબર પડે છે એ ચીઝમાં બીજો માણુસ પણ ભાગીદાર છે. અને વેચનારે વગર રજાએ બીજાનો ભાગપણ વેચ્યો છે. અને બીજો માણુસ (ભાગીદાર) વેચાણનો સોદો કાયમ રાખવા માટે રાજી નથી, તો એવી હાલત વચ્ચે એ માણુસ ખરીદદારનો સાથી રહેશે, જો કે ખરીદનારને હકક છે જોઇએ તો સોદાને ભાંગી નાખે, અથવા ચાહે તો જેટલી હદે કિંમત એણે (ખરીદનારે) ગયરન માલ સબંદી અદા કરી છે, એને વેચનાર કનેથી પાછી લઇને બાકીના સોદાને કાયમ રાખે, આ અખ્તયારને ખ્યારે તબાઉઝે સુફકહ પણ કહે છે.

(૧૦) **ખ્યારે તઅઝઝુરે તસલીમ** ધારો કે, કોઇ ગુલામ વેચાણ પછી અને વેચનાર ખરીદનારને હવાલે કરે, એ પહેલાં નાસી જાય, તો ખરીદનારને વેચાણ રદ કરવાનો અખ્તયાર છે.

## બયએ સર્ફ

બયએ શર્ફનો અર્થ એ છે કે, સોનું સોનાને બદલે અથવા ચાંદી–ચાંદીને બદલે અથવાં સોનું ચાંદીને બદલે અથવા ચાંદી સોનાને બદલે વેચવામાં આવે. બયએ સર્ફ શરત છે કે એજ મજલીસમાં (જગ્યાએ) વેચનાર સમન (કિંમત) પર અને ખરીદનાર વેચાણ વસ્તુ પર કબજો મેળવી લે, અને જો સોનું સોનાને બદલે અથવા ચાંદી ચાંદીને બદલે વેચવામાં આવે તો એમાં રેબાના હુકમો જારી થશે. જો કોઇ અમુક સોનુ એના કરતા વધારે ચાંદી લઈ અથવા અમુક ચાંદી એના કરતાં વધારે સોનું લઇને વેંચે તો કાંઇ વાંધો નથી.

જો વેચનાર અને ખરીદનાર, કિંમત અને માલ (વસ્તુ) ના કેટલાંક ભાગ પર એજ મજલીસમાં કબ્જો કરી લે, અને થોડા ભાગને કબ્જો ન મળ્યો હોય તો મળેલા હિસ્સા સબંદી સોદો દુરૂસ્ત અને બાકીનો કબ્જામાં ન આવેલા ભાગનો સોદો બાતીલ છે. અને એક બીજામાંથી જો કોઇ પાસે પુર્ણ વસ્તુ પ્હોંચી ન હોય એને ખ્યારે તબાઉઝે સુફકહનો હકક મળે છે. બયએ સર્ફના હુકમોમાં એ કંઇ નથી કે માલ અને કિંમત બન્ને સિક્કાદાર હોય અથવા બન્નેમાંથી એક સિક્કદાર પણ ન હોય. અકવા એ છે કે ચાંદીનો પાવડર જે ખાંણુ માથી કાઢવામાં આવે છે એને ચોખ્ખી ચાંદીના બદલામાં (તરીકે) વેચવી જાએઝ નથી અલબત્તા એને સોના વિગેરેના બદલામાં વેચવું જાએઝ છે. એવીજ રીતે સોનાની ખાકને સોનાને બદલે વેચવી દુરૂસ્ત નથી, અલબત્તા ચાંદી વિગેરેના બદલામાં વેચવી દુરૂસ્ત છે.

## નકદ, નસયહ સલફ

સમજવું જોઇએ કે માલ અને કિંમત અથવા બન્નેનો નકદ સોદો કરવામાં આવશે અથવા બન્નેમાથી એક ચીઝ નકદ નહિ હોય. અથવા માલ (વસ્તુ) નકદ હોમ અને કિંમત કરઝ (હોય) અથવા કિંમત નકદ હશે અને માલ (વસ્તુ) કરઝ, તો પ્રથમ રીત વિના મુશ્કીલે સહીહ છે. અને બીજી રીત વિના મુશ્કીલે બાતીલા છે. રહી ત્રીજી રીત કે માલ નકદ હોય અને કિંમત કરઝ તરીકે હોય તો એને બ્યએ નસય્યહ કહે છે અને આ રીત સહી છે. અને વેચાણ સબંદી આ રીતમાં શરત છે કે, કિંમતને અદા કરવાની જે મુદ્દત મુકરર કરવામાં આવે, જેમકે, એક વર્ષની મુદ્દત મુકરર કરવામાં આવે તો મુદ્દત પુરી થયા પછી ખરીદનારપર વાજીબ છે કે તુરતજ સમન ( કિંમત ) વેચનારને પહોંચાડી દે. જ્યાં લગી મુદ્દત પુરી ન થાય ત્યાં લગી વેચનાર માંગણીનો હકકદાર નથી. અલબત્તા ખરીદદાર મરણ પામે તો કરજ મુઅજજલ ( તુરતજ ભરપાઇ કરવા જોગ ) થઇ જશે. અને વેચનાર ખરીદદારના ન વારસ પાસેથી માંગણી કરી શકે છે. ભલે પછી હજુ લગી મુદત ન થઇ હોય, અથવા જો કોઇ માણસ કોઇ ચીઝની કિંમતમાં તરદીદ કરતાં, જેમકે એ કહીને વેચે કે, આ વસ્તુ હું રોકડ એક રૂપ્યામાં આપું છુ અને કરજે બે રૂપાયામાં, તો આવા પ્રકારનો સોદો બાતીલ છે. અલબત્તા સોદા પહેલાં અરસ પરસ વાતચીતમાં જો આ રીત જાહેર થાય તો કંઇ વાંધો નથી. હવે રહી ચોથી રીત, એટલે સમન (કિમત) રોકડ હોય અને વેચાણ કરઝ, તો આવી સ્થિતીને "બ્યએ સલફ" કહે છે. અને આવી રીતમાં પણ વેચાણ અદા કરવા માટે મુદ્દત મુકરર કરવી જરૂરતું છે. ધારો કે આ પ્રમાણે સોદો કરવામાં આવે, કે દસ શેર ઘઉં એક રૂપ્યામાં વેચાણ જે એક વર્ષ વિતવા પછી આપવામાં આવશે, એવીજ રીતે એ પણ મુકરર કરવું જોઇએ કે વેચાણ કઇ ચીઝ છે, અને વેચાણ ( વસ્તુ ) ની એ વસ્તુનો પણ ખુલાસો જરૂરનો છે. એવા પ્રકારની જે વસ્તુ ( વેચાણ ) ની ચીઝમાં જુદી જુદી હોય છે, અને જેના તફાવતને કારણે કિંમતમાં ફર્ક થઈ જાય છે. વળી જરૂરતું છે કે, એજ વખતે કિંમત (મુલ્ય) વેચનારના કબ્જામાં આવી જાય. અને બહેતર ( વધુખી ) એ છે કે, એ જગ્યા પણ મુકરર કરવામાં આવે કે જ્યાં વેચાણ ( વસ્તુ ) ખરીદનારને સોંપવામાં આવશે. જો વેચાણ સોંપવાને માટે જગ્યા સબંદી વેચાણની જગ્યા અથવાં બીજી કોઈ જગ્યાનક્કી થઇ જાય તો પછી કંઈ જરૂરત નથી. એવીજ રીતે એ પણ જરૂરતું છે કે વસ્તુ અદા કરવાની મુદ્દત થવા વખતે એ જાણસની ચીઝ અદા કરવા જોગ હોય, ખરીદનારને માટે જાએઝ નથી કે જે વસ્તુને એ બ્યઅ સલફની રીતે ખરીદે એને મુદ્દત પુરી થવા પ્હેલાં ( પોતાના કબ્જામાં આવ્વા પ્હેલાં ) બીજા માણસને વેચી નાખે.

## કર્જ

સમજવું જોઈએ કે **કરજ આપવાનો સવાબ અનહદ છે. બલ્કે કેટલીક હદીસોમાં તો એટલે સુધી છે કે કરજ આપવાનો સવાબ સદકાથી બમણો છે.** કરજનો સિગો અકરઝતો-ક (મેં તુને કરઝ આપ્યું) છે અથવા એવીજ રીતે બીજા શબ્દોનો ઉપયોગ કરવામાં આવે, જેનાથી મતલબ અદા થઈ જાય. અને વગર સીગો પડે પણ કરજ આપવું જાએઝ છે, જો કે કરઝ અકદે લાઝીમની રીતોમાંથી છે, પરંતુ કરઝ આપનાર જ્યારે ચાહે ત્યારે લેણાની માંગણી કરી શકે છે. એવીજ રીતે કરઝ લેનાર જ્યારે પાછુ આપવા માગે લેણદારે કબુલ કરવું વાજીબ છે.

જો કરજ આપનાર કરજ લેનારથી શરત કરે કે લેણાનો માલ કંઈક વધારા સાથે પાછુ આપે તો એ રેબા છે. જે હરામ છે ભલે પછી એ વધારો લેણાની ચીઝથી જુદી વસ્તુ હોય, બલ્કે જો એટલુજ નક્કી કરે કે કરજના માલને પાછુ આપતી વખતે ફલાણી સિફત (ખુબી) અથવા ફલાણી શરત એની મોજુદા (માલ આપતી વખતની) સ્થિતી કરતા વધુ હોવી જોઇએ તો પણ રેબા થઇ જશે. કરજ લેનારે પણ વધારો આપવાની શરતથી કોઈ માલ કરજે લેવું જાએઝ નથી. અને કરજ લેનાર આ રીતે કરજ લે તો એ આ માલનો ઝામીન છે, એનીપર લાઝીમ છે કે માલ ધણીને એ માલ પાછુ આપીદે, અને જો એની (કરજ લેનારની) કને ખર્ચાય જાય તો એનીપર લાઝીમ છે કે જો એ માલ મિસ્લી હોય તો એના જેવો માલ (૧) અથવા કિંમતી હોય તો એની કિંમત એને અદા કરે. અલબત્તા જો કરઝના સીગામાં તો વધારાની શરત કરવામાં ન આવે પરંતુ કરઝ લેનાર, બક્ષીસ કે ભેટની રીતે કોઈ ચીઝ કરજ આપનારને દે તો કંઇ વાંધો નથી.

કરજમાં રેબા હરામ હોવાને માટે એ શરત નથી કે કરજનો માલ એવા પ્રકારનો ચીઝોમાંથી હોય જેનો અંદાજો માપથી કે વજનથી કરવામાં આવે છે, બલ્કે જે ચીઝો સુમારમાં (ઓળખમાં) આવે છે તેમાં પણ રેબાનો હુકમ લાગુ પડે છે.

જો કરજ આપતી વખતે સીગામાં કોઇ મુદ્દત મુકરર કરવામાં આવી હોય તો અકવા એ છે કે એ શરતને પુરૂ કરવું વાજીબ છે. અને એ મુદ્દત પુરી થવા પહેલા કરજ આપનારને લેણાની માંગણી કરવી જાએઝ નથી. અને મુદ્દત વિતી જવા પછી માંગણી કરી શકે છે. પરંતુ જો કરજદાર કરજ અદા કરવાં અશકત હોય અને એની કને રહેવા જોગ મકાન અથવા સવારીનો ઘોડો અને કનીઝ કે ગુલામ વિગેરે જણસની એને જરૂરત હોય અને કોઇ ચીઝ એની પાસે મોજુદ ન હોય જેને વેચીને લેણુ અદા કરે, તો આવી સ્થિતી વચ્ચે કરજ આપનાર (લેણદાર) ને ઉઘરાણી કરવી જાએઝ નથી. બલ્કે લેણદારે ત્યાં લગી થોભવું જોઈએ કે કરજદાર લેણુ અદા કરવા જોગ બને.

જો કોઇ માણસે રોકડ અથવા બીજો સામાન કોઈને કરજે આપ્યું, અને પાછળથી એનો બજાર ભાવ ઓછો થઈ ગયો; તો કરજ લેનારે જેટલુ જે પણ કરજે લીધુ હોય તેટલુજ અદા કરે, પુરતું છે.

કરજના માલનાં મિકદાર (પ્રમાણ)નું મુકરર થવું જરૂરનું છે અટકળપર કામ લેવું પુરતું નથી.



(૧) **મિસ્લી**—એ વસ્તુ છે, જેની જેવી બીજી વસ્તુ મળવી શકય હોય, જેમકે ઘઉં, અને કીંમતી એટલે એ વસ્તુ જેના જેવી બીજી વસ્તુ ન મળી શકે.

# રહેન-માર્ગેજ

માર્ગેજના અર્થ એ છે કે, માર્ગેજ લેનાર પાસે, માર્ગેજ માલ રાખનાર ભરોસા કે ઇત્મીનાનને કારણે કોઇ માલ ગીરવી મુકે,એટલા માટે કે કરજ લેનાર લેણું ભરપાઇ ન કરે, તો ગીરવી લેનાર એ માલમાંથી વસુલ કરી લે ગીરવી મુકનારને રાહેન કહે છે. અને ગીરવી રાખવા (લેવા) વાળાને **મુરતહેન** કહે છે, અને એ માલને **અયને મરહુનહ** કહે છે.

ગીરવી રાખવા ટાંકણે અકદમા ઇજાબ અને કબુલનો સિગો જરૂરી છે. શબ્દો કંઇ મુકરર નથી મતલબ અદા થઇ જવું જોઇએ, અને જાહેરી આ, છે, કે મઆતાત (રીવાજ) ની રીતે વગર સીગો પડે પણ માર્ગેજનો સોદા થઇ શકે છે. એ રીતે કે કર્ઝ લેનાર કોઇ માલને કરજાના બદલે લેણદારને આપી દે તો, લેણદાર એ વાતને કબુલ કરી લે તો થઇ શકે છે.

ગીરવી મુકનાર અને માર્ગીજ રાખનારનું બાલીગ અને આકીલ હોવું જરૂરનું છે. વળી માર્ગીજ મુકનાર સબંદી એ પણ શરત છે કે જે માલ માર્ગેજ મુકે એમાં જાએજુલ તશરરૂફફ (જાએઝ ખર્ચ કરવા જોગ) પણ હોય, અને ગીર્વી મુકનારના માલમાં એ શરત છે કે એ અયન (વસ્તુ) હોય, કે જે વેચાઈ શકે, અને કરજના માલ સબંદી એ શરત છે કે એ ગીરવી મુકનારને જોખમે સાબીત થાય. જોઈએ તો એ અયની વસ્તુ હોય કે નફાવાળી ચીઝ હોય.

જો ગીરવી મુકનાર, બીજા માણસનો માલ માર્ગીજ મુકે તો માર્ગીજનો સોદો, મુળ માલીકની રજા પર મુલતવી રહેશે,અયને મરહુનહ (ગીરવી મુકવાનો મુળ માલ) અને એનો નફો અસલ માલીકનીજ મિલ્કત રહે છે. પરંતુ ગીરવી લેનાર (મુરતહન) ની રજા વગર માલીક એ ચીઝને કોઇ બીજા કને નથી ફેરવી શકતો, એવીજ રીતે મુરતહેન (ગીરવી રાખનાર) ને પણ ધણીની રજા વગર એ માલને ઉપયોગમાં લેવું જાએઝ નથી. ગરજ એ કે એ બન્નેમાંથી કોઈ પણ એ માલમાંથી ખર્ચ કરવાં ચાહે તો એને (એક) બીજાની રજા લેવી જોઇએ. અને જો રાહેન, મુરતહેનની રજાથી એ ચીઝને વેચી નાખે તો એ ચીઝની કિંમત રહેન (માર્ગીજ) સમજાશે. એ શરતે કે માર્ગીજ મુકનારેને એ કેદની સાથે એ ચીઝને વેચી હોય કે લેણદારની પાસે મુળ વસ્તુ બદલ એની કિંમત માર્ગીજ રહેશે, એવી હાલતમાં, કિંમતમાં માર્ગીજના હુકમો લાગુ પડશે.

માર્ગેજ લેનાર (લેણદાર) ને જે વખતે પણ પોતાનું લેણું લેવાનો હકક હોય, અને ઉઘરાણી કરે અને કરજદાર લેણું અદા ન કરે તો લેણદારને જાએઝ છે કે માર્ગીજ વસ્તુને વેચી નાખી પોતાનું લેણું વસુલ કરે. ભલે પછી માર્ગીજ વસ્તુ

એ પ્રકારની ચીઝમાંથી હોય જે લેણામાં આપવામાં નથી આવતી. લેણદારને જોઇએ કે મુળ માર્ગીજ વસ્તુને વેચી નાખવા માટે શકય હોય તો હાકીમે શરઅની પણ રજા મેળવી લે અને જો મુળ વસ્તુની કિંમત એના લેણાથી વધારે હોય તો, બાકીની રકમ માર્ગીજ મુકનાર (હકકદાર) ને પાછી આપવી જોઇએ.

જો કોઇ માણસને માથે માર્ગીજ લેનાર (લેણદાર) ઉપરાંત બીજા લોકોનું કરજ પણ હોય અને એ માણસ મુફલીસ થઇ ગયો હોય અને એની કને એટલો માલ ન હોય કે કરજની પુરી રકમ અદા કરી શકાય તો બીજા કરજ (લેણુ) દારો માર્ગીજ રાખનાર (લેણદાર) ની રકમમાં એની સાથે નહિ થઇ શકે. અલબત્તા મુળ વસ્તુને વેચીને માર્ગીજ રાખનારનું કરજ પુરૂ થઇ જવા પછી જે રકમ બચે એમાં બીજા લેણદારો એક બીજામાં શરીક થશે. અને જો ગીરવી રાખનાર (લેણદાર) નું કરજ માર્ગીજ ઉપરાંત બીજુ પણ હોય તો એ કરજ સબંદી એની સ્થિતી પણ બીજા લેણદારોની જેમ થશે, એટલે સદી (ભાગે પડતી) રકમ મેળવશે.

## (૧) હિજ્ર

હિજ્રના અર્થ એ છે કે કોઇ માણસને એના પોતાના માલમાંથી ખર્ચ કરવા માટે અટકાવ્વામાં કરવામાં આવે.

કોઇ માણસને થોડાએક કારણોસર એના માલમાં ખર્ચ કરતાં રોકવામાં આવે છે.

(૧) **નાબાલીગીયત**, નાબાલીગ છોકરો પોતાના માલમાંથી ખર્ચ કરી નથી શકતો. બલુગની નિશાની એ છે કે વિર્યપાત (ખલીત) થવા લાગે અથવા ડુંટી પાસેથી સખ્ત વાળ ઉગી આવે, અથવા છોકરાની વય પુરા પંદર (૨) વર્ષ અને છોકરીની વય પુરા નવ વર્ષની થઇ જાય.

(૨) **દિવાનગી**, જ્યાં લગી અકકલ ઠેકાણે ન હોય. દિવાનો માણસને પોતાના માલમાંથી ખર્ચ કરવું મના છે. અને જે માણસ પર જનુનના કયારે કયારે સપાટા પડતાં હોય, એ દિવાનાપણાની હાલતમાં ખર્ચ કરવા માટે મમનુઅ (રોકવામાં આવેલ) છે. પરંતુ હુસ્યારીની હાલતમાં ખર્ચ કરવાની રજા છે. દિવાનાના હુકમ (પ્રમાણે) માં નાદાન પણ સાથે છે, એટલે એ માણસ જે પોતાના માલને અયોગ્યપણે ખર્ચ કરે, (નાદાનીના માર્ગે ખર્ચ કરે.)



(૧) હિજ્રનાં અર્થ કોર્ટ ઓફ વોર્ડસ છે. (૨) હિલાલી (ચંદ્રની ગણત્રીપ્રમાણે)

(૩) **ગુલામ હોવું**, જો અમે એ કોલ ધારણ કર્યે કે ગુલામ પોતાના માલનો માલીક હોય છે. તો આવી હાલતમાં એને પણ આકાની રજા વગર પોતાના માલને ખર્ચ કરવાની રજા નથી.

(૪) **મુફલીસ હોવું**, મુફલીસ પણ પોતાના માલમાં ખર્ચ કરવાથી મમનુઅ (મના થયેલ) છે. પરંતુ એને માટે થોડીએક શરતો છે.

(૧) એનું કરજ હાકીમે શરઅની પાસે સાબીત થઇ જાય (૨) કરજ મુઅજજલ હોય, એટલે કરજ અદા કરવા માટેની મુદ્દત મુકરર હોય અને એ વખત આવી લાગ્યો હોય. (૩) એનો માલ કરજની રકમ કરતાં ઓછો હોય. (૪) લેણદારો પોતાનું લેણું માંગી રહયા હોય. મજકુર સર્વ શરતો જોવામાં આવે તો માલ કોર્ટ કરવામાં આવશે. બિમારને માટે અકવા એ છે કે એનું ખર્ચ કરવું સહી છે. અને એક ૧/૩ ભાગથી વધારેમાં પણ ખર્ચ કરી શકે છે. અલબત્તા જો બિમાર પોતાના માલમાં ⅓ ભાગ કરતા વધારે મિકદાર સબંદી કોઇ વસિય્યત કરે તો વધારાના પ્રમાણ (ખર્ચ) માં એ વસિય્યત લાગુ નહિ પડે. પરંતુ વારીસ રાજી થઇ જાય તો લાગુ પડશે. એવીજ રીતે કોઇ માણુસ તંદુરૂસ્ત હાલતમાં ⅓ ભાગથી વધારે માલ સબંદી વસિય્યત કરી જાય તો ⅓ ભાગથી વધારેને માટે એની વસિય્યતનું પાલન પણ વારસની રજા મંદી પર મુલતવી છે. અને જો વારસદારમાંથી કોઇક તો વસિય્યતને કબુલ કરે અને કોઈ અટકાવે તો એ વારસદાર (કબુલ કરનાર) સબંદી ૧/૩ ભાગથી વધારેમાં વસિય્યત લાગુ પડશે અને બીજા વારસો સબંદી લાગુ નહિ પડે.

# ઝમાન વલ કેફાલહ

ઝમાનનાં અર્થ એ છે કે કોઇ માણસ જોખમદાર બને, અને કોઈનું લેણું જે બીજા માણસ પર (આવતુ) હોય, એને પોતાપર લઇ લે, જોખમદાર (ઝામીન) બનવા વાળાને **ઝામીન**, લેણદારને **મઝમુનલહુ** અને કરઝદારને **મઝમૂને અન્હો** કહે છે.

જામીનગીરીમાં ઝામીન (ઝામીન બનનાર) અને મઝમુનલહ (લેણદાર) બન્નેનું રાજી થવું જરૂરનું છે. ભલે પછી ઝામીન માલદાર પણ ન હોય, એ શરતે કે લેણદાર વચ્ચે (ઝામીન) પડનારને માલથી ખાલી હોવાનું જાણતો હોય. જો લેણદાર, અંજાણ પણામાં આ રીતે કોઈ માણસના ઝામીન બનવાપર રાજી થઇ જાય તો પાછળથી [ખબર પડતાં] ઝમાનત (જામીનગીરી) ને તોડી શકે છે,

જામીનગીરી પછી કરજદાર પરથી એ કરજનો બોજો ઉતરી જાય છે. અને ઝામીનને જોખમે આવે (પડે) છે. એને ઝામીને અદા કરવું જોઇએ, જો કરજદારની ઇચ્છાથી વચ્ચે પડનારે જામીનગીરી આપી હોય, તો એણે જે (જામીને) કંઇ લેણદારને અદા કર્યું હોય, એ કરઝદાર (ઝામીન જેનો એ ઝામી ન થયો છે તેની) કનેથી લઇ શકે છે. નહિ તો લેવાનો હકકદાર નથી.

ઝામીનગીરીમાં મુદ્દત મુકરર કરવી પણ સહી છે. જેમકે કોઇ માણસ એ રીતે જામીન પડે કે હું આ લેણું એક વર્ષ લગીમાં પુરૂ કરીશ. ભલે પછી અસલે કરજ (સમય) માં મુદ્દત મુકરર ન પણ હોય.

મજકૂર સર્વ હુકમો એ હાલત માટે છે કે કોઇ માણસ માલનો જામીન થાય, પરંતુ જો કોઇ માણસ એ બાબદનો જામીન પડે કે હું કરજદાર (જેનો ઝામીન થયો છે.) ને લેણદારને સોપી આપીશ તો એને કેફાલહ કહે છે, માંગનાર જ્યારે પણ ઇચ્છે ઝામીન પડનાર પર લાઝીમ છે કે કરજદારને એને હવાલે કરે. જો કોઈ માણસ કરજદારને લેણદારના કબ્જામાંથી જબરદસ્તી છોડાવે, તો એ પણ કફીલ નાં હુકમમાં છે.

કફીલ નિચે પ્રમાણેની રીતોમાંથી કોઈ પણ એક રીતે કિફાલતપણામાંની જોખમદારીમાંથી છુટી શકે છે.

(૧) કરજદારને, લેણદારને હવાલે કરી દે, (૨) કરજદાર લેણદારનું કરજ અદા કરી ને મુકત થઇ જાય, અથવા ઝામીન અદા કરી દે, અથવા લેણદાર પોતાનું લેણું માફ કરી દે.

(૩) કરજદાર મરણ પામે (૪) મકફુલ્લહ [વચ્ચે પડનારને] ઝામીનગીરીમાંથી મુકત કરે.

એવીજ રીતે ઝામીન પણ ચાર રીતોમાંથી એક રીતે ઝામીન પણામાંથી મુકત થઇ શકે છે. યાતો પોતે કરજ અદાકરે, અથવા કરજદાર પોતે અદાકરે, અથવા લેણદાર લેણું માફ કરે અથવા ઝામીનપણાંની જોખમદારીમાંથી ઝામીનને મુકત કરે.

# હવાલો

હવાલાની રીત એ છે કે કોઈ લેણુ એકને માથે હોય એ બીજાને જોખમે ફેરવવામાં આવે. જેમકે ઝયદ, અમ્રનો કરજદાર હોય, તો એ કરજ અમ્ર બકરને (ત્રીજા) ને હવાલે કરી દે કે અમ્ર, મઝકુર ઝયદને ઠેકાણે બકથી પોતાનું લેણુ વસુલ કરીલે. મજકુર રીતમાં ઝયદને મોહિલ (કરજદાર) અમ્રને મોહતાલ (લેણદાર) બકને, મોહાલ અલયહ (હવાલો કબુલ કરનાર) કહેશે. હવાલા પછી ઝયદને માથેથી અમ્રના કરજનો ભાર ઉતરી જશે અને લેણું બકર મોહાલ અલયહના માથે ફેરવાઈ જશે, બકરને જોઇએ કે અમ્ર (મોહતાલ) નું કરજ અદા કરી દે.

હવાલામા શરત છે કે મોહીલ (કરજદાર) મોહતાલ (લેણદાર) બન્ને હવાલા પર રાજી થાય, રહયુ મોહાલ અલય્હ (હવાલો કબુલ કરનાર) નું રાજી થવું તો એની બે રીતો છે. (૧) મોહાલ અલયહ–મોહિલનો કરજદાર નથી કે જેના કારણે મોહતાલ (લેણદાર) ના કરજનો બોજો મોહાલ અલય્હ પર ફેરવવામાં આવે. આવી હાલતમાં મોહાલ અલય્હની રઝામંદી મેળવ્વી જરૂરનું છે. (૨) મોહાલ અલય્હ (હવાલો કબુલ કરનાર) મોહિલ (મૂળ કરજદાર) નો કરજદાર હોય તો, આવી હાલતમાં એની રજા મંદીનું જરૂરી હોવુ મુશકેલ છે. અગરચે અહવત એ છે કે મોહાલ અલય્હની રઝામંદીનું ધ્યાન રાખવામા આવે. બલ્કે આ હુકમ શકિત બ્હાર નથી. અને જો મોહાલ અલય્હ મોહિલનો કરજદાર તો હોય પરંતુ એવા પ્રકારનું કરજ એના માથે ન હોય કે જેવી રીતે કે કરજનો બોજો એની ઉપર મુકવામાં આવ્યો છે. તો વગર શંકાએ આ રીતમાં પણ એની રજા મેળવ્વી જરૂરનું છે.

હવાલામાં અગત્યનું છે કે મોહિલ (મુળ કરજદાર) ઉપર મોહતાલના કરજનો બોજો હોય. જેના બદલે એ મોહાલ અલય્હ ઉપરનું કરજ એને બતાવી આપે પરંતુ જો મોહિલ, મોહતાલ [લેણદાર] નો કરજદાર ન હોય અને મોહવાલના કોઇ લેણા વગર, માત્ર નામનુંજ મહાલ અલય્હના ઉપરનું લેણું એ બતાવી આપે તો આ રીત એસ્તલાહી હવાલાની રીતમાં નહિ આવે, બલ્કે આ પ્રકાર ઇસ્તેલાહન તવકીલ કહેવાય છે. (૧)



(૧) એટલે મોહીલે, મોહતાલને પોતાનો વકીલ બનાવ્યો છે કે એ મોહાલ અલય્હથી એનું લેણુ વસુલ કરી આપે.

# ઇજારો

ઇજારામાં (૧) થોડીએક ચીજો અગત્યની છે.

(૧) **અકદ** એટલે મુજીર (એટલે ઇજારા પર આપવાવાળો) કહે કે **અજરતો-ક હાઝેહિદ્દાર એલાસનતીન બેખમસીન રૂફીયાહ** (મે આ ઘર વર્ષ ભરને માટે પચાસ રૂપયા ભાડેથી આપ્યું) અને મુસ્તાજેર (ઇજારો લેવાવાળો) **કહે કબીલ્તો હાકઝા** (મેએ રીતે કબુલ કર્યું) અથવા એવા પ્રકારના બીજા વાકયો હોય જેનાથી એ સમજાય કે કોઇ માણસને એક મુકરર મુદ્દતને માટે એક મુકરર કારણ(બદલા) પર કોઈ વસ્તુના નફાનો માલીક બનાવી દીધો. ઇજારાનો સીગો ગ્યર અરબીમા પણ પડી શકાય છે, અને બન્ને તરફથી માત્ર એક વ્યકિત પણ સિગો પડી શકે છે. ઇજારામાં મઆતાત (૨)પણ જાએઝ છે.અલત્તા જો કોઇ માણસ કોઈ કામને માટે ઉજરત(બદલા) પર કામ કરવાવાળો સમજાય તો એવી હાલતમાં:મઆતાતનું જાએઝ હોવું અશકય છે.

ઇજારાનું અકદ (ઇજારો મુકરર કરવું) લાઝીમની રીતોમાંથી છે, અને મઆતાતની રીતમાં જાએઝુલ ફસ્ખ (તુટી શકે તેવું) રહે છે. અલબત્તા મોજીર (ઇજારાપર આપવાવાળો)અથવાં ઇજારો લેનાર,બન્નેમાંથી એક જણ એ વસ્તુમાં જે ઇજારાને કારણે એને મળી છે, ખર્ચ (ઉપ્યોગ)કરે. તો મઆતાતની હાલતમાં પણ લાઝીમ થઇ જશે.

(૨) જે વસ્તુ ઇજારામાં આપવામાં આવે એનું મુળ મુકરર કરી દેવામાં આવે. ભલે પછી મુકરર પણે કોઇ વસ્તુનો જુજ ભાગ જેમકે અર્ધ, પોણો ભાગ વિગેરે.

(૩) ઇજારાની મુદ્દત એવી રીતે મુકરર કરવામાં આવે કે એ સંપુર્ણ બંદોબસ્તમાં આવી જાય. મુકરર કર્યા વિનાની મુદ્દતને માટે ઇજારો સહી નથી. જેમકે કોઇ માણસ એવી રીતે કહી આપે કે હું મારૂં આ ઘર તમને માસિક એક રૂપ્યા ભાડેથી આપું છું અને એ ન દાખવે કે કેટલા વખતને માટે ભાડેથી આપું છું તો એ દુરૂસ્ત નથી. અલબત્તા જો એમ કહે કે, આ ઘરમાં તમે જેટલા દિવસ રહો હું દરેક રાત્રના ચાર આના ભાડુ લીધા કરીશ, તો એ જાહેરી રીત સહી છે. પરંતુ ઇસ્તેલાહી ઇજારામાં દાખલ નથી. બલ્કે "ઇબાહ બીલ એવજના" પેટામાં છે.

[૪] ઇજારાના માલને મુકરર કરવું. એટલે એની જાણસ, મિકદાર અને અદા કરવાનો સમય, સર્વ મુકરર થઇ જવું જોઇએ. અને જો અદા કરવાનો સમય મુકરર કરવામાં ન આવ્યો હોય, તો નકદ[રોકડ] અદા કરવું જોઇએ.

જો ઇજારે આપનાર કે લેનાર બન્નેમાંથી કોઇ એક મરણ પામે અથવાં ઇજારો જે બાબદ સબંદી હોય એ અસલ વસ્તુને માલીક બીજાને વેચી નાખે તો આ વાતોથી ઇજારો બાતીલ નહિ થાય.

આ હુકમ જાએઝ છે કે કોઈ માણસ પોતાને અંતીમ રીતે કોઇ બીજાનો અજીર [મજદુર] બનાવે [થાય] એવી હાલતમાં અજીરની ઝાતથી જેટલી હદે નફો થાય, એ સર્વ ઇજારો લેનારની મિલ્કત થશે, એવીજ રીતે એ પણ જાએઝ છે કે કોઇ માણસ કોઇ ખાસ કામને માટે કોઇનો અજીર બની જાય.



(૧) ઠેકો, ભાડુ, મજદુરી, ત્રણે વસ્તુ ઇજારામાં દાખલ છે.
(૨) મઆતાત, એટલે વગર સિગો પડે ઇજારો અમલમાં આવ્યું.

# મુઝારેબહ

મુઝારેબાના અર્થ એ છે કે કોઇ એક માણસ રૂપ્યા, અશરફી, વિગેરેની કોઇ મુકરર રકમ કોઇ [બીજા] માણસને વેપાર કરવાને માટે આપે અને એ શરત કરે કે વેપારનો નફો આપસમાં મુકરર પણે વ્હેચી લેવાશે. જેમકે અર્ધો અર્ધ નફો વેંચાશે અથવા નફાના ત્રણ ભાગ કરીને વેચાશે. તો અસ્લ માલીકને **મુઝારેબ** અને એ બીજાને આમીલ [કારિન્દહ] [કામ કરનાર] કહેવાશે.પરંતુ જો માલધણી એ શરત કરે કે સર્વ નફાનો માલીક હુંજ રહીશ તો એને **બીજાઅત** કહે છે. એવીજ રીતે જો માલીક કંઇપણ શરત ન કરે તો સર્વ નફાનો ધણી રહેશે. અને કારન્દહ (કામ કરનાર) ઉજરત મિસ્લ. (૧) [મજદુરી] નો હકકદાર રહેશે,પરંતુ જો એ શરત કરવામાં આવે કે સર્વ નફો કામ કરનારનો થશે, તો, એ રકમ જો કરજની નિય્યતથી આપી હોય તો દુરૂસ્ત છે, નહિ તો બાતીલ. એવીજ રીતે જો માલીક સિકકદાર સોનું કે ચાંદી ઉપરાંત જો બીજી વસ્તુ કામ કરનારને આપે, અથવા તો નફામાં વ્હેંચણીની રકમ મુકરર થઇ જાય, જેમ કે દસ રૂપ્યા કારન્દહ [કામ કરનાર] નાં અને બાકી પોતાના મુકર કરે, અથવા એથી ઉલ્ટુ પોતા માટે કોઇ ખાસ રકમ મુકરર કરી બાકીનો નફો કારન્દરને માટે મુકી આપે તો એ સર્વ હાલતમાં મુઝારેબહ નહિ થાય, બલ્કે આ સર્વ કરેલ કરાર બાતીલ છે, અને સર્વ નફો એવી હાલતમાં માલીકનો રહેશે અને કારન્દહ મુળ મજુરીનો હકકદાર

જો માલીક કારન્દહની સાથે કોઇ ખાસ વ્હેપારને માટે શરત કરે તો કારન્દહને માટે લાઝીમ છે કે એ શરતને પુરી કરે, અને જો શરતને પુરી ન કરે બલ્કે બીજો વેપાર શરૂ કરે તો એ ઉપ્યોગ ખોટો ઠરશે. અને જો માલીક રજા આપે તો સહી થશે. નહિ તો બાતીલ થશે. અને આ બન્ને પ્રકારોમાં, ન કારન્દાહ નફાનો હકકદાર થશે ન મૂળ મજદુરીનો, પરંતુ જો માલીક પોતાની ખુશીથી આપે તો ખૈર.

કારન્દહ જો અમીન (અમાનતદાર) છે તો માલીકનો માલ એની કને જો બેઅહતયાતી અને પોતા તરફથી કોતાહિ વગર ખર્ચાઇ જાય તો બદલો આપવાનો એ જોખમદાર નથી.



(૧) એટલે એ કારન્દહ જેવા માણસોની હયસીયતની જેટલી મજદુરી થતી હશે એટલી એને આપવામાં આવશે,

# શિર્કહ

શારીરીક મ્હેનતમાં શીરકત બાતીલ છે. જેમકે થોડા એક હમામી ભેગા મળીને નિશ્ચય કરે કે અમો જે કંઇ મ્હેનત કરીને કમાશુ તે સર્વ એક જગાએ ભેગું કરીને પછી વ્હેંચી લઈ શું, એવીજરીતે શીરકત બાતીલ થવાની અનેક રીતો છે. જેમકે બે આબ. જાહત (ઇજ્જતદાર) માણસ જેની પાસે મુડી (કંઇ) ન હોય, પરંતુ પોતાની ઇજ્જતને અંગે લોકો પાસે થી કરજ લઈ શકતા હોય, એઓ અરસપરસ નક્કી કરે કે અમારામાંથી દરેક અહીંતહી થી માલ કરજે લઇ આવે અને સર્વ એકઠુ કરી વેચે અને નફામાં બધા સાથે રહે. એવીજ રીતે શિરકત (સાથીપણું)ની આ રિતપણ બાતીલ છે. કે થોડા એક માણસો એ પ્રમાણે નક્કી કરે કે અમારામાથી જેને જે પણ રીતે માલ પ્રાપ્ત થાય એ સર્વ લઇ આવી એક જગ્યાએ એકઠુ કરશુ અને સઘળાઓ એમાં સાથી રહેશું આવા પ્રકારની શિરકતને શિરકતે વેફ મુઝહ કહે છે.આ રિતો સિવાય માલ(દોલત)માંશિરકતસહી છે.

**શિરકત** શિરકતના કારણો ચાર છે. (૧) શિરકત કોઈ મામલા ને કારણે કાયમ થાય જેમકે કોઇ માણસ મઝારેબહ [૧] ની જેમ કોઈનો કારન્દહ બની જાય, એવી [નક્કી] રીતમાં એ માલીકની સાથે નફામાં સાથી છે. અથવા જેમકે બે માણસ એકેક રૂપીઓ નાખીને અનાજનો એક ઢગ ખરી દે, અથવા એક ઘર ભાડેથી લે.

(૨) કોઇ માલ વારસામાં થોડાએક જણાને મલે જેમાં એઓ સર્વ શરીક [ભાગીદાર] હોય.

(૩) એકનો માલ બીજાના માલમાં એ રીતે ભેળાઈ જાય,જેને જુદ્દ કરવું અશકય હોય.

(૪) **શિર્કત અકદી** ની રિત છે. જેમકે બે માણસ થોડો થોડો માલ પોતાની પાસેથી લાવે અને ભેળવીને, નક્કી કરે કે આનાથી બેપાર કરશું અને નફામાં સાથે રહેશું. આવી હાલતમાં ઈજાબ અને કબુલ જરૂરનું છે. જોઇએ તો ઇજાબ અને કબુલ શબ્દો દ્વારા હોય કે કાર્ય દ્વારા. અને નફામાંની રીત જે પ્રકારે નક્કી થાય એજ પ્રમાણે રહેશે. અને જો નક્કી ન કરે તો જેટલો જેનો માલ એટલો એ નફાનો માલીક રહેશે. એવીજ રીતે માલ ખર્ચાઈ જાય કે નુકસાન થઇ જાય તો એમાં પણ દરેકના માલનાં પ્રમાણમાં બન્નેને વેઠવું પડશે.

મજકુર સર્વ રિતોમાં બન્ને સાથીઓમાંથી કોઇ એકને માટે રજા નથી કે એક બીજાની રજા વગર એ માલમાંથી ખર્ચ કરે.

જ્યાં લગી બન્ને ભાગીદાર ભાગીદારી કાયમ રાખવા માટે રાજી હોય ત્યાં લગી ભાગીદારી બાકી રહેશે. અને જો બન્નેમાથી કોઇએક ભાગીદારી માટે રાજી ન હોય તો બીજાને વ્હેચણીને માટે દબાણ કરવામાં આવશે અને બે રીતમાંથી કોઇ એક રિતે એ માલમાંથી વ્હેંચણી થશે.

[૧] બે કે ત્રણ અથવા ભાગીદારીમાં જે હિસાબ હોય, એ હિસાબે એ માલના ભાગલા કરવામાં આવે અને કુરઆ [એક પ્રકારની ચિઠ્ઠી ઉપાડવાની રીત] નાંખીને. જે ભાગલું જેના નામે આવે એને આપવામાં આવે, આ વ્હેંચણી એ વખતે થઈ શકે છે કે જ્યારે એ માલની વ્હેંચણી કરવાથી કિંમત એટલી ઓછી ન થઇ જાય કે નુકસાન ભોગવવું પડે, નહિ તો બન્નેમાં એક પણ ભાગીદાર વ્હેંચણી કરવા માટે દબાણ નથી કરી શકતો. અલબત્તા જો બન્ને રાજી હોય તો કંઇ વાંધો નથી.

[૨] આપસમાંજ એ માલની કિંમત આંકી લે, અને [નક્કી થયેલ] કિંમતને ઉપર પ્રમાણે આપસમાં વ્હેંચી લ્યે, દરેક ભાગીદાર અમીન છે પરંતુ વગર ઢીલે કોઇ ચીઝ એનાથી નુકસાન થઈ જાય તો એ ઝામીન [જોખમદાર] નથી.



(૧) જુઓ આગલું પ્રકરણ.

## વકાલત

વકાલતનાં અર્થ એ છે કે કોઇ માણસ કોઇને કોઇ માલ કે હકક વ્હેંચવાં અથવાં સિગો વિગેરે જારી કરવા [પડવા] માટે પોતા તરફથી નાયબ નેમે. વકીલને માટે જાએઝ નથી કે:મોવકકીલે [વકીલ નેમનાર] જે કામ તેના માટે મુકરર કર્યું છે એ ઉપરાંત વધુ કંઇ ખર્ચ કરે, નહિ તો તસરરૂફ (ખર્ચ) ફૂઝુલી [વ્યર્થ] થશે, જો મોવકકકીલ રજા આપે તો એ કામ [કે ખર્ચ] ઠીક રહેશે, નહિ તો બાતીલ થશે, અને જો કોઇ માણસ કોઇને પોતાનો વકીલે મુતલક બનાવે તો વકીલને જોઇએ કે એટલી હદ લગીજ ખર્ચ કરે કે જેટલું પોતાના મોવકકીલનાં હકકમાં સારૂં સમજતો હોય.

વકીલ અમીન છે. જો એ અહતયાતી અને પોતાની કોતાહી વગર (લાચારીએ) મોઅકિકલનો માલ એના હાથે નુકસાન પામે તો એ જોખમદાર નથી.

વકીલાત અકદની જાએઝ રિતોમાંથી છે વકીલ અને મોઅકકલ બન્નેમાંથી દરેક જ્યારે પણ ચાહે ત્યારે જુદા થઇ શકે છે અને જો બન્નેમાંથી કોઇએક પોતા તરફથી ફસ્ખ [વાત ભાંગવી, જુદુ થવું] કરી દે તો બન્નેપર એની બીજાને જાણ કરવી વાજીબ નથી. પસ જો વકીલ પોતા તરફથી વકાલતને ફસ્ખ કરી દે તો ફસ્ખ કર્યા પછી એ વકીલ ને એ માલમાં ખર્ચ કરવાનો હકક નથી. પરંતુ જો એ ખબર હોય કે મોઅકકલ મારા 'ખર્ચ' કરવા પર રાજી છે તો જાએઝ છે. અને જો મોઅકકલ વકાલતને ફસ્ખ કરે અને વકીલને ફસ્ખે વકાલતની જાણ થાય તે પ્હેલાં એ માલમાથી ખર્ચ કર્યું હોય તો એ ખર્ચ સહી અને કાયમ રહેશે, અને મોઅકિકલની રજાની જરૂરત નથી.

## વદીઅત

વદીઅતનાં અર્થ એ છે કે કોઇ માણસ પોતાની કોઇ વસ્તુ કોઇની પાસે રક્ષણની ઇચ્છાએ અમાનત પ્રમાણે રાખે. વદીઅત અકદની જાએઝ રિતોમાંથી છે. અમાનતદાર કને જયાં લગી એ વસ્તુ રહે ત્યાં લગી એની પર રિત અને રિવાજ-પ્રમાણે એ ચીજનું રક્ષણ કરવું વાજીબ છે એ એનો અમીન છે. અને જો રક્ષણ કરવા છતાં નાશ પામે તો એ બદલો આપવા માટે જોખમદાર નથી. અને જો માલીક મુકરર કરે કે આ માલને ફલાણી જગ્યાએ રક્ષણમાં રાખો, તો એ જગ્યાએ રાખવું વાજીબ છે, અને જો અમીન માલીકના કહેવા પર અમલ ન કરે અને એ વસ્તુ ગુમાઇ જાય તો બદલો આપવો પડશે. પરંતુ નાશ પામવાના ભયથી અમીન એ ચીઝને ત્યાંથી જુદી કરે અને રિવાજ અને ધ્યાન પ્રમાણે એના રક્ષણ માટે જગ્યા બદલવી જરૂર નું હોય તો, અમીન પર જોખમદારી નથી.

અને જો માલીક મરણ પામે તો અમીન પર વાજીબ છે કે તુરત જ અમાનત એના વારસદારને પ્હોંચાડી દે.

# આરીયત

## (ઉધારી-ઉછીનુ)

આરીયતના અર્થ એ છે કે કોઇએક માણસ બીજા માણુસને કોઇ માલ કંઇ નંફો મેળવ્વાની આશાએ આપે, જેમ કે વસ્ત્ર પ્હેરવા માટે, મકાન રહેવા માટે અથવા એવાપ્રકારની બીજી ચીઝો, જો માંગ્યું (ઉછીકુ) લેનાર નક્કી થયા પ્રમાણે એ ચિઝને ઉપયોગમા લ્યે, અને એ કારણે એ વસ્તુની કિંમત ઓછી થઈ જાય, અથવા અસલ ચીઝ ખલાસ થઈ જાય તો ઉછીકુ લેનાર પર કોઇ જોખમદારી નથી. પરંતુ જો ઉછીનું આપનાર આપતી વખતે જોખમદારીની શરત કરે તો અલબત્તા ઉછીકુ લેનાર એ વસ્તુનો જોખમદાર છે. અથવા એ કે સોનું કે ચાંદી ઉછીકુ લઇ જાય તો પણુ ઉછીકુ લેનાર ઝામીન છે.

આ હુકમ જરૂરી છે કે ઉછીકુ આપનાર એ વસ્તુનાં ઉપ્યોગ કરવાનો જાએઝ હકક ધરાવતો હોય. જો ગાસીબ કોઇ ગસબી વસ્તુને ઉછીકી આપે અને ઉછીકુ લેનારના હાથમાં આવતાં એ વસ્તુની મુલ્ય ઘટી જાય અથવા ખર્ચાઇ જાય તો બન્ને જામીન થશે, અને બંન્નેને બદલો આપવો પડશે. ભલે પછી ઉછીકુ લેનારને એના ગસબી હોવાની જાણુ પણ ન હોય, અને જો બન્નેમાંથી એક જણુ બદલો પોતાને જોખમે લઇ લ્યે અને અસ્લી માલીકને પ્હોંચાડી દે, તો બીજા એક પરથી સાકીત થઇ જશે જો ઉછીકુ લેનાર બદલો (નુકસાની) અદા કરે, જો કે એને પોતાના ઉપ્યોગમાં લાવતી વખતે એ વસ્તુના ગસબી હોવાની જાણુ ન હોય તો અસ્લ ગાસીબ પાસેથી નુકસાની વસુલ કરશે.

# ગસબ

ગસબના અર્થ એ છે કે કોઇના માલ અથવા કોઈના હકક પર, પોતાનો હકક સાબીત કર્યા વિના માલ ધણીની કે હકકદારની રજા વગર કબ્જો કરવો. ગસબ હરામ છે. અને ગાસીબ પર વાજીબ છે કે ગસબી વસ્તુને તુરતજ એના ખરા માલીકને પ્હોંચાડી દે. બલ્કે જો એ માલ જે જેનાં ઉપ્યોગમાં આવતો રહેશે, એ દરેક એના જોખમદાર રહેશે. અને જો ખર્ચાઇ જાય તો સર્વ પર વાજીબ છે કે પોતાની જોખમદારી થી મુક્તિ મેળવે. અને આ મસઅલો આગળ બ્યાન થઇ ગયો છે. કે જો ઉપ્યોગમાં લેનારાઓમાં કેટલા એકને એ વસ્તુ ગસબી હોવાની જાણુ ન હોય અને એનો બદલો [નુકસાની] આપવો પડે તો એ ગાસીબે અવ્વલ [પ્રથમ ગસબ કરનાર] કને થી વસુલ કરશે. અને ભરપાઇ કરવાની અસ્લ જોખમદારી એની પરજ છે, જો એ વસ્તુ મિસ્લ ધરાવતી હોય. જેમકે ઘંઊ અને જવ વગેરે, એના જેવુંજ અદા કરે અને જો મિસ્લ નથી મળી શકતી અને કિંમત અદા કરવાની જરૂરત છે તો એ અદાકરવાના દિવસના ભાવે ભાવ એની મુલ્ય અદા કરવી જોઇએ

જો ખેડુત ગસબી ઝમીનમાં ખેતી કરે તો ખેતીનો નંફો ખેડુતનો છે. અને ભો સબંદી ઊજરતે મિસ્લ (હકીકી-ભાડા)નો હકકદાર ઝમીનનો અસલ માલીક છે, જેને ખેડુતે અદા કરવું જોઇએ.

# સુલેહ

સુલેહના અર્થ એ છે કે બે માણસ આપસમાં વિખવાદ નષ્ટ કરવા માટે અથવા વેચાણની જગ્યા કે ઈજારો, બક્ષીસ, અથવા સુધારા માટે આપસમાં મળી જાય સુલેહ લાઝીમે કસમનાં અકદમાંથી છે અને કાયમ રહે છે. જેનાથી મજકુર ફાયદાઓ પ્રાપ્ત થાય છે. આ બન્ને માણસોમાંથી એકને મુસાલેહ અને બીજાને મુસાલેહલહ કહે છે. અને જે વસ્તુ સબંદી આપસમાં સ્પષ્ટીકર્ણ થઇ જાય એને **મુસાલેહઅન્હો** અને જે માલનાં લેણ દેણથી સ્પષ્ટીકર્ણ થાય છે. એને **માલુલ મુસાલેહ** કહે છે.

મજકુર સર્વ બાબદો નકકી થઇ જવા પછી મુસાલેહ, અને **મુસાલેહ લહુ** થી કહે **સાલેહુતો ક અમ્મા ઝક–ર બેમા ઝક ર** (૧) અને **મુસાલેહ લહ** કબુલનો (૨) સિગો જારી કહે. સુલેહનો સિગો બીજી ભાષામાં પણ સહી છે.

અગર જો સુલેહમાં કોઇ, ખ્યાર, (અખ્તયારી) કોઇ એક અથવા બન્ને, અથવા બન્ને ઉપરાંત ત્રીજા માણસને માટે મુકરર કરવામાં આવે તો જાએઝ (થઇ શકે) છે. નહિ તો સુલેહનો મામલો પુખ્તાહ [નકકી] થઇ જશે.

જો કોઇ માણસનો કોઈ પર કંઇ દાવો હોય અને મુદ્દઆ અલય્હ (જેની પર દાવો હોય તે) લેણદારના લેણાનો મુન્કર થાય તો લેણદારને માટે જાએઝ છે કે, કરજવાનથી અમુક રકમ પર સુલેહ કરે, અને કરજવાન પણ કબુલ કરે. પરંતુ મુદ્દઆ અલય્હના આમ કબુલ કરી લેવાથી એ લઝીમ નથી કે લેણદારના લેણાનો એ એકરાર કરે છે.

વળી એ કે સ્પષ્ટીકરણ (સુલેહ) માત્ર દુન્યવી જગડાને દુર કરે છે. પરંતુ જો ખરી રીતે કોઈ માણસનો કોઇ હકક કોઇને માથે રહી ગયો છે. તો હકક રાખનાર ઈન્દલ્લાહ મશ્ગુલુલઝીમ્મહ (જોખમદાર) છે. અને આખેરતમાં તેનાથી સવાલ કરવામાં આવશે. જેમકે ઝયદનો અમ્ર પર દસ રૂપ્યાનો દાવો છે અને પાંચ રૂપ્યા પર પતાવટ થઇ જાય, અને ખરી રીતે લેણુ દસ રૂપ્યાનુંજ હોય તો પાંચ રૂપ્યા અમ્ર પર બાકી રહેશે. એવી જ રીતે જો ઝયદનું લેણુ ખરી રીતે અમ્રને માથે કંઇ પણ ન હોય અને એ દસ રૂપ્યાનો ખોટો દાવો કરીને અમ્ર પાસેથી પાંચ રૂપ્યા પતાવટ કરીને લઇ લ્યે, તો



(૧) મે મઝકુર માલ સંબંદી, મઝકુર ઉપર તારી સાથે સુલેહ કરી.

(૨) જેમકે કહે કે **કબીલ્તો હાકઝા** મેં આ રીતે મામલો કબુલ કર્યો.

એ પાંચ રૂપ્યાને માટે ઝયદ મશગુલુલ ઝીમ્મા (જોખમદાર) છે. અલબત્તા જો બન્ને જણ રાજી થઇને રજા આપી દે તો આખેરતનું પુછાણું કોઇ પર બાકી નહિ રહે. એવીજ રીતે જો ઝયદને પોતાના લેણાની રકમ ખબર ન હોય, પરંતુ અમ્ર (કરજદાર)ને ખબર હોય અને બન્ને આપસમાં રાજી થઇ જાય, અને ઝયદ પોતાનું ખચીત લેણુ રાજી થઇને બક્ષી દે તો પછી કંઇ વાત નથી. નહિ તો જેટલી હદે લેણુ અમ્રને માથે બાકી રહી જશે એનો ઇન્દલ્લાહ જોખમદાર રહેશે.

અયબ (ખોડ) અને ગબ્ન (દગા) નો ખ્યાર જે રીતે વેચાણમાં બ્યાન થયું છે. એ મુસાલેહમાં પણ લાગું પડશે.

કોઈ નફાને બદલે મુળ (વસ્તુ) અથવા નફાને બદલે નફો, અથવા વસ્તુને બદલે વસ્તુ, અથવા વસ્તુને બદલે નફા પર સુલેહ કરી લેવી જાએઝ છે. બય્એ સરફનો હુકમ રૂપ્યા અને અશરફીના સુલ્હના મામલામાં જારી નથી. અલબત્તા બનાબર અહવત (વજુબી) રેબાનો હુકમ સુલેહના મામલામાં લાગુ પડશે. જેમકે સો રૂપ્યાના લેણામાં નેવું રૂપ્યા પર વતાવટ થઈ જાય તો નેવું રૂપ્યાની સાથે બીજી જણસની વસ્તુ વધારા તરીકે ભેગી (સાથે) કરી લેવી જરૂરનું છે નહિ તો રેબા થઇ જશે. (૧)



(૧) અહીયા એ શંસય ઉતપન્ન થાય છે કે સો રૂપ્યાનું લેણું જે અગ ઉથી છે, આજે એની માંગણી વખતે સોને ઠેકાણે નેવુ લેવામાં વ્યાજ કયાં છે? આતો નુકસાનીની સાથે રકમ પાછી આવે છે. ચાલુ રિવાજ પ્રમાણે તો આ વ્યાજ નથી પરંતુ એસ્તલાહે શરીઅતમાં આ ફેરફાર વ્યાજની તારીફમાં આવી જાય છે. કેમકે શરીઅતમાં વ્યાજની તારીફ એ છે કે બે એકજ પ્રકારની ચિજોને કોઈ વધારાની સાથે બદલો કરવામાં આવે. અહિંયા એ રીત મોજુદ છે.

# હિબહ

હિબાના અર્થ એ છે કે કોઇ માણસ પોતાનો માલ કોઇ બીજાને બક્ષીદે, જોઇએ તો કંઇપણ નફા વગર, અથવા એ શરતે કે એ બીજો માણસ પણ આ માણસને, માલને બદલે બીજી કોઈ વસ્તુ આપે, પ્રથમ રિતને હિબએ ગયરે મોઅવ્વેઝહ કહે છે, અને બીજી રીતને **હિબએ મોઅવ્વેઝહ** કહે છે.

**હિબાહમાં ઇજાબ અને કબુલ જરૂરનું છે.** ઇજાબ અને કબુલને માટે ખાસ શબ્દો નથી. શબ્દો જે પણ વાપરવામાં આવે, પરંતુ મતલબ અદા થઇ જવું જોઇએ. બલ્કે ઈજાબ અને કબુલને માટે માત્ર એ અમલ પણ પુરતુ છે કે દેવાવાળો બક્ષવાની નિય્યતથી આપે, અને લેવાવાળો લઇ લે. એ પણ જરૂરનું છે કે એ માલપર લેવાવાળાનો કબ્જો પણ થઇ જાય. જ્યાં લગી માલ એને આપવામાં નહિ આવે, ત્યાં લગી એની તરફ નહિ ફેરવાય. અલબત્તા જો કોઈ માણસનું કોઇ લેણું કોઇને જોખમે હોય અને લેણદાર, કરજદારને બક્ષી આપે તો આવી હાલતમાં કબ્જાની જરૂરત નથી. પરંતુ આ રીત હિબહથી ખારીજ છે. બલ્કે આ ઇબરા ( છૂટકારો આપવા ) ની રિત છે.

હિબા એક અકદે જાએઝ છે અને વાહેબ (બક્ષિસ કરવાવાળા) ને દરેક વખતે હિબાને રદ કરવાનો અખ્તયાર છે. અલબત્તા થોડીએક જગ્યાએ લાઝીમ થઇ જાય છે, અને વાહેબ રદ કરવાનો હકક નથી ધરાવતો.

(૧) મોહુબલહ (જેને હેબા (બક્ષીસ) દેવામાં આવે.) વાહેબ (બક્ષનાર) ના સગામાંથી હોય. (૨) મોહુબલહ (જેને બક્ષવામાં આવે) એ મોહુબા (બક્ષીસ) ચીજને કંઇક ઉપયોગમાં લઇ ચુકયો હોય, જોઇએ તો એ, એને પોતે વાપરી ચુકયો હોય અથવા પોતા પાસેથી બીજાને આપ્યું હોય અથવા એ ચીઝ એની કનેથી એમને એમજ ખોવાઇ ગઇ હોય.

(૩) હિબએ મોઅવ્વેઝહ (નફાને બદલે અપાયેલ બક્ષીસ) જેને આ રિતમાં પણ વાહેબ. (બક્ષીસ કરવાવાળો) મોહુબલહ (બક્ષીસ લેવાવાળા)ની રજા વગર બક્ષીસને રદ નથી કરી શકતો.

# ખંડ ત્રીજો

આ ખંડમાં કેટલા એક મુશ્કીલ હુકમો બ્યાન કરવામાં આવશે.

## વકફ

વકફનાં અર્થ એ છે કે કોઇ ચીઝના મુળ (વસ્તુ)ને મહફૂઝ (રક્ષણ) માં રાખી દેવામાં આવે, અને એના નફા (આવક વિ:)ને ફિસબીલીલ્લાહ જાહેર કરવામાં આવે.

### વકફની શરતો

વકફ નકકી થવા સબંદી થોડાએક હુકમો શરત છે.

(૧) સિગો જારી કરવામાં આવે. જેમકે **વકફતો**, અથવા **સબ્બલતો હાઝલ માલ**, (૧) અથવા આ પ્રમાણે બીજા શબ્દોમાં સિગો જારી કરવામાં આવે, વળી એકે વકફ કરનાર અથવા એનો વલી અથવા એનો વકીલ વકફને કબુલ કરે આ શરત ખાસ વકફોમાં છે. પરંતુ વકફ જે કોઇ કામ માટે અથવા દરેકની ભલાઇ માટે વકફ કરવામા આવે જેમકે માત્ર ફકિર અથવા મોહતાજોને માટે વકફ કરવામાં આવે તેમાં કબુલનો સિગો જારી કરવો વિચારવા જોગ છે. અહવત (એસ્તેહબાબી) છે.

(૨) બનાબર અહવત (એસ્તેહબાબી) વકફ કરવામાં કુરબતની નિય્યતનું પણ ધ્યાન રાખવામાં આવે. પરંતુ કસદે કુરબત (કુરબતની નિય્યત) નું જરૂરી હોવું મુશ્કીલ છે. અકવા એ છે કે કાફરનું વકફ કરેલ પણ સહી છે.

(૩) દવામ એટલે હમેંશાને માટે વકફ કરવું જો એ વકફ જેમાં શરૂઅ વખતને જુદુ રાખવામાં આવે. જેમકે આવતા વર્ષથી વકફ કરૂછું, અથવા વચ્ચેના કોઈ સમય થી જેમકે મધ્યમાં આગલા વર્ષને ખારી જ કરી દેવામાં આવે અથવા વકફનો અંતીમ વખત મુકરર કરે, જેમકે કોઈ માણસ આ રીતે વકફ કરે કે હું આ વખતથી એક વર્ષને માટે વકફ કરૂ છું તો દુરૂસ્ત નથી.

(૪) વકફ કરેલી વસ્તુને મવકુફે અલયહા (જેને માટે વકફ કરવામાં આવે તેજ)ને અથવા એના વકીલ અથવા વલીના કબ્જામાં આપી દેવી. અલબત્તા જો કોઇ માણસ પોતાના બાળ વયનાં બાળકને માટે કોઇ ચીઝ વકફ કરે તો કબ્જો આપવાની જરૂરત નથી. મસ્જીદપર કબ્જો આ રીતે થાય છે કે કોઇએક માણસ એ મસ્જીદમાં જઇને એક નમાઝ પડે.



(૧) **વકફતો** મેં આ માલને વકફ કર્યું **સબ્બલતો** મેંઆ માલને ફિ સબીલ્લાહ નકકી કર્યું.

## વકફ કરનારને માટે શરતો

વકફ કરનારને માટે થોડીએક હુકમો શરતો છે.

(૧) બાલીગ હોય. (૨) આકીલ હોવું (૩) જે ચીઝને એ વકફ કરવા માંગે છે, એ ચીઝમાં એના માટે ઉપયોગ જાએઝ હોય.

## મવકુફે અલયહા માટે શરતો

મવકુફે અલયહાને માટે પણ થોડીએક શરતો છે.

(૧) મવકુફે અલયહા (જેને માટે વકફ કરવામાં આવે) વકફને વખતે મોજુદ હોય. મઅદુમ (હસ્તિ વગરનો) માણસને માટે વકફ સહી નથી. અલબત્તા મોજુદની તબીયતમાં મઅદુમને માટે પણ વકફ સહી છે. જેમકે કોઇ માણસ પોતાની ઔલાદ માટે અને એ પછીને માટે જેમકે પાછળની નસ્લે ઓલાદની ઓલાદને માટે વકફ કરે તો સહી છે. ભલે પછી પાછળવાળી હસ્તી અત્યારે મોજુદ પણ ન હોય.

(૨) મવકુફે અલયહાનું મુકરર હોવું, જો મવકુફે અલયહા મજહુલ (જાણ બહારનો માણસ) હોય તો વકફ સહી નથી. અલબત્તા વકફ બર અનાદીને આમ્મા જેમ કે ફકિરો, મોમીનો અને વિદ્યાર્થીઓને માટે વકફ કરવું જાએઝ છે. એવીજ રીતે વકફ બરજહાત પણ સહી છે. જેમકે મશાહેદે મુશરરફા (અઇમ્માઅ; અ; ના રોઝા) અને મસ્જીદો, મદરેસાઓ અને મકબરાઓ વિ: ને માટે વકફ કરવામાં આવે, બલ્કે મુસાલેહે આમ્માહ (સર્વ લોકો) ને માટે પણ વકફ જાએઝ છે. એવીજ રીતે વકફનો મુતવલ્લી વકફ કરનારનાં કરાર મુજબ હશે. અને જો વકફ કરનારે પબ્લીક વકફો માટે મુતવલ્લી મુકરર કરેલ ન હોય.તો જામેઉસ્શરાએત હાકીમે શરઅ એ વકફનો મુતવલ્લી થશે જો વકફ કરનારે મવકુફે અલયહિમ (જેમને માટે વકફ કરેલ હોય તે) માટે વકફમાં ઉપયોગ (ખર્ચ) કરવા સબંદી મુતવલ્લીની રજા અને દેખરેખની શરત લગાડી (રાખી) હોય તો, કોઇ પણ માણસને મુતવલ્લીની રજા વગર ઉપયોગ કરવાનો હકક નથી. પરંતુ જો મુતવલ્લીને માત્ર વકફના રક્ષણ અને દેખરેખને માટે મુકરર કરેલ હોય તો અફરાદે મવકુફે અલયહીમ ને ઉપયોગ કરવા માટે મુતવલ્લીની રજાની જરૂરત નથી. બલ્કે અફરાદે મવકુફે અલયહિમમાં થી જે કોઇ પણ ઉપયોગમાં પહેલ કરે એ વધુ હકકદાર છે, બીજાને રોકવાનો અધીકાર નથી. પરંતુ એ અવકાફે ખાસા [ખાસ વકફો]માં વકફ કરનારે કોઇ મુતવલ્લી મુકરર કરેલ ન હોય તેમાંથી વિના સંકોચે ઉપયોગ માટે હાકીમે શર્અની રજા લેવાની જરૂરત નથી.

(૩) મવકુફે અલયહ [જેના માટે વકફ થયેલ હોય] તે વકફ કરનાર સિવાય બીજો હોવો જોઇએ. પોતાના અંગત ઉપયોગને માટે ખાસ કરીને વકફ કરવું જાયેઝ નથી, જો કોઇ માણસ ગરીબો માટે કોઇ વકફ કરવા પછી પોતે ગરીબ થઇ જાય, તો બીજા ફકિરો સાથે એ પણ એમા શામીલ થઇ શકશે.

વકફ કરવાની ચીઝમાં એ પણ શરત છે કે વકફ વસ્તુ કોઇ એવી ચીઝ હોય કે જે મુળ વસ્તુને કાયમ રાખીને એમાં થી ફાયદો મેળવતાં રહે. જો કે ખાવાપિવાની ચીઝો વકફ કરવા ઠીક નથી, કેમકે એમાં નફો એ રીતે થઇ શકે છે કે એને [ખાઇ પીને] ફનાં કરી દેવામાં આવે [એટલા માટે ઠીક નથી] એવીજ રીતે સોનું, ચાંદી વિઃ નું પણ વકફ કરવું સહી નથી કે જેમાં નફાની એ રીત હોય કે જેને પોતા પાસેથી જુદુ કરી દેવામાં અને મુડી તરીકે કાઢી નાખવામાં આવે. અલબત્તા જો કોઇ માણસ સોનું અને ચાંદીને માત્ર ઝીન્નત (શોભા)ની ઇચ્છાએ વકફ કરે તો દુરૂસ્ત છે.

## વકફના હુકમો

વકફ કરવાની શરતો નકકી થઇ જવા પછી એ વકફ મિલ્કત વકફ કરનારની મિલ્કતમાથી નિકળી એના હકકદારી તરફ વળી જાય છે. અહિં લગી કે વકફે મિરાતે આમ્મા બલ્કે વકફે બર જહાતનો પણ બનાબર અકવા આજ હુકમ છે અલબત્તા વકફે બર મિરાતે આમ્મા યા વકફે બર જહાતમાં મુતવલ્લીના હાતમાં અખ્તયાર રહે છે એ શરતે કે વકફ કરનાર કોઇ મુતવલ્લી નકકી કરેલ હોય. નહિ તો વલીએઆમ એટલે હાકીમે શર્અને અખ્તયાર છે.

મુળ વકફ વસ્તુને વેચવું જાએઝ નથી માત્ર કેટલાએક સંજોગોમા રવા છે. જે થી ત્રણ જગ્યાએ વેચાણના પ્રકરણમાં બ્યાન થઇ ચુકયું છે. એવીજ રીતે વકફ મિલ્કત કોઇ માણસ કોઇને બક્ષીસ આપી શકતો નથી, તેમ ન એ વારસામા વેહેંચી શકાય છે. અલબત્તા વકફ વસ્તુનો કંટ્રાક આપવુ જાએઝ છે. જો મોકુફેઅલય્હ [જેને માટે વકફ થયેલ છે. તેમાં થી કોઇ] મુળ વકફ વસ્તુનો કોઇ માણસને એક મુકરર મુદ્દતને માટે કંટ્રકટ આપે અને મુદ્દત પ્હેલાં મોકુફે અલય્હ મરણ પામે, તો એના મરણ પછીના વખતને માટે કંટ્રાક રદ થઇ જશે જો મોકુફે અલય્હ એ કંટ્રાકટની પુરી રકમ પોતાની હયાતીમાં આગળ થી વસુલ કરી લીધી હોય તો, એના મરણ પછી એ પછીના સમય માટે જે રકમ થાય એ એના પોતાની મિલ્કતમાંથી વસુલ કરવામાં આવશે. અલબત્તા વકફ કરવાવાળાના મુકરર કરેલા મુતવલ્લીએ અથવા એ મુતવલ્લીએ જે શરીઅત તરફ થી મુતવલ્લી હોય, જો કોઇને વકફ (મિલ્કત)નો કંટ્રાકટ આપેલ હોય, તો એવા મુતવલ્લીના મરણથી ઠેકો રદ નહિ થાય. મસ્જીદ, મદ્રેસો વિગેરે જો ખરાબ થઇ જાય તો એ વકફ (મિલ્કત)મા થી રદ નહિ થાય.

# વસિય્યત

વસિય્યતનાં અર્થ એ છે કોઇ માંણુસ કોઇ મુળ વસ્તુને અથવા એના નફાને પોતા પછીને માટે કોઇ શખ્સને માલીક બનાવે.

## શરતો

વસિય્યતમાં મુસી [વસિય્યત કરનાર] તરફથી ઇજાબ અને કબુલનો સિગો જરૂરનું છે. ઇજાબને માટે શબ્દો મુકરર નથી. પરંતુ મતલબ અદા થઈ જવું જોઇએ, અને મુસાલહ [જે માણુસને માટે વસિય્યત કરવામાં આવે) તરફથી કબુલ જરૂરી છે. ભલે પછી વસિય્યતને કેટલો પણ સમય વીત ગયો હોય. બલ્કે ભલે પછી વસિય્યત કરનાર મરણ પામ્યો પણ હોય. પરંતુ બનાબર અહવત અને મશહુર કવલ પ્રમાણે કબુલ, જરૂનું છે. પરંતુ અકવા એ છે કે મુસાલહ તરફ થી કબુલની જરુરત નથી. હા. મુસાલહને અખ્તયાર છે કે જ્યાં લગી એ માલ એને મળ્યુ ન હોય, એ વસિય્યતને રદ કરે; અને માલ એ વખતે એના તરફ ફેરવાશે [મળશે] કે જ્યારે મુસી મરણ પામે અને જો બનાબર કોલ, મજકુર મુસાલહ [વસિય્યત થયેલ] તરફ થી કબુલ પણ જરુરી ફરજ કરવામાં આવે તો મુસાલહ કબુલ પણ કરે. અને એ પછી વસિય્યતનો માલ મુસાલહ તરફ ફેરવાશે [હકક થશે.]

વસિય્યત એક જાએઝ રિતનો અકદ છે. જો એને ફસ્ખ [રદ] કરવામાં આવે તો બાતીલ થઈ જશે. રદ કરવાને માટે એટલું પુરતુ છે કે મુસી [વસિય્યત કરનાર] એ વસિય્યતને ફેરવી નાખે જો કોઇ માણુસ બે વખત વસિય્યત કરે તો એની બીજા વખતની વસિય્યત મોઅતેબર [વિશ્વાસપાત્ર] ઠરશે. ભલે પછી એ બીજી વખતની વસિય્યતના વખતે પ્હેલી વસિય્યત તરફ ધ્યાન ન પણ આપ્યું હોય એવીજ રીતે અયને મુસીબહા [જે ચીઝ સબંદી વસિયત કરવામાં આવી હોય]ને વેચી નાખે તો પણ વસિય્યત બાતીલ થઇ જશે.

મુસાલહ સબંદી એ પણ શરત છે કે વસિય્યતને વખતે હાજર હોય ભલે પછી એ માંના પેટમાં હોય (એટલે હમલના બાળક સબંદી વસિયત કરવામાં આવે) જો હમલ સાબીત થઈ જાય તો વસિય્યત બાતીલ (રદ) થઇ જશે અને જો બાળક જીવતું પેદા થવા પછી મરણ પામે તો વસિય્યતનો માલ, ( પેદા થયેલ બાળકના ) વારસોને મળશે.

મુસાબેહમાં એ શરત છે કે એ વસ્તુ (મિલ્કત) ધરાવતો હોય અને મુસીના ⅓ માલથી વધારે ન હોય જો ⅓ ભાગના માલથી વધારે હોય તો વસિય્યતનુ અમલમા આવ્વું મુસી ( વાસય્યત કરનાર ) નાં વારસની રાજીપા પર મુલતવી રહેશે.

મુસીને માટે જાએઝ છે કે મુકરર મુળ માલ સબંદી જે ⅓ ભાગથી વધારે ન હોય, કોઇ ખાસ માણુસ અથવા કોઇ મદ, જેમકે ફકિરો વિગેરેને માટે વસિય્યત કરી દે. જો કોઇ ખાસ માણુસને એ કામને માટે પોતાનો વસિ મુકરર કરી દે કે એ માલને ફકિરો વિગેરેને પ્હોંચાડે તો એજ માણુસ એ ફરજ બજાવશે નહિ તો હાકીમે શરઅ ફકિરો વિગેરેનો વલી થશે.

જો કોઈ માણસને માથે કોઇ કરજ અથવા વાજીબ હકક હોય તો એને અદા કરવું વાજીબ છે. અને જો અદા ન કરે તો એને અદા કરવા માટે વસિય્યત કરવી વાજીબ છે. જોઇએ તો એ હુકમો વાજીબુલ માલીયતથી સબંદીત હોય, જેમકે ખૂમ્સ કે ઝકાત અથવા પ્રાર્થનાનાં હકકો અથવા શારીરીક ઝહેમતથી સબંદીત હોય, જેમકે રોઝા, નમાઝ અથવા બન્ને સાથે હોય. જેમકે હજ્જ વિગેરે.

મુસ્તહબ છે કે મનુષ્ય મરતી વખતે મુસ્તહબાત (સુન્નતો) જેમકે સિલેઅરહામ અથવા સદકો અથવા મદરેસાની બીના અથવા ઝયારતે અઇમ્મા અ: સ: અને આવાજ પ્રકારનાં બીજા સુન્નત કામો સબંદી પણ વસિય્યત કરી જાય.

## ઈર્સ-વારસો

આ પ્રકરણમાં બે પ્રકાર છે. પહેલામાં વારસાની ચિઝો અને બીજામાં વારસાની અટકાયતનું વર્ણન કરવામાં આવશે,

વારસાના કારણો એટલે જે સંબંધથી કોઇ મય્યતનો વારસો કોઇ માણસને આપવામાં આવે છે. વધુ કરીને બે છે.પ્રથમ નસબ (વંશ) અને બીજુ સબબ (કારણ).

## ઇર્સે નસબી

નસબી સગપણને કારણે જે લોકોને વારસો આપવામાં આવે છે. એના ત્રણ તબકકા છે. જેને વિગતવાર, જુદુ જુદુ બ્યાન કરવામાં આવે છે.

### પ્રથમ તબકકો

આ તબકામાં બે ટોળાં છે, પ્રથમ ટોળામાં મય્યત (મુરદાં) નાં મા, બાપ, અને બીજા ટોળામાં મય્યત (મરનાર)ની ઔલાદ છે.

### પ્રથમ વિભાગ

મય્યતના માબાપને મિલ્કતમાંથી વારસો આપવા સબંદી થોડાએક મસાએલ છે.

### ૧ મસઅલો

જો વારસ તરીકે માત્ર મરનારનો બાપ હોય તો પુરી મિલકત વારસા તરીકે એનીજ છે, અને જો વારસ તરીકે માત્ર માં છે, તો ૧/૩ ભાગ વારસા તરીકે મળશે અને બાકીનો ભાગ પણ રદ તરીકે એનેજ આપવામાં આવશે. અને જો મા, અથવા બાપની સાથે મરનાર (સ્ત્રિ) નો ધણી, અથવા મરનાર (પુરૂષ) ની સ્ત્રિ પણ હોય તો એને નસીબે અઅલાં આપવામાં આવશે, અને બાકીનો માલ મા, અથવા બાપ જે કોઇ પણ હોય એને મળશે.

## ૨ મસઅલો

જો મરનારની મા અને બાપ બન્ને મોજુદ હોય તો એક ૧/૩ ભાગ માને એ શરતે કે કોઇ હાજીબ (આડ) ન હોય, અને બાકીનો માલ બાપનો છે, એ શરતે કે ધણી કે સ્ત્રિમાંથી કોઇ ન હોય, નહિ તો બાકીમાંથી પ્રથમ આ બન્નેમાંથી જે કોઇ હોય તેને નસીબે અઅલા ( મોટો હિસ્સો ) આપવામાં આવશે. અને જો કોઇ હાજીબ ( આડ- ) ન હોય તો એક ૧/૩ ભાગ માંને અને બાકીનો બાપને મળશે.

## મસઅલો

જો મરનારનો બાપ પણ હોય અને માં પણ હોય ભલે પછી મરનાર (પુરૂષ)ની સ્ત્રિ અથવા મરનાર (સ્ત્રિ)નો ધણી મોજુદ હો કે ન હોય, પરંતુ મરનારના બે ભાઇ અથવા એક ભાઇ અને બે બ્હેનો હોય અથવા ચાર સગી કે અલ્લાતી (સાવકી) (અલ્લાતી એટલે બાપ એક અને મા જુદી જુદી હોય) બ્હેનો હોય, અને એ આઝાદ અને મુસલમાન હોય, અને કોલ પ્રમાણે મરનારના કાતીલ પણ ન હોય જો કે આ કોલ પર ભરોસો કરવો મુસ્કીલ છે તો આ કારણને અંગે વારસામાં હિસ્સાદાર નથી. પરંતુ આ લોકો મા ને માટે હાજીબ (આડ રૂપ) થઇ જાય છે. અને એમના હોવાથી માને સુદસ (૧/૬) ભાગ થી વધારે હિસ્સો નથી મળતો, જેમકે જો મરનારનાં મા બાપ હોય અને મરનારની એક દિકરી હોય તો આવી હાલતમાં ભાઇઓ હાજીબ (આડ રૂપ) થશે અને માને સુદસ (૧/૬) ભાગથી વધારે નહિ મળે, માંનો હિસ્સો કાઢી લેવા પછી એક સુદસ ભાગ બાપને આપવામાં આવશે અને અસ્લ મિલ્કતમાંથી ૧/૨ ભાગ દિકરીને આપીને ૧/૬ ભાગ બાકી રહેશે જેનાચાર ભાગ કરીને એક ભાગ બાપને અને ત્રણ ભાગ દિકરીને આપવામાં આવશે અને માં રદ નાં હિસ્સામાં થી મહરૂમ રહેશે.

## બીજો વિભાગ

પ્રથમ તબકાના બીજા વિભાગમાં મરનારની ઓલાદ છે. એ વિભાગ સંબંદી થોડાએક મસાએલ છે.

## મસઅલો

જો મરનારનો માત્ર એકજ દિકરો હોય તો સર્વ માલ એનો છે. અને જો થોડાએક દિકરાઓ હોય. તો સર્વમાં સરખે હિસ્સે વ્હેંચણી થશે. અને જો માત્ર એક દિકરી હોય તો અર્ધ માલ વારસા તરીકે મેળવશે અને અર્ધ માલ રદના હિસાબે એને આપવામાં આવશે અને જો દિકરીઓ વધારે હોય તો $\frac{2}{3}$ માલ વારસા તરીકે અને બાકીનો $\frac{1}{3}$ ભાગ રદના હિસાબે એમને આપવામાં આવશે જેને સર્વ જણીઓ આપસમાં સરખે હિસ્સે વ્હેંચી લેશે.

**મસઅલો**

જો એક દિકરો અને એક દિકરી અથવા થોડા દિકરા દિકરીઓ હોય તો પુરો માલ **લીઝઝક–ર મીસ્લ હઝ્ઝુલ ઉન્સયયન**ના કાયદા પ્રમાણે વ્હેંચણી થશે,

**મસઅલો**

જો એક દિકરો હોય અને એક દિકરી અથવા એક દિકરો હોય અને બીજી તરફ મરનારના મા અને બાપ પણ મોજુદ હોય તો એક $\frac{1}{6}$ સુદસ ભાગ–મા ને મળશે અને $\frac{1}{6}$ ભાગ બાપને અને બાકીનો માલ ઓલાદના છે. દિકરો અને દિકરી બન્ને હોય તો ઉપર પ્રમાણે વ્હેંચણી થશે અને જો માત્ર એકજ દીકરો હોય તો સર્વ માલ એનો છે.

**મસઅલો**

જો એક તરફ મરનારની માત્ર એક દિકરી હોય અને બીજી તરફ મરનારનો બાપ હોય અથવા માત્ર મા હોય તો મા—અથવા બાપને વારસો અને રદ બન્ને રિતે મળીને $\frac{1}{4}$ ભાગ આપવામાં આવશે, અને બાકી માલ દિકરીને વારસો અને રદ બન્ને રીતે મેળવીને આપવામાં આવશે, અને મોજુદ રીતમાં જો એક દિકરીની જગ્યાએ બે કે તેથી વધારે દિકરીઓ હોય તો ૧/૫ માલ મા અથવા બાપનો છે અને બાકીનો હકક દિકરીઓનો છે. જે એ લોકામાં સરખે હિસ્સે વ્હેંચી દેવામાં આવશે.

**મસઅલો**

જો એક તરફ મરનારના મા, બાપ બન્ને હોય અને એક તરફ મરનારી એક દિકરી હોય તો વારસા અને રદ બન્ને રીતે મેળવીને ૧/૫ માં ને અને ૧/૫ ભાગ બાપને અને બાકીની મિલ્કત દિકરીને મળશે. એ શરતે કે મા ને માટે કોઇ હાજીબ ન હોય, નહિ તો, મા ને $\frac{1}{6}$ ભાગ આપવામાં આવશે. અને બાકી માં થી $\frac{1}{4}$ બાપને અને $\frac{3}{4}$ ભાગ દિકરીને આપવામાં આવશે. અને જો બે અથવા બે કરતાં વધારે દિકરીઓ હોય તો મા અને બાપ દરેકને $\frac{1}{6}$ ભાગ આપવામાં આવશે. અને બાકીની મિલ્કત $\frac{2}{3}$ દિકરીઓને આપવામાં આવશે એ દરેક દિકરીઓ વચ્ચે સરખે હિસ્સે વ્હેંચણી થશે. મજકુર શરતોમાં જો આ વારસોની સાથે પત્નિ અથવા પતિ પણ મો જુદ હોય તો એને પણ એનો હિસ્સો આપવામાં આવશે, અને $\frac{1}{6}$ ભાગ મા અને બાપ દરેકને અને બાકીનો હિસ્સો ઓલાદને આપવામાં આવશે. જો મિલ્કત ઓછી થશે તો એની અસર ઓલાદ માટે રહેશે. અને જો મિલ્કત વધી જાય તો મા–અને બાપ પણ શરીક થશે.

### મસઅલો

જો મરનારની ઓલાદ ન હોય પણ ઔલાદની આલાદ હોય (પોતા–પોતી નનવાસા–નવાસી) તો એ પોતાના મા બાપની જગ્યાએ વારસો અને રદ બન્ને તરફથી હકક મેળવશે.

### મસાઅલો

મરનારની મિલકતમાં ચાર ચીઝો એવી છે કે જો મરનારનો કોઇ મોટો દિકરો મોજુદ હોય તો એ, એના માટેજ ખાસ છે અને બીજા વારસદારોનો એમાં કોઇ હિસ્સો નથી.

(૧) મરનારનાં વસ્રો, (૨) મરનારની વિંટી, (૩) મરનારની તલવાર, (૪) મરનારનું કુરઆન, અકવા એ છે કે હબ્વામાં આ ચાર ચીઝો માત્ર હોય છે. પરંતુ અહવતે એસ્તેહબાબી એ છે કે મરનારના કુરઆને મજીદની રહેલ અને સવારીના ઘોડાઓ અને હથયારો અને પુસ્તકો સબંદી દરેક વાર સદારની આપસમા રજા મંદી થઇ જાય, અને જો એ વસ્તુઓ અનેક પ્રકારની હોય તો પ્રથમ ચાર ચીઝો ભલે જોઇએ તેટલી પણ હોય એ હબ્વામાં દાખલ છે, અગરચે અહવતે એસ્તેહબાબી એ છે કે એકથી વધારે વસ્તુ સબંદી વારસદારોથી રજા મંદી લઇ લેવામાં આવે આજ હુકમ પહેરવાના એ વસ્ત્રોનો પણ છે જેને મરનારે તય્યાર કરાવ્યા હોય. પરંતુ હજુ પહેરવાનો સમય ન મળ્યો હોય.

### બીજો તબકકો

આ તબકકામાં પણ બે વિભાગ છે. પ્રથમ માં, ભાઇ અને બ્હેન અને બીજા માં દાદા, દાદી અને નાના, નાની.

### પ્રથમ વિભાગ

આ વિભાગને, સંબંદીત થોડાએક મસાએલ છે.

### મસઅલો

જો મરનારનો માત્ર સગો ભાઈ હોય અથવા સગો ભાઈ ન હોય માત્ર અલ્લાતી (સાવકો) ભાઇ હોય તો તમામ મિલ્કતનો વારસો એનો થશે. અને જો હકીકી(સગા) ભાઇ ઘણા હોય અથવા હકીકી ભાઇ ન હોવાને બદલે અલ્લાતી ભાઈઓ ઘણાં હોય તો આપસમાં સઘળાઓ સરખે હિસ્સે વ્હેંચી લેશે પરંતુ જો એક હકીકી બ્હેનજ હોય તો અર્ધ મિલ્કત વારસના હિસાબે અને અર્ધ રદ (વધારા) ના હિસાબે એને આપવામાં આવશે. એને જો એક કરતાં વધારે હકીકી બ્હેનો હોય તો ૨/૩ ભાગ વારસા તરીકે એમને આપવામાં આવશે બાકીનો રદ (વધારા) ના હિસાબે) બન્ને વચ્ચે વ્હેંચી આપવામાં આવશે અને જો અખ્યાની; (જેની માં એક અને બાપ જુદા જુદ હોય) ભાઇ અને બહેન માત્ર હોય તો ૧/૬ વારસા તરીકે એને આપવામાં આવશે અને બાકી માલ રદના હિસાબે એમને વ્હેંચી દેવામાં આવશે.અને બહેન અને ભાઇ બન્નેને સરખો હિસ્સો આપવામાં આવશે.

### મસઅલો

જો (હકીકી) સગા ભાઇ અને બ્હેન મોજુદ હોય અને અલ્લાતી ભાઇ, બ્હેન પણ મોજુદ હોય તો અલ્લાતી ભાઇ બ્હેનોનો વારસો આપવામાં નહિ આવે. અને સઘળો માલ હકીકી ભાઇ, બ્હેનોનો થશે. જો માત્ર એકજ હકીકી બ્હેન હોય તો સર્વ મિલ્કત એની થશે, હકીકી બ્હેન, ભાઇ સાથે જો અખ્યાની ભાઈ, બ્હેન પણ હોય તો આ લોકો વારસો મેળવી શકશે નહિ.

### મસઅલો

હકીકી ભાઇ, બ્હેનમાં એમના ન હોવાની હાલતમાં અલ્લાતી ભાઈ બ્હેન વચ્ચે વ્હેંચણી **લીઝઝકરે ાિમસ્લો હઝઝીલ ઉન્સયયન**ના ાિહસાબે થશે. અને જો એમ હોય કે એક તરફ તો હકીકી ભાઈ, બ્હેન મોજુદ હોય અથવા હકીકી ભાઇ, બ્હેન ન હોય બલ્કે અલ્લાતી હોય અને બીજી તરફ અખ્યાની ભાઇ, બ્હેન હોય, જો અખ્યાની માત્ર એક બ્હેન અથવા એક ભાઈ હોય તો, એ એકને અસ્લ માલમાંથી ૧/૬ ભાગ આપવામાં આવશે અને જો એક કરતા વધારે હોય તો ૧/૩ ભાગ આપવામાં આવશે, અને ૧/૩ ભાગની વ્હેંચણી ભાઇ, બ્હેન વચ્ચે એક સરખી રીતે થશે. અને ૧/૩ ભાગ ઉપરાંત બાકી માલ હકીકી અથવા એમના ન હોવાથી અલ્લાતી ભાઈ, બ્હેનનો હકક છે. અને જો પત્નિ અથવા પતિ પણ એ વારસોમાં મોજુદ હોય તો એમને "નસીબે અઅલા" આપવામાં આવશે, અને જે કાંઇ ઓછું થશે એ હકીકી અથવા અલ્લાતી ભાઇઓ ઉપર નાખવામાં આવશે.

### બીજો વિભાગ

બીજા વિભાગમાં દાદા, દાદી, અને નાના, નાની છે. અને આ વિભાગને સબંદીત પાંચ મસાએલ છે.

### મસઅલો

જો માત્ર દાદો, અથવા દાદી, અથવા નાનો, કે નાની હોય તો પુરો માલ એકનોજ છે, અને જો માત્ર દાદો અને દાદી હોય તો બન્ને વચ્ચે પુરો માલ **લીઝઝ કરે ાિમસ્લો હઝઝીલ ઉન્સયયન** ના કાયદા પ્રમાણે વ્હેંચણી થશે. અથવા જો માત્ર નાનો, કે નાની હોય તો બન્ને વચ્ચે પુરો માલ સરખે હિસ્સે વ્હેંચાશે.

### મસઅલો

જો એક તરફ માત્ર દાદો અથવા દાદી હોય અથવા બન્ને હોય અને એક તરફ માત્ર નાનો અથવા નાની હોય અથવા બન્ને હોય તો નાનો અથવા નાનીને ⅓ ભાગ માલ આપવામાં આવશે અને જો બન્ને હોય તો ૧/૩ ભાગ બન્ને વચ્ચે વ્હેંચાઇ જશે. અને જો દાદો અથવા દાદી જે પણ હોય એમને બાકીની મીલ્કત મળશે અને જો બન્ને મોજુદ હોય તો બન્ને આપસમાં **લીઝઝ કરે મિસ્લો હઝઝીલ ઉન્સયયન** ના કાયદા પ્રમાણે વ્હેંચણી કરી લેશે.

### મસઅલા

જો મરનારનો ધણી અથવા પત્નિ પણ મોજુદ હોય તો એને નસીબે અઅલા આપવામાં આવશે અને $\frac{1}{4}$ ભાગ અસ્લમાથી નાનો અથવા નાનીને અને બન્ને હોય-તો બન્નેને મળશે અને બાકી નો માલ દાદા, દાદી ને આપવામાં આવશે એટલે નુકસાન દાદા, દાદી ને ફાળે રહેશે.

### મસઅલો

જો એક તરફ મરનારના દાદા, દાદી હોય અને એક તરફ મરનારનાં સગા ભાઇ બહેન અથવા અલ્લાતી ભાઈ બહેન હોય તો દાદો, ભાઇના હકક પ્રમાણે ભાગ મેળવશે અને દાદી બહેનના ભાગ પ્રમાણે, એવીજ રીતે જો એક તરફ મરનારનાં નાના નાની હોય અને બીજુ બાજુ મય્યતના અખ્યાની ભાઇ બહેન હોય તો આવી હાલતમાં દરેકને સરખે હિસ્સે વ્હેંચણી મળશે. પરંતુ જો એક બાજુ મરનારના દાદા, દાદી હોય અને બીજી તરફ અખ્યાની ભાઇ, બહેન હોય અથવા એથી ઉલ્ટુ એટલે એક તરફ મરનારના નાના નાની હોય અને બીજી બાજુ મરનારના સગા ભાઇ બહેન અથવા અલ્લાતી ભાઇ બહેન હોય તો, વ્હેંચણી એ રીતે થશે કે પ્રથમ રીતમાં અખ્યાની ભાઇ અથવા બહેન, જો એક હોય તો અખ્યાની ભાઇ કે બહેનને ૧/૬ ભાગ આપવામાં આવશે અને જો એકથી વધુ હોય તો ૧/૩ ભાગ આપવામાં આવશે અને બાકીનો માલ દાદા,દાદીનો થશે અને બીજી રીતમાં એક ૧/૩ નાના,નાનીનો થશે અને જો બન્ને હોય તે બન્ને વચ્ચે સરખે હિસ્સે એજ ૧/૩ ભાગ વ્હેંચાઇ જશે. અને બાકીનો ૨/૩ ભાગ માલ હકીકી અથવા અલ્લાતી ભાઇ બહેનનું થશે. ભલે પછી કોઇએક પણ ભાઇ કે બહેન હોય અથવા વધારે હોય, જો વધારે હશે તો આ માલ **લીઝઝકરે મિસ્લો હઝઝીલ ઉનસયયનના** કાયદા પ્રમાણે બન્ને વચ્ચે વ્હેંચણી થશે.

### મસઅલો

જો મરનારના ભાઇ કે બહેનમાંથી કોઇએક પણ મોજુદ હોય તો ભાઇ કે બહેનની ઓલાદને હિસ્સો આપવામાં નહિ આવે, અથવા જો બહેન કે ભાઈમાંથી કોઇ પણ મોજુદ ન હોય તો એમની ઓલાદ પોતાના મા, બાપની જગ્યાએ રહીને વારસામાંથી હિસ્સો મેળવશે. અને જો એની સાથે દાદા, દાદી અથવા નાનો કે નાનીપણ મોજુદ હોય તો એમને એમનો હિસ્સો મળશે. અને એમને એમનો અને હકીકી કે અલ્લાતી ભાઈ બહેનની ઓલાદને આપસમાં **લીઝઝ કરે મિસ્લો હઝઝીલ ઉનસય્યન** પ્રમાણે હિસ્સો મળશે, અને અખ્યાની (દુધ) ભાઇ, બહેનની ઓલાદ વચ્ચે સરખા હિસ્સે વ્હેંચણી થશે.

### ત્રીજો તબકકો

ત્રીજા તબકકામાં પણ બે વિભાગ છે.

પ્રથમ ભાગમાં મરનારનો કાકો, અને ફઇ છે. અને બીજા ભાગમાં મરનારનાં મામો અને માસી છે.

**પ્રથમ વિભાગ** આ વિભાગવાળા માટે માત્ર એક મસઅલો છે.

**મસઅલો**

જો મરનારનો માત્ર એક કાકો હોય અથવા માત્ર એક ફઇ હોય તો બન્નેમાંથી જે જીવતા હોય તેને સર્વ વારસો મળશે. પરંતુ જો કાકા વધારે હોય અથવા ફઇઓ વધારે હોય તો, તે સઘળાઓ વચ્ચે સઘળો માલ સરખે હિસ્સે વ્હેંચવામાં આવશે. પરંતુ જો કાકો અને ફઇ બન્ને હોય અથવા એકેક હોય કે વધુ વધુ હોય તો માલને **લિઝઝકરે મિસ્લો હઝઝીલ ઉન્સયયન**ના કાયદા પ્રમાણે વ્હેંચવામાં આવશે.

**બીજો વિભાગ**

બીજા વિભાગમાં મામા અને માસી સબંદી ચાર મસઅલા છે.

**મસઅલો**

જો મરનારના વારીસોમાં જો માત્ર એકજ મામો કે માત્ર એકજ માસી હોય તો સઘણુ જે એક મોજુદ હોય તેને મળશે પરંતુ જો એકથી વધુ હોય તેમામા અથવા વધારે માસીઓ વચ્ચે સરખે ભાગે વ્હેચાશે એવીજ રીતે જો મામો પણ અને માસી પણ હોય તો પણ બન્ને વચ્ચે સરખે હિસ્સે વ્હેચાણ સઘળાઓ વચ્ચે થશે.

**મસઅલો**

જો મરનારના કાકાઓ પણ હોય અને મામો પણ, તો ૧/૩ ભાગ મામાને આપવામાં આવશે અને બાકીનો કાકાઓનો હિસ્સો છે, જો પત્નિ કે પતી પણ મોજુદ હોય અને એની સાથે માત્ર કાકો કે મામો અથવા કાકોને મામો બન્ને હોય તો પતિ કે પત્નિને નસીબે અઅલા (મોટો હિસ્સો) આપવામાં આવશે અને એ પછી એ લોકો દરમ્યાન ઉપરના હુકમ પ્રમાણે વારસાની વ્હેંચણી કરવામાં આવશે.

**મસઅલો**

જો મરનારનો કાકો કે ફઇ અથવા મામો અને માસી મોજુદ ન હોય, પરંતુ એમનામાથી દરેકની ઓલાદ મોજુદ હોય તો ઓલાદ પોતાના મા બાપના ઠેકાણે ઠરશે, અને ઓલાદને મા બાપ નો હિસ્સો આપવામાં આવશે. અને જ્યાં લગી કોઇએક માણસ પણ કાકાઓ અને ફઇઓમાં થી મોજુદ હોય, ત્યાં લગી એમની ઓલાદને વારસો આપી શકાતો નથી. અલબત્તા માત્ર એકજ રીત આથી જુદી છે. તે આ પ્રમાણે છે કે એક તરફ મરનારનો કાકો હોય જે મરનારના બાપનો સાવકો ભાઈ હોય અને બીજી તરફ મરનારનો એક કાકાઈભાઇ હોય જેનો બાપ મરનારના બાપનો હકીકી ભાઈ હતો, તો કાકાઇ ભાઇને પુરો વારસો આપવામાં આવશે અને કાકાને આપવામાં નહિ આવે.

### મસઅલો

જોમરનારનાં કાકા, ફઈ, મામો અને માસી અથવા એની ઔલાદ મોજુદ ન હોય, તો મરનારના મા, અથવા બાપના કાકો, અથવા ફઇ અને મામો, માસી વારસો મેળવશે.

### મિરાસે સબબી
### "કારણ સરનો વારસો"

કારણ સર જે વારસો આપવામાં આવે છે એના બે પ્રકારો છે.

(૧) વારસો સ્ત્રિ પણાને અંગે (૨) વિલા, ને કારણે. બન્નેને જુદી જુદી રીતે વર્ણવ્વામાં આવે છે.

### સ્ત્રિપણાને અંગે વારસો

પત્નિ [સ્ત્રિ]ને પતીની અને પતિને પત્નિની મિલ્કતમાં થી જે ભાગ આપવામાં આવે છે. એને મિરાસ બસબબે ઝવજીયત કહે છે. આ જગાએ થોડાએક મસાએલ વર્ણવ્વા જોગ છે.

### ૧ મસઅલો

પતિ પોતાની દાએમી[કાયમી નિકાહવાળી] સ્ત્રિની મિલ્કતમાંથી અર્ધો ભાગ મેળવે છે, એ શરતે કે પત્નિની ઔલાદ, અને તેની ઔલાદ, ઔલાદ ન હોય, નહિ તો ¼ ભાગ આપવામાં આવશે. એવીજ રીતે દાએમી પત્નિ પોતાના પતિની મિલ્કતમાં થી ¼ ભાગ મેળવે છે. એ શરતે કે પતિની ઔલાદ અને તેની ઔલાદો ઔલાદ ન હોય નહિ તો ૧/૮ ભાગ મળશે. જો કોઇ માણસે સંખ્યાબંદ સ્ત્રિ ઓ પાછળ મુકી હોય તો બન્ને હાલતમાં પત્નિના ભાગને સર્વ બીબીયો આપસમાં સરખે ભાગે વ્હેંચી લેશે.

### ૨ મસઅલો

પતિ કે પત્નિના વારસો મેળવ્વામાં કાંઇ ફરક નથી કે એ બન્ને અથવા બન્ને-માં થી એક નાની વયનો હોય. એવીજ રીતે આ બાબદની પણ જરૂરત નથી કે પત્નિ મદખુલા [પતિ જોડે સંભોગમાં આવેલ] અથવા ગ્યર મદખુલહ [અથવા પત્નિ થઇ જવાં છતા સંભોગ થયેલ ન] હોય.

### ૩ મસઅલો

પતિને એની પત્નિના દરેક પ્રકારના માલમાં થી વારસામાં હિસ્સો આપવામાં આવે છે. એથી ઉલ્ટુ પત્નિ ભલે પછી ઔલાદવાળી હોય કે ન હોય, એને મકાનની ઝમીન અને ખેડ ઝમીનમાં થી બિલ્કુલ ભાગ આપવામાં નથી આવતો, અને ઇમારત

અને વૃક્ષો માં ભાગ આપવામા આવે છે પરંતુ એ રીતે કે એની મુલ્ય આંકીને કિંમતમાં થી એ [સ્ત્રિ] ને ભાગ આપવામાં આવે છે. આ વસ્તુમાં મુળ વસ્તુ આપવામાં નથી આવતી, મજકુર ચિજો ઉપરાંત મરનારની બીજી મિલ્કતમાં પત્નિ (સ્ત્રિ) પણ એજ પ્રમાણે હિસ્સો મેળવે છે, જે રીતે બીજા વારસદારોમાં વ્હેંચવામાં આવે છે. એવી રીતે આબેપાશી (કોસ વ્હેતુ પાણી) ની નાલીઓ વિગેરે પણ ઝમીનના હુકમમાં છે. અલબત્તા જે નાલીઓને ઇંટ વિગેરેથી બનાવ્વામાં આવેલ હોય એ ઇમારતના હુકમમાં દાખીલ છે. જે પાણી મરનારના મૃત્યુ સમયે નાળાઓમાં આવશે. એ નાળીઓના હુકમમાં આવી જશે.

## ૪ મસઅલો

જો કોઇ માણસ જીવલેણ બિમારીમાં કોઇ સ્ત્રિ જોડે લગ્ન કરે અને સ્ત્રિ જોડે સંભોગ કર્યા વિના મરણ પામે તો એ સ્ત્રિ ન તો એ મરનારની મિલ્કતમાં વારસ (હકક) દાર છે ન મહેરની, પરંતુ જો એક બીજા સમાગમ (સંભોગ) માં આવી ચુકયા હોય તો મહેર અને વારસા બન્નેની હકકદાર છે એથી ઉલ્ટુ જો કોઇ પુરૂષ કોઇ બિમાર સ્ત્રિ જોડે લગ્ન કરે અને સ્ત્રિ એજ બિમારીમાં સમાગમ (સંભોગ) માં આવ્યા પ્હેલાં મરણ પામે તો, પુરૂષ (પતિ) એની મિલ્કતમાંથી હકક મેળવશે.

## ૫ મસઅલો

તલાકનાં પ્રકરણમાં બ્યાન થઇ ચુકેલ છે કે સ્ત્રિ જ્યાં લગી ઇદ્દતે રજઅઇમાં હોય ત્યાં લગી સ્ત્રિ (પત્નિ) નાં હુકમમા છે, જો એ દરમ્યાન પતી મરણ પામે તો એની મિલ્કતમાંથી વારસો (ભાગ) મેળવશે અને જો સ્ત્રિ (પત્નિ) આ વખત દરમ્યાનમાં મરણ પામે તો પતિને એની વારસામાંથી ભાગ મળશે. પરંતુ ઇદ્દતે બાએનામાં અને ઇદ્દતે રજઅની મુદ્દત ખતમ થઇ જવા પછી બન્નેમાંથી કોઇ એકને પણ વારસો નહિ મળે. અલબત્તા એક રીત આથી જુદી છે. તે એ છે કે જો પતિ પોતાની બિમારીની હાલતમાં પોતાની સ્ત્રિને તલાક આપે અને એજ બિમારીમાં પુરૂષ મરણ પામે તો આવી હાલતમાં ચંદ્રના હિસાબ પ્રમાણે એક વર્ષ લગી સ્ત્રિ (પત્નિ) પતિના વારસામાંથી વારસો મેળવ્વા માટે હકકદાર છે. પરંતુ એને માટે બે શરતો છે.

(૧) તલાક ખુદ સ્ત્રિની ઇચ્છાને અંગે ન હોય. જો કે એ સ્ત્રિઓ કે જેઓ પોતાના પતિને કંઇક આપીને તલાક મેળવે છે અથવા સ્ત્રિઓ કે જે નાખુશી અથવા અણ બનાવને કારણે તલાક મેળવે છે. એવી સ્ત્રિઓને માટે આ (ઉક્ત) હક્ક નહિ મળે.

(૨) તલાક મેળવ્યા પછી (એ) મજકુર સ્ત્રિએ બીજો ધણી કર્યો ન હોય

## વિલાને કારણે મળતો વારસો

વિલાની (૧) ત્રણ રીતો છે (૧) વિલાએ ઈત્ક (૨) (૨) વિલાએ ઝામીને જરીરહ. (૩) વિલાએ ઈમામત, આ બાબદને માટે વિગતની જરૂરત છે, પરંતુ આ પુસ્તકમાં મુશ્કીલ છે,

નોટઃ- જે માણુસનો કોઈ વારસદાર ન હોય, અથવા વારસદાર હોય અને વારસાની અટકાયતના કારણુસર મહરૂમ હોય, એની મિલ્કત, હઝરત હુજ્જત અજ્જલ્લાહો ફરજની છે. અને હજરતની ગયબતમાં મુજતહેદે જામએ શરાએતને અખ્તયાર છે.

## વારસાની અટકાયત

જે ચીઝો કોઈ માણુસને વારસા થી મહરૂમ કરી દે છે એ ત્રણ છે.

(૧) કુફ્ર, એ શરતે કે મિલ્કત મુકી જનાર મુસલમાન હોય, કાફરને મુસલમાનની મિલ્કતમાંથી હિસ્સો આપવા નથી આવી શકતો, અને જો કાફર, પાછલા તબકકા વાળાને ભાગ આપવા માટે હાજીબ [આડરૂપ] પણ નથી થતો તો પહેલા અને બીજા તબકકામાં જેટલી હદે લોકો હોય એ સર્વ કાફર હોય અને ત્રીજા તબકકામાં એક મુસલમાન મોજુદ હોય તો એ મુસલમાન વારસો મેળવશે. પરંતુ કાફરને કાફરનો વારસો અને મુસલમાનને મઝહબની કૈદ વગર મુસલમાનનો વારસો આપવામાં આવશે. આ જગાએ બે મસઅલા વર્ણવવા જોગ છે.

### ૧ મસઅલો

જો કોઈ કાફર મરનારના મરણ પછી અને જો વારસાની વ્હેંચણી પ્હેલા મુસલમાન થઈ જાય તો એને વારસામાંથી ભાગ આપવામાં આવશે.



(૧) વિલાના અર્થ કુરબ (નજદીકી) ના થાય છે. ઈસ્તેલાહન વિલા બે માણુસોના આપસના એ સબંદને કહે છે. જે નસબ અને ઝવજીયત વિના હોય, જેને કારણે એક બિજાની મિલકતમાં હિસ્સો મેળવે.

(૨) વિલાએ ઇતકના અર્થ એ છે કે આઝાદ કરનાર આકા પોતાના ગુલામની મિલ્કતમાંથી વારસો મેળવે છે. વિલાએ ઝામીને જરી રહના અર્થ એ છે કે, બે માણુસ આપસમાં નકકી કરે. કે અમારામાંથી કોઈ પરે મુસીબત આવી પડે તો એક બીજા એમાં સાથે રહેશે. અને જો બદલો, (નુકસાની) આપવો પડે તો એમાં પણ સાથે રહેશું, આવા બન્ને માણુસો આપસમાં વારસાના હકકદાર છે. વિલાએ ઈમામતનાં અર્થ એ છે કે કેટલીક વેળા વારસો ઇમામને આપવામાં આવે છે. આની વિગત ફિકાહના પુસ્તકોમાં વર્ણવામાં આવી છે.

**૨ મસઅલો**

જો કોઇ મુસલમાન મુરતદ [કૂિતરી] થઇ જાય તો મુરતદ થતાની સાથે એનો માલ એના મુસલીમ વારસાની તરફ ફેરવાઇ જશે. અને એની પતિ એના સ્ત્રિ પણામાં થી તલાક વિના નિકળી જશે. એને જોઇએ કે જે વખને એનો ધણી મુરતદ થાય એ વખત થી ઇદ્દે વફાત શરૂ કરે. અને હાકીમે શરાઅના હુકમથી એ મુરતદને કત્લ કરવામાં આવશે. પરંતુ જો એ તૌબા કરી લે તો અકવા એ છે કે ઇન્દલ્લાહ એનો તૌબા કબુલ છે. અને એ પાક પણ થઇ જશે. પરંતુ કત્લનો હુકમ એની ઉપર લટકતો રહેશે, અને એનો માલ એની સ્ત્રિ એની પાસે પાછી નહિ આવે, પરંતુ હવે પછી એ જેટલી હદે વધારે માલ પેદા કરે એનો એ માલીક થઇ જશે, બલ્કે પોતની સ્ત્રિ જોડે પણ ઇદ્દે વફાત પછી અથવા ચાલુ ઇદ્દામાં બીજી વાર લગ્ન કરી શકે છે. એવીજ રીતે મુરતદેમિલીને પણ તોબા પર મજબુર કરવામાં આવશે. જો એ તોબા કરીલે તો એનો માલ, અને એની સ્ત્રિ એને હવાલે કરવામાં આવશે, નહિ તો એને કત્લ કરવામાં આવશે, અને એનો માલ એને કત્લ કરવા પછી મુસ્લીમ વારસદારો તરફ ફેરવી દેવામાં આવશે. અને જો એનો કોઈ મુસલમાન વારસદાર નહિ હોય તો એ માલ ઇમામ અ: સ. નો છે.

જો સ્ત્રિ મુરતદ થઇ જાય, જોઇએ તો એ મુસલમાન હોયને કાફર થઇ જાય અથવા કાફરમાંથી મુસલમાન થયા પછી પાછી કાફર થઇ જાય તો એને કેદ કરવામાં આવશે, અને નમાઝના વખતમાં એને મારવામાં આવશે એટલા માટે કે એ મુસલમાન થઇ જાય અથવા મરણ પામે.

(૨) "**કત્લ**" જો કોઇ વારસ પોતાના મોરીસ (જેના વારસો મળવાનો હોય) ને હકક વગર ઇચ્છાપુર્વક કત્લ કરી નાખે તો એની મિલકતમાંથી એને (કત્લ કરનારને) વારસો આપવામાં નહિ આવે બલ્કે એ (મરનાર) ના વારસો એને હકીમે શરઅના હુકમથી કત્લ કરી નાખશે, એવીજ રીતે જો કોઇ ઇચ્છાપુર્વક નહિ પણ ભૂલેથી પોતાના મોરીસને કત્લ કરી નાખે તો કાતીલથી પુર્ણ બદલો વસુલ કરવામાં આવશે, અને એ બદલામાંથી એને પોતા (કાતીલ) ને કંઈ હિસ્સો નહિ મળે. બલ્કે મરનારના એ વારસદારોમાં વ્હેંચાશે કે જેઓ મરનારનાં, મા, બાપ, બન્ને તરફથી અથવા માત્ર બાપ તરફથી મરનાર જોડે સબંધ (સગપણ) ધરાવતાં હશે, અને સ્ત્રિ અથવા ધણી એ સર્વને બદલાની મળેલ રકમમાંથી તબક્કા-પ્રમાણે વ્હેચી દેવામાં આવશે. બદલાની રકમ ઉપરાંત મરનારની બીજી મિલ્કતમાંથી એ (કાતીલ) ને પણ ભાગ મળશે

(૩) **ગુલામી**, ગુલામ ન તો કોઇ વારસ હોય છે ન એની મિલકત એના વારસોને આપવામાં આવે છે. બલ્કે એની મિલકત એના આકાની મિલકત છે.

# બાબુલ મિરાસની સમાપ્તિ

વારસાના મસાએલ જો કે અંતીમ હદે મુશ્કિલ છે. છતા જો કે મશહુર છે. કે **અલ મિરાસુન્ની સ્ફુલ ફિકકહા**, એટલા માટે અમને છેલ્લુ લખાણુ લખવાની જરૂરત પડે છે. પરંતુ જો છેલ્લા પ્રકરણમાં વિગતવાર કામ લેવામાં આવે અને વિસ્તારવાર બ્યાન કરવામાં આવે તો અતી લંબાણુ થઇ જશે. એટલા માટે અમે અહીયાં વારસાના ઉસુલી મસાએલનો એક ટુંક ખુલાસો લખયે છીયે જે ને વાચ્યા પછી વાંચક વર્ગને વારસાનાં આગલા પ્રકરણના મસાએલ સમજવામાં આસાન થઇ જશે.

## વારસદારોના પ્રકારો

વારસદાર બે પ્રકારના હોય છે. એક તો એ કે જેને માટે શરીઅતે ઇસ્લામે (મુરદાની) મિલ્કતમાં ખાસ હિસ્સો મુકરર કરી આપ્યો છે. એ લોકો **ઝવીલ ફરઝ** કહેવાય છે આવા વારસો માત્ર ત્રણ છે. ધણી [પતિ] સ્ત્રિ (પત્નિ) અને માં, પરંતુ મા ને પણ કેટલીક વખતે રદ ને (વધારા) કારણે પેતાના મુકરર હિસ્સા કરતાં વધુ મળે છે.

બીજી રીતના વારસદાર એ લોકો છે, જેને માટે ખાસ હિસ્સો મુકરર નથી, અને એ લોકો હસ્બ હાલાત વારસો મેળવે છે. આ લોકો **ઝવીલ કરાબત** કહેવાય છે. વધુ કરીને વારસદારો આવાજ પ્રકારનાં હોય છે.

ત્રીજા પ્રકારનાં વારસદારોમાં એ લોકો છે જેને માટે કેટલેક વખતે કોઇ ખાસ હિસ્સો મુકરર છે. અને એ હાલતમાં **ઝવીલ ફરઝની** સિકલમાં હોય છે. અને કેટલાંક બીજી હાલતમાં એમને માટે ખાસ હિસ્સો મુકરર નથી અને એ હાલતમાં એઓ **ઝવીલ કરાબત** બની જાય છે આવા પ્રકારના વારસો આ છે. (૧) બાપ, (૨) એક દિકરી, (૩) એક બ્હેન, (૪) થોડીએક દિકરીઓ, (૫) થોડીએક બ્હેનો, (૬) અબ્બાની (દુધ) ભાઇ અને બ્હેન, (જોઇએ તો એક અથવા વધુ) પ્રથમ પ્રકાર અને આ પ્રકાર ઉપરાંત જેટલી હદના પણ વારસદારો છે. એ સર્વ **ઝવીલ કરાબત** છે.

## સેહામ-હિસ્સો

વારસાના મુકરર સહામ (હિસ્સા) છે. અર્ધ, ૧/૨ પા ૧/૪ સુમન (૧/૮ ભાગ) સુલસાન, (૨/૩) સુલ્સ, (૧/૩ ભાગ) સુ દસ, $\frac{1}{6}$ ભાગ જે નિચે પ્રમાણે વારસદારોને માટે મજકુર હાલતમાં મુકરર છે.

# નકસએ સેહામે મિરાસ.

| નંબર | સહામ-વ્હેંચણી | વારસ દારોના નામ | વિગત |
|---|---|---|---|
| ૧ | અર્ધ | પતિ | એ શરતે કે એ પત્નિના પેટથી કોઇ ઔલાદ ન હોય |
| | | દિકરી | એ શરતે કે માત્ર એક હોય. |
| | | હકીકી બ્હેન અથવા અલ્લાતી બ્હેન | એ શરતે કે માત્ર એક હોય, સગી બ્હેન જો એક હોય તો વારસાની હકકદાર એજ છે. નહિ તો અલ્લાતી (સાવકી) બહેન એની કાયમ મુકામ થશે. |
| ૨ | ૦। પા | પતિ | એ શરતે કે પત્નિના પેટે કોઇ ઔલાદ હોય. |
| ૩ | સુમન ૧/૮ | પત્નિ | એ શરતે કે પતિ [ ધણી ] ના પિંડની ઔલાદ મોજુદ હોય. |
| ૪ | સુલસાન | દિકરીઓ | જો બે અથવા બેથી વધારે હોય. |
| | ૨/૩ | બ્હેનો | જો બે અથવા બે કરતાં વધારે હોય, સગી, અને જો એ ન હોય તો અલ્લાતી હોય. |
| ૫ | સુલ્સ | માં | એ શરતે કે કોઇ હાજીબ [ આડ ૩૫ ] ન હોય, એટલે મરનારની ઔલાદ પણ ન હોય, મરનારનો ભાઇ મોજુદ હોય. |
| | ૧/૩ | અખ્યાની બ્હેન અથવા ભાઇ | એ શરતે કે બે અથવા બેથી વધારે હોય. |
| ૬ | સુદસ | બાપ | એ શરતે કે મરનારની ઔલાદ મોજુદ હોય, |
| | | માં | એ શરતે કે મરનારની ઔલાદ મોજુદ હોય. |
| | ૧/૬ | અખ્યાની બ્હેન અથવા ભાઇ | એ શરતે કે માત્ર એક હોય. |

# થોડાએક વિચારવા જોગ હુકમો

વારસાની વ્હેંચણીમાં થોડાએક હુકમો લક્ષમાં રાખવા જરૂરી છે જે નિચે મુજબ બ્યાન કરવામાં આવે છે.

## હુજબ

હુજબના અર્થ છે. માનેઅ (અટકાયત) થવું, એના બે પ્રકારો છે. હુજબ **અનલ કુલ** અને **હુજબ અનીલ બઅઝ** હુજબની પ્રથમ રીત સબંદી કુલીયાહ એ છે કે હમેંશા નજીકનો વારસ બઈદ (છેટેના) નો આડ હોય છે. એટલે નજીકનાં હોવા છતા બીજા (છેટેના) ને વારસો નથી મળતો, પ્રથમ તબકકા હોતા, તબકકાને સાનીયા (બીજા) ને અને તબકકે સાનીયા (બીજા) ના હોતાં તબકે સાલેસા (ત્રીજા) ને અને તબકે સાલેસા (ત્રીજા) ના હોતા મોઅતીક (આઝાદ કરવાવાળા) ને અને એના હાજર હોતા ઝામીને જરીરાને અને ઝામીને જરીરાના હાજર હોતાં ઈમામ અલયહિસ્સલામને વારસો આપી નહિ શકાય. એવીજ રીતે તબકા (ટોળા) માં પણ કરીબ (નજીક) છેટેનાનો અટકાવનાર થાય છે. જેમકે દિકરો મોજુદ હોય તો દિકરાના મોજુદ હોવા છતાં પોત્રા (દિકરાનો દિકરા) ને વારસો નહિ મળે જેમકે દાદો મોજુદ હોય તો પરદાદાને વારસો નહિ મળે, એવીજ રીતે જો મરનારનો કાકો મોજુદ હોય તો એની મોજુદગીમાં મરનારના બાપના કાકા લગી વારસો નહિ જાય. (મળે)

**તબકાતે નસબી** (વંશ વિભાગ) માં દરેક તબકકામાં બે, બે, તાએફા બ્યાન કરવામાં આવ્યાં છે. એમાં અલબત્તા એ પ્રમાણે છે કે એક તાએફો (એક ટોળુ) બીજા ટોળા પર અસરે અંદાજ નથી થતો. અલબત્તા ખુદ એ ટોળાનો નજીકનો વારસ, છેટેના વારસનો, અટકાવ રૂપ થાય છે. જેમકે પ્રથમ તબકકાનાં એક ટોળામાં વાલેદયન (મા, બાપ) અને બીજા ટોળામાં ઔલાદ, જો કે મરનારની સુલ્બી (ખુનથી પૈદા અયેલ) ઔલાદ એટલે દિકરો, દિકરી, મોજુદ હોય તો આમના મોજુદ હોતા, પોત્રા, પોત્રી. નવસા, નવાસી. વારસો નહિ મેળવે. પરંતુ જો દિકરો, દિકરી (મોજુદ) ન હોય તો પછી પોત્રા પોત્રી, નવાસા નવાસી વારસાના હકકદાર છે, ભલે પછી મરનારના મા, બાપ મોજુદ હોય. એટલા માટે કે મા, બાપ મરનારથી બેલાવાસ્તા નજીકી ધરાવે છે એટલા માટે નજીક છે. અને પોત્રા, પોત્રી, નવાસા, નવાસીનું મરનાર સાથે સગપણ (કરાબત) માં એક વાસ્તો (કારણ) મધ્યમાં હાએલ છે. પરંતુ જો આ વાત હોય તો પણ એમને વારસો આપવામાં આવશે. બલ્કે 'ઔલાદ કેટલી પણ ઝીનાપસ્ત (ઔલાદની ઔલાદ) થતી ચાલી જાય જો એના ઉપરથી સંબદીતની ઔલાદ મોજુદ નહિ હોય તો માત્ર મા બાપને કારણે આ લોકો વારસાથી મહરૂમ નહિ થાય.

બાકી એજ હાલ તબકે સાનીયાહ (બીજા ટોળા) નો છે જેમાં બે ટોળા છે. પહેલામાં મરનારના અજદાદ, વ જદ્દાત એટલે દાદા-દાદી નાના-નાની છે. અને

બીજામાં અખવહ એટલે મરનારના ભાઈ બ્હેન છે. અહીયાં પણ એજ છે કે ખુદ એજ ટોળામાં નજીકનો વારસ બીજા વારસાનો અટકાવ છે. પરંતુ બીજા ટોળાની કંઇ અસર નથી પડતી. જેમકે જો દાદો મોજુદ હોય તો પર દાદાને વારસો નહિ મળે પરંતુ દાદા મોજુદ ન હોય અને પર દાદો હોય અને બીજી તરફ મરનારના ભાઈ, બ્હેન હોય તો બાવજુદે ભાઇ, બ્હેન પર દાદાની નિસ્બતને કારણે મરનારની થી નજીકી સબંદ રાખે છે. પરંતુ એમના, હોતા એના થી કોઈ વિરૂદ અસર પરદાદાને માટે લાગુ નહિ પડે. એવીજ રીતે જો દાદાની સાથે ભાઇની ઔલાદ હોય તો ત્યાં પણ દાદાની મોજુદગીને કારણે ભાઇઓની ઔલાદ વારસાથી મહરૂમ નહિ રહે.

અલબત્તા બીજા તબકકામાં પ્હોંચીને આ હુકમ બદલાઇ જાય છે. અને આ તબકકાનાં દરેક નજીક ફરદે બઈદ (દુરના વારસ)ને માટે વારસ માટે અટકાયત રૂપ થાય છે. ભલે પછી નજીકનો વારસ એક ટોળા સાથે સબંદ ધરાવતો હોય અને બીજો દુરનો વારસ બીજા ટોળા જોડે સબંદીત હોય. એટલુ કે ત્યાં બે ટોળા માત્ર એટલા માટે જ છે કે બન્ને ટોળાની જહતે કરાબત (સગ પણ) વિવિદ છે. મામો માસી, મા ને કારણે મરનાર જોડે સગપણ ધરાવે છે. અને એટલા માટે માનો હિસ્સો એટલે સુલ્સ ($\frac{1}{3}$) આપવામાં આવે છે. અને કાકો અને ફઇ બાપને કારણે મરનાર જોડે સગ પણ ધરાવે છે. એટલા માટે એમને બાપનો ભાગ એટલે બાકીની મિલકત મળે છે. નહિ તો આ બન્ને પ્રકારના વારસો એક બીજાના રોકનાર હોવામાં બીલકુલ એકજ ટોળાની જેમ છે જેમકે મરનારનો કાકો મોજુદ હોય અને મામો ન હોય બલકે મામાનો દિકરો મોજુદ હોય તો કુલ વારસો કાકાને મળશે. મામાનો દિકરો વારસાથી મહરૂમ થઈ જશે

અલબત્તા પતિ અને પત્નિ આ હુકમમાં બિલ્કુલ જુદા છે. ન એ કોઇની આડ થઇ શકે છે ન કોઇનાં રોક (અટકાવ) જો મય્યતના મા, બાપ અને ઔલાદ હોય તો પતિ અથવા પત્નિ એની સાથે પણ શરીક થઈ જાય છે. અને જો ઝામીને જરીરહ લગી વારસો પ્હોંચે તો પણ પતી અને પત્નિ પોતાનો હિસ્સો લઈ લેશે.

હુજબઅનીલબઅઝ એ છે કે કોઇ વારીસના મોજુદ હોવાને કારણે બીજો વારસ, વારસાથી બિલકુલ મહરૂમ નથી થઈ જતા, પણ એને નજીવો હિસ્સો મળે છે. કંઇ વધારાની સાથે અથવા સારા જેવો મુકરર હિસ્સો નથી મળતો આ હુજબની બે રીતો છે. હુજબે ઔલાદ અને હુજબે ઇખ્વા

**હુજબે ઔલાદના** અર્થ એ છે કે મરનારની ઓલાદ હોવા, છતા, મરનારના મા, બાપને એકેક સુદસ ($\frac{1}{6}$ ભાગ) થી વધારે નહિ મળે, અલબત્તા એક હાલત આનાથી જુદી છે. જેમકે મરનારની એક અથવા વધુ દીકરીઓ હોય અને મા, અથવા બાપમાંથી કોઈ એક હોય તો આવી હાલતમા કાયદા પ્રમાણે રદનો માલ મા, અથવા બાપને $\frac{1}{6}$ ભાગથી વધારે મળશે. એવીજ રીતે ઓલાદ હોવાથી મરનાર (સ્ત્રિ) ના ધણીને રુબઅ ($\frac{1}{4}$) ભાગથી વધારે અથવા મુરદા (પુરૂષ) ની સ્ત્રિ ને સુમન (૧/૮) ભાગ થી વધારે નથી મળી શકતું.

હુજબે છપ્વાના અર્થ એ છે કે મરનારના બે ભાઈ અથવા ચાર બહેનો હકીકી અથવા અલ્લાતી, મોજુદ હોય તો એમના હોવાથી માને સુદસ ૧/૬ ભાગથી વધારે નહિ મળે. જો કે આ લોકો પોતે વારસામાં ભાગ નહિ મેળવે. એ શરતે કે આ લોકો કાફીર. અને બકોલે મરનારના કાતીલ ન હોય,વળી એ શરત છે કે મરનારનો બાપ પણ જીવતો હોય, જો આ બન્ને શરતો દીકામાં ન આવે અથવા એમની સંખ્યા ઓછી હોય તો (હાજીબ) અટકાયત રૂપ નહિ થાય

## અકરબા પદરી વ અકરબાએ માદરીમાં આપસમાં વ્હેચણી

મરનારના અકરબા માદરીમાં આપસમાં હિસ્સો હમેશા એક સરખો વ્હેંચાય છે, એટલે સ્ત્રિ પુરૂષ બન્નેને સરખો હિસ્સો આપવામાં આવે છે. જેમકે એક અખ્યાની ભાઇ અને એક અખ્યાની બહેન વારસદાર હોય તો એક સુલ્સ (૧/૩) ભાગમાં બન્નેને બરાબર એટલે એકેકને ૧/૬ ભાગ મળી જશે. પરંતુ મરનાર પિદરી અકરબાહમાં **લીઝઝકરે મિસ્લો હઝ્ઝીલ ઉનસયયન**ના કાયદા પ્રમાણે પુરૂષને બે હિસ્સા અને સ્ત્રિને એક હિસ્સો આપવામાં આવે છે. જેમકે જો એક તરફ મરનારનો એક મામો. એક માસી, અને બીજી તરફ મરનારનો એક કાકો અને એક ફઇ મોજુદ હોય તો મામો અને માસી બન્નેને મુશતરકા(સાથે)એક $\frac{1}{3}$ ભાગ મળશે,જેમાંથી એ બન્નેને સરખી રીતે વ્હેંચાશે,અને કાકો અને ફઇને માટે મુશતરકા (સાથે) $\frac{2}{3}$ હિસ્સો, મળશે, જેનાં ત્રણ ભાગ કરીને એક હિસ્સો ફઇને, આપવામાં આવશે એને બે હિસ્સા કાકાને મળશે.

## વ્હેંચણીના રીતો

જો વારસ માત્ર એકજ હોય જેને માટે કોઇ ખાસ હિસ્સો મુકરર ન હોય, અને એનો કોઇ ભાગીદાર [ભાગ પડાવનાર વારસ] પણ ન હોય, તો પુરો વારસો એને મળશે. જેમ કે મરનારનો વારીસ માત્ર એક ભાઇ હોય, અને જો બીજો હકકદાર વારીસ પણ મોજુદ હોય અને એ **ઝવીલ કરાબતમાથી**જ હોય તો, જો બન્ને વારસોની કરાબતની હયસીયત [સગપણ] એકજ પ્રકારની હોય તો બન્નેમાં વ્હેંચણી અર્ધોઅર્ધ થઇ જશે. જેમ કે મરનાર બે ભાઈ વારસ મુકી ગયો, તો બન્નેને અર્ધો અર્ધો વરસો મળશે. અને જો બે વારસદાર હોય, અને બન્નેનું કરાબત (સગપણ) ની હેસીયત જુદી જુદી હોય તો, જે વારસ જે રીતે મરનારથી સગપણ ધરાવતો હશે તે પ્રમાણે એને હિસ્સો મળશે. જેમકે મરનારનો એક મામો હોય અને એક કાકો. તો મામાને મરનારની માનો હિસ્સો એટલે એક સ્કુલ્સ $\frac{1}{3}$ ભાગ મળશે, અને કાકાને મરનારના બાપનો હિસ્સો એટલે બાકીનો માલ $\frac{2}{3}$ ભાગ મળશે. અને જો કોઇ વારીસ હોય અને એ ઝવીલફરૂઝમથી હોય, અને કોઇ બીજો હકકદાર વારસ એની સાથે મોજુદ ન હોય તો એને એનો મુકરર હિસ્સો મળવા પછી બાકીના હિસ્સો પણ રદના હિસાબે એને આપવામાં આવશે. જેમકે જો મરનારની માત્ર એકજ દિકરી હોય તો અર્ધ હિસ્સો ફરજ પ્રમાણે મેળવ્યા પછી બાકીનો હિસ્સો રદ

પ્રમાણે પણ એનેજ આપવમાં આવશે. અને જો કોઈ બીજો વારસ પણ મોજુદ હોય તો હવે જોવું જોઇએ કે બીજો વારસ ઝવીલ ફર્ઝમાંથી છે કે ઝવીલ કરાબતમાંથી છે. જો ઝવીલ કરાબતમાથી હોય તો મજકુર ઉપર પ્રમાણે પ્રથમ વારસને એનો મુકરર હિસ્સો આપીને બાકીની મિલકત આ બીજા વારસને મળી જશે. જેમકે મરનારનો ધણી હોય અને દિકરો હોય, તો એક ¼ ભાગ ધણીને આપવા પછી બાકીની મિલકતનો વારસ દિકરો છે. અને જો બીજો વારસ પણ ઝવીલ ફરઝમાંથી છે, તો આવી હાલતમાં ત્રણ રીતો પેદા થઇ જાય છે એક એ, કે બન્નેનો મુકરર હિસ્સો આપીને મિલકત ખતમ થઈ જાય છે અને કંઈ બચતુ નથી, આવી હાલતમાં વ્હેંચણી બિલ્કુલ સ્હેલ છે. એની રીત એ છે કે, જેમકે મરનારના વારસોમાં એક બ્હેન હોય, અને ધણી, તો બન્નેને મુકરર પણે હિસ્સો આપવામાં આવશે એટલે અર્ધો, અર્ધો ભાગ આપવામાં આવશે. બીજી રીત એ છે કે જો મુકરર હિસ્સો વ્હેંચવામાં આવ્યા પછી જે કંઇ બાકી બચે આવી હાલતમાં વ્હેંચણીની રીત પ્રમાણે બાકીની મિલકતપણ એજ વારસોને તેને બીજી વાર આપવામાં આવશે આ વ્હેંચણીને ઇસ્તેલાહન [૧] રદ કહે છે.

ત્રીજી રીત એ છે કે, હિસ્સેદારો એવા પ્રકારના ભેગા થઈ જાય કે મિલકત સઘળાઓને પુરી વ્હેચી ન શકાય તો આવી હાલતમાં નિચે પ્રમાણે વારસોના મુકરર હિસ્સામાં ઓછુ કરવામાં આવશે. એક દિકરી, વધુ દિકરીઓ, બાપ અથવા એ વરસદારો જે મરનાર જોડે બાપના તરફ થી સબંધ રાખતા હોય. મા અથવા એ વારીસો જે મા ને કારણે મરનાર જોડે સગપણ રાખતા હોય, એમની વ્હેંચણીમાં કયારેય ઓછુ કરવામાં નથી આવતું, ગરજકે મજકુર ઉપરના વારીસોના હિસ્સામાં ઓછુ કરીને બાકી બીજા વારીસોને એમનો હિસ્સો, મુકરરપણે આપવામાં આવશે. જેમકે મરનારની બે સગી બ્હેનો હોય અને બે અખ્યાની બ્હેનો અને એક પતિ હોય તો આવી હાલતમાં થવું એ જોઇતું હતું કે, ૧/૨ પતીને ⅓ બે અખ્યાની બ્હેનોને અને ૨/૩ બન્ને સગી બ્હેનોને આપવામાં આવતે, પરંતુ મિલ્કત પુરતી નથી થતી એટલા માટે પતીને ૧/૨ ભાગ અને બન્ને અખ્યાના બ્હેનોને ૧/૩ આપવામાં આવશે અને બાકી જે કંઇ બચે એ બન્ને હકીકી બ્હેનોને મળશે.



[૧] કે પત્નિને રદમાંથી બિલ્કુલ હિસ્સો નથી મળતો, એવીજ રીતે પતીને પણ (રદ) નથી મળતું, અલબત્તા જો કયાંક નસબી કે સબબી કોઇ તબકાનો કોઇ વારીસ પણ મોજુદ ન હોય અને મરનારનો માત્ર પતિજ હોય તો ½ ભાગ ફરજ પ્રમાણે ½ રદ પ્રમાણે એને આપવામાં આવશે. હુજબની રીતમાં, મા, પણ રદમાંથી મહેરૂમ રહેશે.

# ફરીઝા કાઢવાની રીત

એટલે મિલકત વ્હેંચવાની રીત એ છે કે અમને જે વ્હેંચણી ઉપર મિલ્કત વ્હેંચવી હોય, એ સર્વની ગણત્રીનું એકઠીત ટોટલ કરીને એવી રીતે કાઢવામાં આવે કે એ સર્વ ગણત્રીના હિસાબે મરનારના જેટલા વારસો હોય અને તેમાં જેને ભાગે કાયદા પ્રમાણે જે હિસ્સો આવતો હોય તેટલો હિસ્સો ખાસ કરીને કરવો જોઇએ તે પછી વ્હેંચે જેમકે મરનારની માં, બાપ અને બે દિકરીઓ હોય તો માં ને કુલ મિલકતમા થી ૧/૬ ભાગ બાપને ૧/૬ ભાગ અને બન્ને દિકરીઓને માં અને બાપને મળે તે કરતાં બમણું આપવામાં આવે એવી રીતમાં કુલ મિલકતને ૭ ભાગ કરવામાં આવે, તેમા થી એક ભાગ માં ને એક ભાગ બાપને અને બે ભાગ દરેક દિકરીઓને આપવામાં આવે. (આ રીતે ૭ ભાગમાં વ્હેંચવામાં આવે,) આ રીતે દરેક બીજા વારસોને માટે પણ એમના હકક પ્રમાણે મિલકતમાં થી હિસ્સો કરીને વ્હેંચવામાં આવશે.

સમાપ્ત.

# અગાઉથી ગ્રાહક થયેલા ભાઇઓના મુબારક નામો

| નંગ | નામ | ઠેકાણું |
|---|---|---|
| ૧૦૦ | શેઠ ઇસ્માઇલ અબ્દુલકરીમ પંજુ | મુંબઇ |
| ૧૦૦ | ,, મહમદ જાફરભાઇ હાજી નાસર માવજી | ,, |
| ૫૦ | ,, શેરઅલીભાઇ નાનજી | ,, |
| ૨૫ | ,, ખાદીમ મોટર વર્કસ | ,, |
| ૧૦ | હાજી દાઉદભાઇ હાજી નાસર માવજી | ,, |
| ૧૦ | શેઠ ફાજલભાઇ હાજી બંદેઅલી રામજી | ,, |
| ૫ બંદેખુદા (હઃ શેઠ મહમદઅલીભાઇ હાજી દાઉદ નાસર) | | ,, |
| ૨ | શેઠ રોશનઅલીભાઇ શેરઅલી નાનજીઆણી | ,, |
| ૨ | ,, ફિદાહુસેનભાઇ શરીફ | ,, |
| ૧ | ,, યુસુફઅલી સાલેમામદ ધરમસી | ,, |
| ૧ | હાજી હૈદરઅલી હાજી બચુઅલી જે. પી. | ,, |
| ૧ | ,, અકબરઅલી અબ્દુલા માવજી | ,, |
| ૧ | ,, અલાદીનભાઈ નાનજી સાબુવાલા | ,, |
| ૧ | ,, જાફરઅલીભાઇ જમાલ | ,, |
| ૧ | ,, મહમદઅલીભાઇ લધા | ,, |
| ૧ | ,, અકબરઅલીભાઇ હિરજી | ,, |
| ૧ | ,, હસનઅલીભાઇ શેરમાહમદ | ,, |
| ૧ | ,, હુસેનભાઇ જાફર કાનજી | ,, |
| ૧ | ,, હુસેનઅલી મોલેદીના | ,, |
| ૧ | ,, એ. આર. ફાઝલભાઇ | ,, |
| ૧ | ,, મહમદહુસેન જી. મોલેદીના | ,, |
| ૧ | ,, ફાઝલભાઇ હસનઅલી | ,, |
| ૧ | ,, ઇબ્રાહિમભાઇ મહમદઅલી કાજી | ,, |
| ૧ | હાજી હબીબભાઇ અબ્દુલા શરીફ | ,, |
| ૧ | શેઠ સુલતાનઅલી સી. નાથાણી | ,, |
| ૧ | ,, જાફરઅલીભાઇ રમઝાનઅલી મેઘજી | ,, |
| ૧ | ,, ઇસ્માઇલભાઈ જાફર | ,, |

| નંગ | | નામ | ઠેકાણું |
|---|---|---|---|
| ૧ | ,, | હસનઅલી જી. મર્ચન્ટ | ,, |
| ૧ | ,, | તુરાબહુસેન ભાઇ બંદેઅલી | ,, |
| ૧ | ,, | અબ્દુલહુસેન ભાઇ નાનજી | ,, |
| ૧ | ,, | અબ્દુલ્લાભાઈ મનજી ખટાઉ | ,, |
| ૧ | ,, | નજરઅલીભાઇ વાલજી | ,, |
| ૧ | ,, | મહમદહુસેન હાજી અબ્દુલ્લા | ,, |
| ૧ | ,, | હસનઅલી જી. મુરાજ | ,, |
| ૧ | ,, | હાઝીરહુસેન વજીરઅલી બંદેઅલી | ,, |
| ૫ | ,, | હાજી જાનમહમદભાઈ પ્રેમજી | મુંદ્રા (કચ્છ) |
| ૧ | ,, | જુસબ અલીભાઈ માસ્તર | પંઢરપુર |
| ૧ | ,, | અબ્દુલ્લાભાઇ હુસેન જાફર | નાંદેડ |
| ૧ | ,, | જાનમામદ ભાઇ રહેમતુલ્લા | બોધસર |
| ૧ | ,, | મહેરઅલીભાઇ વાલજી | હડીઆણા |
| ૧ | ,, | હાજી અકબરઅલી ભીમજી | રંગુન |
| ૧ | ,, | મામદભાઇ ખીમજી | કચ્છ, કેરા |
| ૧ | ,, | કાસમઅલી અમરસી | લાલપુર |
| ૧ | ,, | ગુલામહુસેનભાઇ અલીભાઇ | અમરેલી |
| ૧ | ,, | બહાદુરઅલીભાઇ ભાણજી | કુકડ, (ભાવનગર) |
| | | | **આફ્રીકા.** |
| ૧ | ,, | જી. એચ. અબ્દુલરસુલની કું. | મુઆન્ઝા |
| ૧ | ,, | પ્યારઅલીભાઇ ગુલામહુસેન | મોગગ |
| ૧ | ,, | અબ્દુલ્લામનજી ધારસી | સરોતી |
| ૧ | ,, | કાસમઅલી અબ્દુલ્લા | કમાચુચુ |
| ૧ | ,, | અકબરઅલી ગુલામહુસેન | ,, |
| ૧ | ,, | સુલેમાન માહમદ ભીમજી | બુકોબા |
| ૧ | ,, | હબીબ લાલજી | ,, |

## શુદ્ધિ પત્રક :—

| પાનું | પેરેગ્રાફ અને મથાળું | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૦ | ૨ | ૧ | મમીઝ | મુમય્યઝ |
| ૧૩ | ૧ | ૧૦ | અને પાણીના વપરાસથી કોઇ હુકમ એના માટે જાહેર થયેલ ન હોય | અને પાણીનો વપરાસ એના માટે નડતર રૂપ ન હોય. |
| ૧૩ | ૧ | ૧૦ | જુનુબ (સ્ત્રી સંગમાં આવેલ) | જુનુબ (સ્ત્રિસંગ અથવા કોઇપણ પ્રકારે વિર્યપાત થવું) |
| ૧૬ | મુબ્તેલાતે વઝું ૪ | આયટમ (૬) | ઇસ્તેહાઝા (સ્ત્રિ જાતની માંદગી) | ઇસ્તેહાઝા (સ્ત્રિ જાતને માથા મેલુ કાયદા ઉપરાંત આવ્વું તે) |
| ૧૭ | અહકામેબયતુલખલા ૧ | ૧ | સ્ત્રિઓએ (શરમગાહ) | સ્ત્રિ અને પુરૂષ બન્નેએ શરમગાહને |
| ૨૪ | હયઝ સંબંદી હુકમો ૧ | ૧ | હયઝ સંબંદી થોડાએક હુકમો | હયઝવાળી સ્ત્રિમાટે થોડાએક હુકમો |
| ૨૫ | હયઝના વખતે હરામના હુકમો ૧ | ૫ | અને અહવત (વજુબી) એ છે.* | |
| ૩૪ | ૧ લું (૪) | ૧ | જાનવરે મહરમ [ફાલતુ જાનવર] | જાનવરે મહતરમ (ઇઝઝતદાર જાનવરો) |
| ૩૬ | તહારતે ખબસી | ૪ | ચમગાડર [ગરુડ પક્ષી] | ચમગાડર (વડવાંગળી) |
| ૧૧૫ | સમાપ્તિ ૧ | ૧ | અજનબી [મુસાફર પરદેશી] | અજનબી (અંજાણુ) |

* આ વાકયના અર્થ પાછલા ભાગમાં સોબત કરવાથી બચવાના છે.
અકવી શબ્દ જ્યાં જ્યા લખાયેલો છે ત્યાં ત્યાં "અકવા" શબ્દ વાંચવું.